# તિમિર ભેદતો પ્રકાશ

[પ્રકાશકીય]

**જા**ણીતા ચિંતક અને વ્યાખ્યાતા મુનિરાજશ્રી ચંદ્રપ્રભસાગરજી એમની સાહિત્યિક સુધાકૌમુદીથી હવે અમારા વાચકોને ચિરપરિચિત છે. શ્રી જીવન-મણિ સદ્વાચનમાળા પોતાનાં પાંચ વર્ષ પૂરાં કરે છે: પ્રત્યેક વર્ષ તેઓશ્રીની એક એકને ચઢે તેવી કૃતિઓથી પુનિત થયેલું છે. અમને તે વિષે આનંદ અને ગર્વ છે. આનાથી વડેરું સદ્ભાગ્ય કયું ?

સમર્થ મુનિપુંગવે પોતાનાં છેલ્લાં બે ચાતુર્માસ મોહમયી મુંબઈ નગરીમાં કર્યાં; અને પોતાના વાણી-પ્રકાશથી મોહમયીના મોહ-તમને દૂર કરવા યથાશક્ય પ્રયાસ કર્યો. પોતપોતાની યોગ્યતા પ્રમાણે સહુએ એમનાં વ્યાખ્યાનોનો લાભ લીધો: ને પોતપોતાની તાકાત પ્રમાણે તેજ ઝીલ્યાં. એ અનેરા ધર્મ ઉછરંગના દિવસો હતા.

પણ એ વાણી-પ્રકાશ જેમ સદા બને છે તેમ-અંધારા આભમાં ક્ષણ વારને માટે ચમકારો વેરી, માર્ગભૂલ્યા કો પથિકને પ્રકાશનો પંથ ચીંધી અનંતમાં વિલીન થઈ જાત. પણ એ પળના પ્રકાશને પોતાની કલમ-પેટીમાં સંગ્રહિત કરી. તેજમંજુષા (બેટરી) તૈયાર કરનાર સદ્ભાગ્યે એક શિલ્પી લાધી ગયો. એ શિલ્પી તે આ ગ્રંથના સંપાદક-સંગ્રાહક શ્રી જમુભાઈ દાણી!

શ્રી દાણીભાઈએ અજબ જહેમત લઈને, કદીક નાયગરાના ધોધની જેમ અને કદી ગંગાના પ્રવાહ સમી વહેતી મુનિરાજશ્રીની વાણી-સુધાને દિવસો સુધી ઝીલીને અક્ષરસ્થ કરી ને પરિણામે આ ગ્રંથનો જન્મ થયો.

પૂ. મુનિરાજશ્રીના તો અમે સદાના ઋણી છીએ, પણ આ ધર્મકાર્ય બજાવવા બદલ શ્રી દાણીભાઈના ખાસ આભારી છીએ.

વાચકો આ અજવાળામાં નાહે અને જીવન-તિમિરને દૂર કરે એ જ આશા રાખીએ છીએ.

—ટ્રસ્ટીઓ



# અજવાળાંની આરાધના

**[ સંપાદકીય ]**

પ્રકૃતિના કો મંગળ અને મનહર પ્રભાતે, આકાશના પૂર્વ-આંગણે ગુલાબની પાંદડીઓ વેરતી અને સ્મિતથી અજવાળાં પાથરતી ઉષા આછે પગલે જઈ રહી હોય, સરિતાનાં નિર્મળાં નીર કલકલ કરતાં વહી રહ્યાં હોય, અદૃશ્ય કો વનરાજિમાંથી કોકિલાનો મધુર કુંજનાદ કર્ણને પુલકિત કરી દેતો હોય અને આંખથી અદીઠ પણ સૌરભથી સ્પર્શીને, પ્રફુલ્લેલાં પુષ્પો એના પરિમલથી અંતરમાં ઊતરી જઈ, અનેરો આહ્લાદ જગવી, મીઠડી સ્મૃતિથી હૈયું ભરી દે અને અંગાંગમાં ચેતનનો ચિર ચમકાર જગવી જાય—એવું કંઈક, સ્પષ્ટ—અસ્પષ્ટ, મુનિશ્રી ચન્દ્રપ્રભસાગરજીના પ્રથમ દર્શન—પરિચયે મેં અનુભવ્યું; સ્મૃતિની એ આછી રેખાઓ અંતરમાં ઊંડી જડાઈ ગઈ. મને લાગ્યું કે આ છે તો કોઈ આદર્શઘેલા અવધૂત, ભાવનાના મસ્ત, ક્રાન્તિના કોકિલા, મનના મુનિરાજ.

પાંચ છ વર્ષ પહેલાંનો એ પ્રસંગ છે. જૈનોના મંદિરનગર સમું પાલીતાણાનું ગામ. પ્રાતઃકાળનો સમય હતો. ઝડપે દોડતી જીપમાં બેસી અમે ગામમાં પ્રવેશ્યા. એક સામાન્ય દેખાતા ગૃહમાં પગ મૂક્યા. ઉપલે માળે જઈ જોયું તો જૈન સાધુની મંડળી પ્રાતઃકર્મમાં પરોવાયેલી બેઠી હતી. અન્યને છોડી, અમારી આંખ બે જણ ઉપર ઊતરી અને અંતર નમ્યું. એમાંના એક હતા, થોડા જ વખત પહેલાં કાળ-

ધર્મ પામેલા, વૃદ્ધકાય પણ યૌવનસુલભ ઉત્સાહે તરવરતા, મુનિશ્રી ચન્દ્રકાન્તસાગરજી અને બીજા હતા, યૌવનકાય અને અલપ્પના અલગારી શા, મુનિશ્રી ચન્દ્રપ્રભસાગરજી. પ્રથમ મુનિશ્રીએ હૈયાનું હેત વહાવી અમારું આતિથ્ય કર્યું; બીજા મુનિશ્રીએ જ્ઞાનની મીઠી ગોઠડીમાં અમને રંગી દીધાં. સાધુતાનો એમનો સ્વાંગ છતાં આટલી સ્નેહભીની આત્મીયતા! આટલો સદ્‌ભાવ! અમારો આત્મા પ્રસન્ન અને પુલકિત બની ગયો. અનૌપચારિક પરિચયની એ પ્રથમ પળોમાંય, સત્સંગની અને સાધુતાની ઠીક ઠીક ગાઢતા ને ગૂઢતા અમને સ્પર્શી ગઈ. સાધુ-મિલનની ધન્યતાની અમે ત્યારે મધુર અનુભૂતિ પામ્યાં.

પછી તો દિવસો બાદ અમે જાણ્યું કે સાધુની એ બેલડી એટલે સંસારક્ષેત્રના પિતાપુત્ર, સાધુક્ષેત્રના ગુરુભાઈઓ, માયાનો રાગ તજી બેઉએ ત્યાગનો પંથ સ્વીકાર્યો. સંસારની સિદ્ધિઓ-તજી સાધુતાએ દિલને રંગી દીધું, એકે ધર્મક્રિયાની આરાધના આદરી; બીજાએ જ્ઞાન-પૂજાની પરબડી માંડી. બેલડીની કેવી એ સુસંવાદી ધર્મસાધના! પ્રેમ અને પ્રકાશનો કેવો દૈવી, સુભગ અને વિરલ સુમેળ! સંસારનાં સ્વજનો આમ ધર્મપંથે સહકલ્યાણયાત્રા આદરે એ, કેવું રંગીલું ને મસ્તી-ભર્યું સ્વપ્નચિત્ર છે!

પ્રથમ ભાવનગર અને પછી ગુજરાતના પાટનગર અમદાવાદને ધર્મજીવનનો રંગ લગાવી મુનિશ્રી મુંબઈ પધાર્યા. ૧૯૬૦ના મે માસમાં હું એમને અહીં મળ્યો. શિક્ષણક્ષેત્રની મારી તાજી નિવૃત્તિ બાદ, હું કાર્યની શાંતપ્રવૃત્તિમાં વિહરતો હતો. મેં સાંભળ્યું કે મુનિશ્રી ચાતુર્માસ કરવા નમિનાથજીના દેરાસરમાં પધારવાના છે અને પ્રાતઃપ્રવચનો આપવાના છે. સાંભળીને મને આનંદ થયો.

સૌ સંગે હું પણ ત્યાં જવા લાગ્યો. સંવત ૨૦૧૬ના ચાતુર્માસ પ્રવચન-સ્વાધ્યાય માટે, સાડા સાતસોએક વર્ષ જૂનો એવો એક ગ્રંથ—'ધર્મરત્નપ્રકરણ' પસંદ કરવામાં આવ્યો હતો. પ્રતિપ્રભાતે, પ્રાર્થના અને મૈત્રીભાવના બાદ, મુનિશ્રી પ્રવચન આપતા અને વિશાળ સમુદાય

ત્યાં ઊભરાતો. જૈન અને જૈનેતર, સર્વ એમાં સરખો રસ માણતા. પ્રવચન બાદ હું જોતો કે શ્રોતાઓના અંતરમાં ઊગેલાં અજવાળાં, એમની આંખે અને મુખે આવી આવી ચમકી જતાં.

એમના જ્ઞાન–અનુભવના શ્રવણનો, મારે માટે આ પ્રથમ પ્રસંગ હતો. મને શ્રવણમાં અપૂર્વ આનંદ આવવા લાગ્યો. વર્ષો–જૂની ટેવ મુજબ, પ્રવચનમાંના કોઈ વિચારો તો કોઈ દૃષ્ટાન્તો, કોઈ અવતરણો તો કોઈ કાવ્યમય કલ્પના, હું મારે કાજે નોંધતો ને આનંદતો, ક્યારેક મારા મિત્રો અને મુનિશ્રીના ભક્તો એ જોઈ જતા અને વાંચીને આનંદ વ્યક્ત કરતા. કેટલાકોએ સૂચન કર્યું: 'જેઓ સાંભળવા આવી શકતા નથી, એવા જિજ્ઞાસુઓને પણ લાભ મળી શકે માટે તમે પ્રવચનોની પૂરી નોંધ લ્યો તો? ક્યારેક છપાવી પણ શકાય.' મને તો આમાં મારા નિવૃત્ત સમયનો સદુપયોગ લાગ્યો અને મારી પૂરી પાત્રતા વિચાર્યા વગર મેં ઝુકાવ્યું.

મારામાં નહિ લઘુલિપિમાં લખી શકવાની આવડત, કે નહિ દીર્ઘલિપિમાં પહોંચી વળવાની ગતિ છતાં, આદર્યું હતું તે અધૂરું રાખવાનું ઠીક ન લાગ્યું અને અન્ય શ્રોતાની નોંધોની સહાયથી રોજે રોજનાં પ્રવચનો મઠારીને મેં તૈયાર કરવા માંડ્યાં, પણ અંદરનો ઊંડો ક્ષોભ ન ગયો. મને થતું, ક્યાં મુનિશ્રીનું દર્શન અને જ્ઞાન, ક્યાં એમની પ્રાસાદિક વાણી, ક્યાં એમના વિચારોનું ઓજસ, ક્યાં એમનાં દૃષ્ટાન્તોની રસિકતા—અને ક્યાં મારી કંપતી કલમ! બીક લાગતી કે મુનિશ્રીના વિચારોને ન્યાય મળશે ખરો? અત્યંત ક્ષોભ અંગે બે ત્રણ પ્રવચનો મેં એમને બતાવ્યાં. જ્ઞાનીઓ તો બાહ્યાકારને નહિ, પણ અંદરના ભાવને જ વધુ જોતા હોય છે ને? મુનિશ્રીએ પણ ઉદારદિલે એમાં, કાંઈ નહિ તો આ ભાવ જોયો ને સ્મિતવદને મને સમંતિ આપી. એમનાં એ પ્રોત્સાહન અને સંમતિદાન અર્થે, હું અને શ્રોતા–વાચકો ખૂબ જ આભારી છીએ.

પ્રત્યેક ચાતુર્માસે જૈનદેરાસરોમાં થતું ધર્મગ્રન્થનું વાચન, ભાવિક શ્રમણોમાં અને શ્રદ્ધાળુ શ્રાવકોમાં ભક્તિની પુનઃસ્મૃતિ જગવી જાય છે, અને ઝીલતાં આવડે તેને, નવસંજીવનથી ભરી દે છે. પણ મુનિશ્રી ચન્દ્રપ્રભસાગરજીનાં પ્રવચન–સ્વાધ્યાયમાં કંઈક વિશેષતા અને કલ્યાણકારી સુંદરતા હતી. વર્ષો પહેલાંના આ ગ્રન્થમાંના વિચારો, આદર્શો અને ભાવનાને એમણે નવયુગની ભાષા, નવનિરૂપણ, નવીન વિચારધારાની રંગાવલિ તથા કલ્પનાની કાવ્યમય શૈલીથી નૂતનતા બક્ષી. એ પ્રાચીન ગ્રંથને, એમનાં પ્રવચનોએ નવયુગના નવજીવનની એક યુગગાથા બનાવી દીધી; ધર્મભાવનાને સર્વાંગી જીવનમાં મૂર્તિમંત કરવાની તમન્ના અને ઝંખના શ્રોતાભક્તોમાં જગવી દીધી.

'ધર્મરત્ન પ્રકરણ'ના આ ગ્રંથને, એના સંદેશને મુનિશ્રીએ નવલો, સર્વધર્મીપ્રિય, સદા પ્રેરક અને ચેતનવંતો બનાવી, જ્વલંત અને જીવંત કરી દીધો. એમનાં એ પ્રવચનોમાં સર્વધર્મસમન્વય ભાવ છે, માનવ માત્ર પ્રત્યેની સ્નેહભરી કરુણા છે. અંધારામાં અટવાતી માનવપ્રજા માટેનાં અશ્રુ છે, સર્વને સર્વકાળે સહાયક થવાની તાલાવેલી છે. એમના તપસંદેશમાં નવનીતની કોમળતા છે; એમના ત્યાગસંદેશમાં હૈયાની ભીનાશ છે. શ્રોતાવર્ગને, વાચકવર્ગને એમની આ ઊર્મિઓ સ્પર્શી જાય છે, હૈયામાં વસી જઈ ધર્મજીવનની ઝંખના પ્રગટાવે છે.

મુનિશ્રી પોતે પ્રવક્તા સંગે મનોવૈજ્ઞાનિક પણ જણાય છે. કયા શ્રોતાવર્ગને કેમ, ક્યારે, કેટલું, કયે સ્વરૂપે ધરવું એની સુંદર હથોટી એમને છે. એટલે, ક્યારેક રમ્ય કલ્પનાથી, ક્યારેક કાવ્ય-પંક્તિઓથી, ક્યારેક મનહર દૃષ્ટાંતથી. તો ક્યારેક ક્રાંતિકારી પણ પ્રેમપૂર્ણ પ્રહારથી, ક્યારેક કારુણ્યભાવે તો ક્યારેક કટાક્ષભાવે, ક્યારેક સાહિત્યની પાંડિત્યભરી ભાષામાં તો ક્યારેક તળપદી બોલીમાં, ક્યારેક જીવનની કરુણતાનાં દર્શન કરાવી રડાવીને તો ક્યારેક અંતરનાં અજવાળાં દાખવી હસાવીને, સૌને એ ધર્મરત્નમંદિરને સોપાને ચડાવે છે અને ધર્મના અને જીવનના અઘરા પાઠો સરળતાથી ભણાવે છે:

છું કે મુનિશ્રીના ધર્મજ્ઞાનભંડારમાંથી લોટી ભરીને પાવાનું જ મેં તો આમાં પુણ્ય લીધું છે, અને એવી વિરલ ને ધન્ય તક માટે ઉપકૃત છું.

કહેવાય છે કે 'અરુણોદય પહેલાંનો અંધકાર ગાઢો હોય છે.' માનવજાતિના ઇતિહાસમાં આજે આ અંધકાર, જીવનનાં સર્વ ક્ષેત્રે ઉગ્ર રીતે પ્રસરી રહ્યો છે. આજે જ્યારે માનવીની આંખ માયાના રંગમાં ખૂંચી રહી છે, જ્યારે મન અસ્વસ્થતામાં અટવાતું નાદાબારી શોધી રહ્યું છે, જ્યારે હૈયાના હેતનું પાવનકારી ઝરણું સુકાઈ રહ્યું છે, જ્યારે માનવીની માનવતા પરવારી રહી છે, જ્યારે જ્ઞાનની જડતા અને અંતરનો અહમ્, આત્માના અવાજનેય રૂંધી રહ્યો છે, જ્યારે માનવી વામણો ને દયામણો બની, શાંતિ, સંવાદિતા અને સ્નેહની તૃષાથી તડફડી રહ્યો છે, જ્યારે વિજ્ઞાનસંશોધનનાં વિષાણુઓ માનવજાતને ભરખવા, પ્રલયને આરે આવી ઊભાં છે, ત્યારે—ધર્મનું આ કલ્યાણકારી અને સંજીવનદાયી ઝરણું જ માનવીનું એક આશાકિરણ રહ્યું છે. અંધારામાં અટવાતા માનવીને, ધર્મનાં અજવાળાં જ નવચેતના અર્પી શકે એમ છે; સંહારના સંતાપમાંથી સર્જનની સુંદરતા દાખવી શકે એમ છે. આજનું જગત આવા ધર્મપંથપ્રદર્શકોને, પ્રેરણાદાતા સન્મિત્રોને ઝંખે છે. આજના સંતો, ઉપદેશકો, ફિલસૂફો અને શિક્ષાગુરુઓને આજે અનાથ બનેલાં માનવબાલોની આ એક ઊંડી આરઝૂ છે.

ધર્મરત્નની પ્રાપ્તિ માટે સાધના અને આરાધના આવશ્યક છે. જેને હૈયે શ્રદ્ધાનો આવો પ્રદીપ પ્રજ્વળે છે અને જ્યાં ભક્તિના સ્નેહનું સિંચન છે તે પ્રત્યેક ધર્મજિજ્ઞાસુને આમાંથી ધર્મરત્નનાં, જ્ઞાનપિપાસુને જ્ઞાનરત્નનાં તો અન્યને જીવનનાં કંઈ કંઈ અજવાળાં લાધશે એવી મને શ્રદ્ધા છે. આ ગ્રંથની પ્રાણપ્રતિષ્ઠા સર્વ ધર્મીજનને એના આદર્શની સિદ્ધિ પ્રતિ, ધર્મમંદિર પ્રતિ લઈ જાઓ એ જ

વિવિધ ક્ષેત્રે પહોંચી, ધર્મનાં વહેણને વહેતાં રાખવાં પડશે. આજનો આ કાળધર્મ છે, આપદ્ધર્મ છે.

મુનિશ્રીનાં કલાત્મક અને રસપૂર્ણ પુસ્તકોએ એક અતિ વિશાળ વાચકવર્ગ ઊભો કર્યો છે. છેલ્લાં નવ–દસ વર્ષમાં એમણે ગુજરાતના કરાંજુજમાં ગ્રંથસપ્તકની પ્રેમપ્રસાદી ધરી, ગુજરાતી સાહિત્યને અને ધર્મભાવનાના સાહિત્યને સુસમૃદ્ધ બનાવ્યું છે. જીવનના વિવિધ પ્રસંગ-પુષ્પનો પરિમલ પાથરતું 'સૌરભ', ધર્મપંથના યાત્રિકોને દૃષ્ટિ દેતું 'ભવનું ભાતુ'' ક્ષણિક ને માયાવી સુખમાં પડેલાઓને સાદ કરતું 'હવે તો જાગો', માનવી માત્રની અપ્રગટ ઊમી બતાવતું 'કર્ધાદીપ' જીવાત્માને પરમાત્માનાં દર્શન કરાવતું 'બિંદુમાં સિંધુ' વિચારરત્નોથી હૈયાને ઠારતું 'પ્રેરણાની પરબ', અને હૃદયસ્પર્શી વિચારધારાથી ઓપતું 'જીવનમાંગલ્ય',—એમના આ સપ્તકની નામાવલિમાં આ નવા ગ્રંથનો ઉમેરો થતાં, ધર્મકાર્યનું એક 'મંગલાષ્ટક' પૂરું થાય છે. અને ત્યારે પ્રાર્થું ? મુનિશ્રી! પ્રૌઢોને આપે ઘણું આપ્યું છે અને ઘણાંનાં હૈયાંને ઠાર્યાં છે, પણ હવે આપણા દેશની ભાવિ આશા સમાં બાળકોને અને યુવક–યુવતીઓને સંસ્કારબોધક અને સહકારપોષક કથાસાહિત્ય આપ નહીં આપો ? એમનાં હૈયાં ને હાથ, શું આપના સંજીવનસાહિત્ય વગર ખાલી રહેશે ? ભાવનાઝંખી સૌ ભાવિકો વતી, હું આપની પાસે, આજના મંગળ શુભ દિને આ હૈયા–ટહેલ નાખું છું.

અને, અજવાળાંની આ આરાધનાના અંતમાં બેચાર હાર્દિક આભાર-શબ્દો 'પ્રેરણાની પરબ'નાં પાણી પીને પ્રફુલ્લતા અનુભવતા વિશાળ ભક્તમિત્રસમુદાયના પ્રોત્સાહનથી, મુનિશ્રીના પ્રેરક અને પ્રકાશ-વંત પ્રવચનોનો, મારી અપૂર્ણતાને કારણે કદાચ અધૂરો, પણ મુનિશ્રીનાં પ્રાણ-પ્રવચનોથી મધુરો બનેલો આ ગ્રંથ રજૂ કરતાં મારો આત્મા પુલકિત થાય છે. આ ગ્રંથની ક્ષતિઓનો અધિકારી હું છું; એમાંની સુંદરતાનો અને પ્રેરકતાનો યશ મુનિશ્રીને છે. ચાતુર્માસના એ વિદાય-પ્રવચનમાં એમણે ઉચ્ચારેલું તેને જરાક બદલીને હું એટલું જ કહું

છું કે મુનિશ્રીના ધર્મજ્ઞાનભંડારમાંથી લોટી ભરીને પાવાનું જ મેં તો આમાં પુણ્ય લીધું છે, અને એવી વિરલ ને ધન્ય તક માટે ઉપકૃત છું.

કહેવાય છે કે 'અરુણોદય પહેલાંનો અંધકાર ગાઢો હોય છે.' માનવજાતિના ઇતિહાસમાં આજે આ અંધકાર, જીવનનાં સર્વ ક્ષેત્રે ઉગ્ર રીતે પ્રસરી રહ્યો છે. આજે જ્યારે માનવીની આંખ માયાના રંગમાં ખૂંચી રહી છે, જ્યારે મન અસ્વસ્થતામાં અટવાતું નાદાઆરી શોધી રહ્યું છે, જ્યારે હૈયાના હેતનું પાવનકારી ઝરણું સુકાઈ રહ્યું છે, જ્યારે માનવીની માનવતા પરવારી રહી છે, જ્યારે જ્ઞાનની જડતા અને અંતરનો અહમ્, આત્માના અવાજનેય રૂંધી રહ્યો છે, જ્યારે માનવી વામણો ને દયામણો બની, શાંતિ, સંવાદિતા અને સ્નેહની તૃષાથી તડફડી રહ્યો છે, જ્યારે વિજ્ઞાનસંશોધનનાં વિષાણુઓ માનવજાતને ભરખવા, પ્રલયને આરે આવી ઊભાં છે, ત્યારે—ધર્મનું આ કલ્યાણકારી અને સંજીવનદાયી ઝરણું જ માનવીનું એક આશાકિરણ રહ્યું છે. અંધારામાં અટવાતા માનવીને, ધર્મનાં અજવાળાં જ નવચેતના અર્પી શકે એમ છે; સંહારના સંતાપમાંથી સર્જનની સુન્દરતા દાખવી શકે એમ છે. આજનું જગત આવા ધર્મપંથપ્રદર્શકોને, પ્રેરણાદાતા સન્મિત્રોને ઝંખે છે. આજના સંતો, ઉપદેશકો, ફિલસૂફો અને શિક્ષાગુરુઓને આજે અનાથ બનેલાં માનવબાળોની આ એક ઊંડી આરઝૂ છે.

ધર્મરત્નની પ્રાપ્તિ માટે સાધના અને આરાધના આવશ્યક છે. જેને હૈયે શ્રદ્ધાનો આવો પ્રદીપ પ્રજ્વળે છે અને જ્યાં ભક્તિના સ્નેહનું સિંચન છે તે પ્રત્યેક ધર્મજિજ્ઞાસુને આમાંથી ધર્મરત્નનાં, જ્ઞાનપિપાસુને જ્ઞાનરત્નનાં તો અન્યને જીવનનાં કંઈ કંઈ અજવાળાં લાધશે એની મને શ્રદ્ધા છે. આ ગ્રંથની પ્રાણપ્રતિષ્ઠા સર્વ ધર્મીજનને એના આદર્શની સિદ્ધિ પ્રતિ, ધર્મમંદિર પ્રતિ લઈ જાઓ એ જ ભક્તિભરી, સ્નેહભરી મારી આરાધના છે.

કાર્તિક પ્રતિપદા ૨૦૧૮ —જમુભાઈ દાણી
તા. ૯ નવે. '૬૧

અને ત્યાગના ધામ જેવા છે તે ભગવાન શ્રી મહાવીર સ્વામીને કરવામાં આવ્યું છે.

જીવનમાં નમ્રતા અત્યંત આવશ્યક છે. મીણ જેવું જેનું હૃદય ન હોય તે દુનિયાને મીણ જેવી નરમ નહિ બનાવી શકે.

'નમ્રતા' અને 'વિનય' માણસમાં ન આવે તો એનો સંસાર બગડી જાય છે. તમારાં ઘરોમાં, માતા-પિતા પ્રત્યે અને કુટુંબની વ્યક્તિઓ પ્રત્યે જો આ નમ્રતા ફેલાય તો જીવનમાં ધર્મ ધીરે ધીરે આવતો જાય છે.

પણ આપણે યાદ રાખવાનું છે કે–સંસારમાં તો "નમન નમનમેં ફેર હૈ, બહુત નમે નાદાન." એવો ઘાટ રચાયેલો છે. તમારી પાસેથી જે માણસ કાંઈક પડાવવા માગતો હશે, જે દગલબાજ હશે, એ વધુ નમતો–ભજતો રહેશે. એવા લોકોથી ચેતજો. જ્યારે કોઈ તમને વધુ પડતું માન આપે અને સત્કાર કરે ત્યારે જોજો કે એની પાછળ એનો સ્વાર્થ તો નથી ને ?

સ્વાર્થની ભાવનાથી કરેલું નમન એ નમન નથી પણ વ્યાપાર છે.

આ પ્રકરણના લેખકનું નમન તો ત્યાગીને છે; ગુણોના ધામને છે; હજારો વર્ષ પહેલાં પાવાપુરી અને રાજગૃહીમાં વિહરેલી ચેતનાને છે. એ ચેતનાની પાવન થયેલી ધૂળ પણ ધન્ય છે. પ્રભુ શ્રી મહાવીરની ચરણરજમાં આજે પણ એવી શક્તિ છે કે ક્ષણમાં યુગોનું દર્શન કરાવી શકે, આંખના

પલકારામાં જીવનની અનુભૂતિ કરાવી શકે.

જે મહા વિભૂતિ કાળપ્રવાહને તરી ગઈ છે, જે ગુણોનો ભંડાર છે, એવા ભગવાન શ્રી મહાવીર પ્રભુને લેખકનું નમન છે. આવા નમનમાં પણ એક જાતનો આત્મિક ભાવ જરૂરી છે.

આ ગ્રંથમાં આત્માનો અખૂટ ખજાનો છે. આ ખજાનાના સાચા સ્વામી એટલે ભગવાન મહાવીર.

એમની પાસે વૈભવ હતો, બંધુ, પુત્રી અને પત્ની સર્વસ્વ હતું, છતાં એમને એ બધું નશ્વર લાગ્યું.

નશ્વર વસ્તુ આત્માની તૃષા છિપાવી શકતી નથી. આત્માની તૃષા કાંઈ દુન્યવી વસ્તુથી સંતોષાતી નથી. એમને અમૃતતત્ત્વની પિપાસા લાગી હતી, આથી બધું છોડીને એમણે ત્યાગનો માર્ગ લીધો.

આત્માની તૃષા એ ધન અને સત્તાની તૃષા નથી પણ આત્મિક શાન્તિ–પરમપદની તૃષા છે. એ કાંઈ ભૌતિક વસ્તુથી શાંત થાય?

એમણે આટલા ખાતર સાડા બાર વર્ષ સુધી અડોલ તપશ્ચર્યા આદરી, ઘોર ઉપસર્ગોને હસતા મુખે સહન કર્યા અને અંતે એમણે શું મેળવ્યું રત્નનો ખજાનો; શાશ્વત ખજાનો.

આનંદઘનજીએ પણ આ જ કહ્યું છે કે 'હું જે પ્રાપ્ત કરવા માગું છું તે જીવનનું અમૃત છે. મેં જગતમાં

# ભૂમિકા

પ્રવચન-સ્વાધ્યાયમાં આપણે 'ધર્મ-રત્નપ્રકરણ'નો ગ્રંથ પસંદ કર્યો છે.

'ધર્મ-રત્ન'નો ગ્રંથ આચાર્યશ્રી 'દેવેન્દ્રસૂરિજી'એ રચેલો છે અને તે અદ્‌ભુત છે.

ધર્મી માણસ કેવો હોય, એનામાં કયા કયા ગુણો હોય એ આ ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે.

આપણે જાણીએ છીએ કે ધર્મી કહેવડાવવું સહેલું છે, પણ જીવનમાં ખરેખર એવા બનવું એ ઘણું મુશ્કેલ છે; એટલે સાચું ધર્મીપણું આપણે આવા ગ્રંથોના અભ્યાસથી અને આચરણથી સિદ્ધ કરવાનું છે.

મહાન સર્જનની પાછળ માણસમાં નમ્રતા જોઈએ. એ બતાવવા માટે શરૂઆતમાં લેખક પ્રભુને નમન કરે છે. એનામાં અભિમાન નથી, તેથી એ ગ્રંથના સાંભળનારને અને પોતાને પણ તારે છે.

લેખકનું પ્રથમ વંદન, જેમણે જગતને પોતાના જીવનથી 'વિનય' ગુણનો મંત્ર શીખવ્યો છે, જે ફકીરી

વિષના કટોરા પી લીધા છે, હવે આત્માની તૃષા છિપાવવા માટે મારે અમૃત દર્શનના પ્યાલા પીવા છે.'

ચેતનાની આ શક્તિ છે. એ, ક્ષણને યુગો સુધી લંબાવી શકે અને યુગોને એક ક્ષણમાં સમાવી શકે, પણ તે શરીર નહિ, ચેતના. શરીર અને ચેતના બે જુદાં છે. ચેતના જાય એટલે શરીર ખોખું માત્ર બની જાય છે. આ ચેતના એટલે આનંદઘન.

આપણા બધાની અંદર પણ એ જ સૂતેલો છે. એને શ્રવણદ્વારા જાગૃત કરવાનો છે; પોઢેલાને જગાડવાનો છે.

આપણે આ ગુણ–રત્નો જાણવા અને પામવા કેડ બાંધવી પડશે. સમય કાઢી આ 'ધર્મ–રત્ન'ના વાચન અને સમજણની પાછળ સમય ખર્ચવો પડશે, તો જ આ ગ્રંથનાં સૂત્રોમાં શી અમીધારા ભરી છે એ તમે જાણી શકશો.

સમય પ્રમાણે ઉપદેશની રીત, તર્કો, દલીલો બદલાઈ શકે, પણ મૂળસૂત્રો કાંઈ બદલાતાં નથી. કેટલાક કહે છે કે એ સૂત્રો જૂનાં છે. અમારે તો નવી જાગતી–જીવતી વાતો જોઈએ. પણ એ લોકો જાણતા નથી કે આ સૂત્રો પચીસસો વર્ષે તો શું પણ અઢી લાખ વર્ષે પણ એની ચિનગારીથી પ્રેરણા આપનારાં રહેવાનાં.

આ રત્નો જેઓ શ્રેયાર્થી થવા માગે છે, તેમને માટેનાં છે, જેને આ ઉપદેશની જરૂર છે, તેને જ એ આપવામાં આવે છે.

આત્માના વિકાસ માટે આપણે જ્યાં ધર્મની ધારા વહેતી હોય ત્યાં જવાનું છે. જે માણસ રત્નો માટે ઝંખે છે એ જ એની કિંમત કરી શકે છે, બાકી તો જેને જરૂર નથી એવાને એ દેવા જશો તો આની કિંમત એને કોડીની લાગશે. માટે 'ધર્મ–રત્ન' અધિકારીને અને યોગ્ય હોય તેને જ અપાય; ગમે તેને નહિ.

આપણે એવા અધિકારી થવાનું છે. આ ધર્મને રત્નોની ઉપમા આપી છે, કારણ ઉપમા હમેશાં શ્રેષ્ઠની જ હોય. વિશ્વની બધી વસ્તુઓમાં રત્ન જેમ કિંમતી છે તેમ ધર્મ સર્વ રત્નોથી પણ કિંમતી છે. આ શ્રેષ્ઠ ધર્મને સમજવા આપણે દૃષ્ટિ કેળવવાની છે, એના અધિકારી બનવાનું છે. તો જ આપણે એ ધર્મરત્નને પામી શકીશું. આ 'ધર્મ–રત્ન' પામવા કઈ કથા સાંભળવી?

૩૦–૬–૬૦

## ધર્મકથા

શાસ્ત્રમાં રાજકથા, ભક્તકથા, દેશકથા અને સ્ત્રીકથા આ ચાર જાતની કથાને વિકથા કહેવામાં આવી છે.

સ્ત્રીકથામાં પ્રત્યેક માણસને રસ પડે છે. વૃદ્ધ અને યુવાન સૌ સ્ત્રીકથામાં મગ્ન બને છે. ભોજનકથામાં પણ માનવ-સમાજ જીવનનો ઘણો સમય વેડફી નાખે છે.

અને આ જ પ્રમાણે દેશકથા અને રાજકથા પણ માનવ જાતમાં એટલી જ પ્રચલિત થઈ રહી છે, વેગવાન બની રહી છે. જ્યાં સુધી પૃથ્વી ઉપર માનવી છે અને તેનો સંસાર છે ત્યાં સુધી સંસારમાં રાગદ્વેષ તો રહેવાના અને તેના પ્રતીક રૂપે રાજ્યો પણ રહેવાનાં.

રાજકથા અતિ પ્રાચીનકાળથી ચાલી આવે છે. જે માણસને કાંઈ નથી આવડતું એ પણ જગતની અને રાજ-કારણની સમીક્ષા કરવા બેસી જાય છે. એ જ રીતે એ દેશકથાની (જુદા જુદા દેશના રીતરિવાજ વગેરે અંગે થતી વાર્તા) પાછળ પણ મનને લગાડીને, માણસ આજે એનો સમય વેડફી રહ્યો છે; ક્ષણભર જીવનની ચિંતા ભૂલવા પ્રયત્ન કરી રહ્યો છે.

પણ આ બધું જીવનને શું સહાયક થવાનું છે?

આજે માણસને પોતે કોણ છે તેની જ ઓળખાણ રહી નથી, માટે તો એને ધર્મકથાની જરૂર છે. એનાથી માણસને પોતાના આત્માની ઓળખાણ થશે.

આજે માનવી આત્માને સમજતો નથી, એટલે પોતે શું ગુમાવી રહ્યો છે એનું એને ભાન નથી અને દુન્યવી-ક્ષણિક સુખોની પાછળ ઉતાવળી દોટ મૂકી રહ્યો છે.

આજનો માનવી અજ્ઞાન દશામાં રહેલા બાળક જેવો છે. પોતાના પિતા પાસે લાખોની સંપત્તિ છે એ ન જાણનાર નાદાન બાળક, જેમ એના રક્ષક પાસેથી એક રૂપિયો મળતાં સંતોષ માને, એવી કરુણ દશા માનવીની છે. જગતનાં સંસારી સુખો પાછળ એ આત્મિક સંપત્તિ લૂંટાવી રહ્યો છે. થોડાંક ભૌતિક સુખોના મોહમાં એ જીવનનું સર્વસ્વ ગુમાવી રહ્યો છે.

માટે જ્ઞાનીઓએ કહ્યું છે કે, 'માનવી! તું તારી જાતને ઓળખ, તારી સંપત્તિને ઓળખ.' જોતાં અને શોધતાં આવડે તો આત્માનો આ ખજાનો અઢળક છે, અમૂલો છે. રાગ–દ્વેષ અને જગતની જંજાળથી જે મુક્ત હોય છે, તેને જ આવું આત્મિક–સાચું સુખ મળે છે. આ રીતે જોતાં, વિષય–કષાયમુક્ત સાધુને જે સુખ હોય છે તે ચક્રવર્તી રાજાને પણ નથી હોતું. આત્માની સ્વભાવ-દશામાં જે સુખ છે એનો અંશ પણ દુન્યવી સુખમાં નથી એ આપણે સમજી લેવું જોઈએ.

ભૌતિક સુખના આ વંટોળિયામાંથી સાધુ મુક્ત હોય છે, તેથી જ તે સાચો સુખી બની શકે છે. માણસ જ્યારે એના જીવનમાં પ્રવેશેલા રાગના કીડામાંથી મુક્ત બને છે, લોક–વ્યવહારમાંથી અલિપ્ત બને છે, ત્યારે એને આત્મા અને પરમાત્માના મિલનના આનંદની ઝાંખી થાય છે અને ખરી શાન્તિની અનુભૂતિ થાય છે.

પ્રભુના સ્મરણમાં જ્યારે માનવી પોતાના ચિત્તનો લય કરી શકે છે ત્યારે જ એને નૈસર્ગિક સુખનો આનંદ મળે છે: બાકી તો આજે જેને લોકો સુખ કહીને લેવા દોડે છે એ સુખ નથી, પણ સુખનો આભાસ માત્ર છે.

જગતના કોઈ સુખમાં જે આનંદ નથી, એ ધર્મ–કથામાં રહેલો છે. ધર્મ–કથાથી આત્માનું કાંચન અને એનો પ્રકાશ બહાર આવે છે. જીવનમાં કદીયે થાક ન લાગે એવું અમૂલું તત્ત્વ આ ધર્મ–કથામાં રહેલું છે.

આત્માની વાતો એટલે સ્વ–રસની વાતો. એનો આનંદ અલૌકિક છે. ચંદન જેમ જેમ ઘસાતું જાય છે, તેમ તેમ એમાંથી વધુ ને વધુ સુગંધ પ્રગટે છે; તેમ માણસ આવી ધર્મકથામાં—આત્મકથામાં લીન બને છે તેમ એના જીવનમાં નવી સુવાસ પ્રગટ થવા માંડે છે, વધવા માંડે છે.

પણ આ ધર્મકથા કોને પીરસાય? જેને એમાં રસ હોય તેને જ તે આપી શકાય. આત્માનો અર્થી હોય તેનામાં જ આ માટેની તમન્ના જાગે. અને એકવાર એનો રસ જાગ્યો કે પછી એ વસ્તુને છોડે નહિ, એના વિના ચાલે નહિ.

માણસને ઘણાં પ્રિયજનો અને સ્વજનો હોય છે, છતાં એનું મૃત્યુ થતાં સૌ સગાં–વહાલાં એને સ્મશાન-ભૂમિમાં મૂકી આવે છે અને ચિતા સળગાવતાંય પોતાનો હાથ દાઝી ન જાય એની કાળજી રાખે છે. માનવ–જીવનની આ નિંદયતા તમે કદી વિચારી છે?

જેને માટે, જેના શરીર માટે માણસ આટલી કાળજી રાખતો એ જ સ્વજનના શરીરને પોતે જ ચિનગારી મૂકી જલાવી દે છે, અને ત્યાં જ એની સાથેનો સંબંધ પૂરો કરી, નાહી નાખે છે. આમ જે દેહ છેવટે તો આપણને છોડીને જવાનો છે, તેને માટે જિંદગીભર પાપ કરવાનાં?

આપણી આ કાયા છે, તે અશુચિની ભરેલી છે, ગંધાઈ ઊઠે તેવી છે, તેથી તો તમે એની દુર્ગંધ ઢાંકવા લાખો ફૂલોનો કચ્ચરઘાણ વાળી, એનું અત્તર કાઢી શરીરે લગાવો છો,. દેહનો આટલો મોહ! આટલી માયા!

માટે ભગવાને કહ્યું કે, 'તું માત્ર તારા આત્માને સમજ; એટલે તું જગત અને પરમાત્માને સમજી શકીશ.' જગતમાં વખોડવા લાયક કે વખાણવા લાયક કાંઈ જ નથી. વસ્તુ માત્ર પરિવર્તનશીલ છે. પ્રાજ્ઞ માણસનું તો કામ એ છે કે જોયા કરવું અને જાણવું. कर्तृत्वं नान्यभावानाम् साक्षित्वं अवशिष्यते ॥ એટલે કે આત્મા વસ્તુનો કર્તા નહિ, પણ દ્રષ્ટા, સાક્ષીરૂપ છે. આ વાત સમજાય તો જ ધર્મકથા સાંભળીને ધર્મના પથ પર સમજણપૂર્વક આગળ વધી શકાય.

## ધર્મનો આરાધક

આ અપાર એવો જે ભવ-સાગર છે, એમાં સૌથી દુર્લભ મનુષ્યભવ છે. મનુષ્ય-ભવ મેળવવો અત્યંત મુશ્કેલ છે. આ મનુષ્યભવની સાધના શક્ય, તો જીવનમાં બધું શક્ય.

બાળક જન્મે છે ત્યારે એની જન્મોત્રીમાં સૌથી પ્રથમ, એનું આયુષ્ય કેટલું છે તે જોવામાં આવે છે. જો આયુષ્ય હોય તો જ સંસારની કીર્તિ, ધન વગેરેની પ્રાપ્તિનો અર્થ છે.

આપણા આ ભવરૂપી મહાસાગરની ગહનતા, ઊંડાણ એવાં છે કે મોટામાં મોટા તત્ત્વચિંતકો પણ એની પૂરી ગહનતા પામી શકતા નથી.

ધનિકને દરિદ્રીનાં દુઃખોની કલ્પના આવી શકતી નથી, તેમ અજ્ઞાનીને આ માનવભવની મહત્તા સમજાતી નથી. વસ્તુના દર્શન વગર એનું જ્ઞાન થવું ખૂબ જ મુશ્કેલ છે.

માનવ-જીવનની મહત્તા જ્ઞાની માનવી સમજી શકે છે, પશુઓનું જીવન યાતનામય હોય છે, પણ એની એ વ્યથા એ કોને વર્ણવી શકે? પણ માણસને જરાક કાંઈ થાય તો પણ એ પોતાનું દુઃખ લંબાણપૂર્વક વર્ણવવાનો.

પશુ મૂક બની સહન કરે છે, માનવી ફરિયાદ કરી શકે છે. દુઃખ દૂર કરી શકે છે. માનવને આ કેવી ભેટ છે? જીવનનું દર્શન કરવું હોય, માનવને સુખનાં જે સાધનો મળ્યાં છે તેની મહત્તા સમજવી હોય તો આપણાં કરતાં જે ઊતરતી કક્ષામાં છે એવાં પશુઓનું જીવન જુઓ અને તમને આની ખાતરી થશે.

પણ આજ તો માણસ નીચે જવાને બદલે ઊંચે જ દૃષ્ટિ રાખે છે અને મનમાં બળ્યા કરે છે, બીજાનું સુખ જોઈ એને બળતરા થાય છે. પરિણામે જીવનમાં જે સુખ મળ્યું છે એને ભૂલી, જીવનને એ દુઃખનું ધામ બનાવી મૂકે છે.

જિંદગી સુખમય બનાવવી છે કે દુઃખમય, તેનો આધાર માનવીની પોતાની દૃષ્ટિ પર રહેલો છે. વસ્તુમાં સુખ કે દુઃખ રહેલાં નથી; જે છે તે મનના ભાવમાં જ છે. એક વસ્તુ એના મનને સુખ આપે છે, અને તે એને પ્રિય બને છે. બીજી એને દુઃખ આપે છે, અને તે એને અપ્રિય ગણે છે. ગઈ કાલે જે મિત્રની વાતો આનંદ આપતી હતી તે મિત્ર સંગે ઝઘડો થતાં આજે એની વાતોથી અંતરમાં ક્રોધની જ્વાળા ભભૂકવા માંડે છે. આમાં તમે જોશો કે વસ્તુ બદલાતી નથી, માનવીના મનનો, એ પળનો ભાવ જ બદલાય છે.

જીવનનાં સુખ અને દુઃખ ક્યાં રહેલાં છે તે વિચારો. એ વસ્તુમાં નથી, પણ એને માટે માનવીના મને રેડેલા

ભાવોમાં રહેલ છે. મન જો શાંત હોય અને વ્યવસ્થિત હોય તો ફૂલનું સૌંદર્ય જોઈ એની આંખમાં હર્ષનાં બે આંસુ આવી જાય છે; પણ મનમાં જ્યારે વિષાદ ભરેલો હોય તો આનંદને સ્થાને એ જ વસ્તુથી શોક છવાઈ જાય છે.

કેટલાક ઘણી વખત કહે છે કે 'હું મૂડમાં નથી.' એટલે કે એનું મન-જીવન-ત્યારે અવ્યવસ્થામાં છે. એવા માનવીને સ્વસ્થતા ક્યાંથી હોય? જેમ અંદરનું યંત્ર બરાબર હોય તો જ ઘડિયાળના કાંટા યોગ્ય સમય બતાવે છે, એમ આપણા ચિત્તમાં પ્રસન્નતાની સપાટી હોય તો જ શાંતિ મળે.

જીવનમાં સુખ અને દુઃખ બેઉ આવવાનાં, બેઉને સત્કારો, આવકારો! જીવનમાં સંયોગ અને વિયોગ બેઉ રહેવાનાં છે, માટે મનને એ બેઉ સમયે યોગ્ય દશામાં રાખો.

દુનિયામાં એક પણ વ્યક્તિ એવી દેખાય છે કે જેને જીવનમાં માત્ર સુખ જ હોય છે? જીવનમાં બંનેનું સ્થાન છે. કેરીના મધુરા રસની સાથે કારેલાની કડવાશ જ વધુ આનંદ આપે છે. વધુ પડતાં સુખોથી માણસ સડી જાય છે અને વધુ પડતાં માનવીએ માનેલાં દુઃખોથી નિચોવાઈ જાય છે, સૂકાઈ જાય છે. એટલે બેઉને યોગ્ય સ્થાને રાખી, જીવન જીવવા પ્રયાસ કરો.

મનુષ્યને ખરો આનંદ આપનાર તત્ત્વ એના અંતરમાં-એના આત્મામાં જ રહેલું છે. મહાન ચિંતક ટોલ્સ્ટોયે કહેલું છે કે દુઃખ તો કેરીને પકવી એમાં મીઠો રસ પૂરનાર તાપના જેવું છે, એ તાપથી જ કેરીમાં મીઠાશ પુરાય છે.

એ જ પ્રમાણે સુખની મુગ્ધતા સમજવા માટે દુઃખના અનુભવની આવશ્યકતા છે. કેરીની માફક આપણા જીવનના ખાટા રસને મીઠા કરવા માટે, દુઃખ પરિસહ સહાયક છે, સુખ અને દુઃખ બેઉ જીવનનાં પોષક તત્ત્વો છે. માટે હારો નહિ, થાકી ન જાવ; હિંમતવાન બનો.

માનવીના જીવનમાં સંપત્તિ અને વિપત્તિ બેઉનું સરખું સ્થાન છે. ચોમાસા પછી શિયાળો અને તેની પછી ઉનાળો આવ્યા જ કરે છે. કુદરતનો એ ક્રમ છે. માનવીના જીવનમાં સીધી કટુતા નહિ તો ખાંડ ચડાવેલી (શ્યુગરકોટેડ) કટુતા જરૂરી છે. એકલી મીઠાશ તો જીવનને મારી નાખશે. મીઠાશનું ખરું મૂલ્ય સમજવા, કટુતાનો અનુભવ આવશ્યક છે.

કહેવાય છે કે, સુખમાં સોની સાંભરે; દુઃખમાં રામ. જિંદગીની સંધ્યા જ્યારે આવે છે, જ્યારે વિપત્તિના ઓળા પથરાય છે ત્યારે અનંત શાંતિના ધામસમા પ્રભુ યાદ આવે છે. આમ વિપત્તિ–દુઃખ જ પ્રભુનું સ્મરણ કરાવે છે.

દુનિયામાં સુખ કે દુઃખ કોઈ કાયમનાં બેસી રહેતાં નથી. જીવનરથના ચક્રનો એક ભાગ ઘડીમાં નીચે જઈ ધૂળમાં રગદોળાય છે અને એ પાછો ફરી ઉપર આવે છે, જિંદગીનાં સુખ–દુઃખ આવાં જ છે. સુખ અને દુઃખ જીવનનાં બે અંગો છે. જે સિક્કાની બેઉ બાજુ સલામત હોય છે, તે જ ચલણી નાણું બને છે. માણસના જીવનમાં સુખ અને દુઃખનું આ સ્થાન છે. બેઉ પરિસ્થિતિમાં માણસે ધીર બનવાનું છે, સમતા કેળવવાની છે, એમાં જ એની મહત્તા છે.

આજે દોલત પાછળ માણસ ગાંડો બન્યો છે. પણ એ જાણતો નથી કે એ દોલત તો માણસના જીવનમાં દો-લત મારે છે. દોલત આવે છે ત્યારે એ માણસને આગળ લાત મારી અકડાઈવાળો બનાવે છે અને માણસ છાતી કાઢી ચાલે છે, પણ દોલત જાય છે ત્યારે બીજી લાત પાછળ વાગે છે અને એને બેવડ વાળી દે છે.

આને માટે વૃક્ષનો દાખલો લ્યો. આવા પ્રખર તાપમાં પણ ઝાડ લીલુંછમ કેમ રહે છે ? કારણ....એનાં મૂળ ધરતીની શીતળતામાં રહેલાં છે. માનવીના જીવનમાં પણ એ જ પ્રમાણે ઉપરથી જીવનની તપશ્ચર્યા અને અંતરના મૂળમાં ભક્તિની શીતળતા આવશ્યક છે. આમ બને તો માનવ–જીવન સદાય લીલુંછમ રહે.

જ્યાં મનુષ્ય પોતાના જીવનને જ શાંતિ નથી આપી શકતો, ત્યાં એ વિશ્વને શાંતિ કેમ આપી શકશે ? આટલા માટે તો માનવીએ પોતાના જીવનની મહત્તા પહેલા સમજવાની છે.

માનવનું જીવન તો ખૂનીને અને સંતને બેઉને મળેલું હોય છે. પણ એના પ્રકારો, ભિન્ન છે. અંગો જુદા છે, ઉપયોગ ન્યારા છે, માનવીના એ જીવનનું દર્શન કરો. તમે તમારે સ્થાને ઊભા રહીને, તમારાથી નીચા છે તેમની તરફ કરુણા અને પ્રેમ વહાવો; અને તમારાથી ઊંચે છે તેમને માટે સન્માન અને ભક્તિ દાખવો. માનવ–જીવનનો આ એક સુંદર અધિકાર છે.

૨–૭–૬૦

## ધર્મનો અધિકારી

**અધિકાર :** આપણા આ સ્વાધ્યાયગ્રંથના વિચાર મૌલિક છે અને તેમાં માનવ–જીવનનું રહસ્ય રહેલું છે. આ માનવ–જીવન એટલે કયું જીવન ? આપણે જીવીએ છીએ તે કે મહાપુરુષોએ જેનું દર્શન કર્યું છે તે ?

આપણે આ ભેદ સમજવાનો છે. આ ગ્રંથનું વાંચન, શ્રવણ અને મનન આપણને મહાપુરુષોનાં જીવન અને આપણાં સામાન્ય જીવન વચ્ચે શો ભેદ છે તે બતાવશે.

સાચું માનવ–જીવન મેળવવું એ અત્યંત દુર્લભ છે. તમે પ્રાણી અને માનવના જીવનની સરખામણી કરશો ત્યારે જ માનવ–જીવનની ઉચ્ચતા બરાબર જાણી શકશો.

માણસ આજે પૈસાની દૃષ્ટિથી જ પોતાને સુખી માની રહ્યો છે, પણ પાસે દશ લાખ રૂપિયા હોય અને આંખે અંધાપો હોય કે પગે લંગડો હોય તો એનું જીવન કેવું મુશ્કેલ બની જાય છે! એટલે જોશો કે પૈસા કરતાં નયન–વિહોણી દશા વધુ વસમી લાગે છે.

જીવનમાં પાંચે ઇંદ્રિયોની પટુતા મળવી દુર્લભ છે;

એ સાથે આર્ય દેશે જન્મ મેળવવો એ પણ એટલું જ દુર્લભ છે.

આર્ય સંસ્કૃતિમાં ઉછરેલો માણસ જ્યાં લોહીનો છાંટો જોશે ત્યાં જ એનું હૃદય દ્રવી ઊઠશે. કારણ? આર્યાવર્તની સંસ્કૃતિ અનુકંપામય છે, અને તે એ વાતાવરણમાં ઊછર્યો છે. પણ આ સંસ્કૃતિની ભાવનાનો જેને ખ્યાલ નથી તેજ પશ્ચિમની સંસ્કૃતિ પાછળ મુગ્ધ થઈ ફરે છે. બાકી તો આર્ય ભાવનાવાળો કહેશે કે અનાર્ય સંસ્કૃતિમાં ધનવાન થઈને જીવવું એના કરતાં આર્ય ભૂમિમાં નિર્ધન જન્મવું વધુ સારું છે.

આવા આર્ય દેશનો માનવી કદાચ પોતાને નાસ્તિક કહેવડાવતો હશે, છતાં વખત આવ્યે એના મોંમાંથી પ્રભુનું નામ નીકળે છે; જૂના સંસ્કાર જાગે છે.

એટલે આવો સુંદર આર્ય દેશ, એમાં ઉત્તમ કુળ અને વળી પંચેન્દ્રિયની પટુતા મળે તો જીવનની સાર્થકતાનું એ પ્રથમ પગથિયું ગણવું જોઈએ.

એક ન્યાયાધીશને ત્યાં ગોરું અને પુષ્પસમ બાળક જન્મ્યું. જોવા આવનારા લોકો એનું મુખ જોઈ ખુશ થતા, પણ ઉપરથી સુંદર લાગતું એ બાળક, એનાં નીચલાં અંગોમાં તદ્દન અપંગ હતું. એનાં આવાં બંધનોથી એનું જીવન નિરર્થક અને યાતનામય બની ગયું હતું. આ દૃષ્ટિએ પંચેન્દ્રિયની સુંદરતા અત્યંત આવશ્યક ગણવામાં આવી છે. આમ મનુષ્યજન્મ માટે આ સંપૂર્ણ અંગોપાંગ

અને પૂર્ણ પાંચે ઇન્દ્રિયો એક શ્રેષ્ઠ મૂડી છે.

પણ મનુષ્યને આ પાંચે ઇન્દ્રિયો સુંદર મળે એટલું જ બસ નથી, એના સદુપયોગ માટેની વિનય–વિવેકની દૃષ્ટિ પણ સાથે સાથે એટલી જ જરૂરી છે.

આટલા માટે જ જ્ઞાની પુરુષોએ આપણને જણાવ્યું છે કે તમને મળેલાં સાધનોનો જેટલો સારો ઉપયોગ કરશો તેટલો તમારો સારો વિકાસ થશે; દુરુપયોગ કરશો તો એટલો તમારો વિનાશ થશે. આમ જીવનમાં વિવેક એ જ સફળતાની સાચી ચાવી છે.

સુંદર જોવું, સાંભળવું, બોલવું, વિચારવું, અને સુકાર્યો કરવાં એ જીવનનો મુખ્ય આશય છે, પણ માણસ જ્યાં સુધી મૃત્યુનું દર્શન નથી કરતો ત્યાં સુધી આ બધાનો પૂરો ખ્યાલ એને નથી આવતો: અને પોતાનું જીવન બેફામ રીતે વિતાવે છે; ન કરવાનાં કામો કરે છે.

આપણે સમજીએ તો આ મૃત્યુ એક એવો દંડ છે કે જે ન નમનારને પણ નમાવે છે. મૃત્યુ ન હોત તો માણસનું જીવન કેવું બેફામ બની જાત !

મૃત્યુના રહસ્યને જે સમજે છે તે તો વિચારી શકે કે આ જીવનમાં કામવાસનાનું સ્થાન પણ ઉંદર–બિલાડીના ખેલ જેવું છે. બિલાડી થોડીક વાર ઉંદરને રમવા–કૂદવા દે છે, પણ છેવટે તો એનો પંજો એની ઉપર પડવાનો જ છે. એવું જ દુર્ગુણો અને કામવાસનાનું છે. શરૂઆતમાં કામ માણસને રમાડે છે પણ છેવટે એ જ કામ માણસને

હડપ કરી જાય છે.

અજ્ઞાન માનવી ભ્રમણા અને ગર્વથી ફુલાય છે, અને વડીલો કે ગુરુજન, કોઈના શબ્દોને સન્માનતો નથી. અક્કડ મસ્તકે એ જગતમાં ફરે છે. આવા માણસનું મસ્તક ભલે થોડો વખત ઊંચું રહે, પણ એના જીવનનો અંત નીચો જ રહેવાનો છે.

એક પ્રશ્ન આપણે અહીં વિચારવા જેવો છે. 'દુનિયામાં મોટું કોણ ? માનવી કે એનો પડછાયો ?'

માનવીએ એના પડછાયાને માફક આવે એવું જીવન જીવવાનું કે એની અંદરના ચેતનને ઓળખીને જીવવાનું ?

જીવનના આવા અણઉકલ્યા કોયડાનો ઉત્તર ઘણો જ ગહન છે.

માનવી અને પડછાયો એ બે જણા આ પ્રશ્નનો નિકાલ ન કરી શક્યા, એટલે એક દેવવિહોણું સૂનું મંદિર હતું ત્યાં ગયા. ત્યાં જઈને ઊભા રહ્યા, અને હાથ જોડી કહેવા લાગ્યા : " દેવ ! તમે જ કહો, કોણ મોટું ? માનવી કે એનો પડછાયો ? "

ત્યાં અવાજ આવ્યો, 'શાંત થાઓ; કોઈ આવે છે.'

માનવી અને પડછાયો એક ખૂણામાં છૂપાઈ ગયા.

એ વખતે એક ધનવાને પ્રવેશ કર્યો, ને અતિ ખિન્ન વદને બોલ્યો, "પૈસા હતા ત્યારે સૌ મારા સ્વજન થવા આવેલા; આજે પૈસા રૂપી પડછાયો નથી એટલે સૌ મારાથી દૂર ચાલ્યાં ગયાં છે."

વિચારો, જગતે કોને માન આપેલું ? માણસને કે એની સંપત્તિને–એના પડછાયાને ?

થોડી વારે એક સત્તાધીશ ત્યાં આવ્યો. આજે એ સત્તાહીન છે, નિવૃત્ત છે. આવીને બબડવા લાગ્યો.

'મારા હાથમાં સત્તા હતી ત્યારે સૌ મારી આસપાસ વિંટળાતા, ઝૂકી ઝૂકીને સલામો ભરતા. આજે મારો એ સત્તાનો પડછાયો જતાં, શું મારી કાંઈ જ કિંમત નહિ ? જગત શું માણસને નહિ, એના પડછાયાને જ નમે છે ?'

જરા વાર પછી ત્યાં એક ધનિક આવ્યો. ગઈ કાલે એને સૌ 'લખો' કહેતા તે આજે ધનના ઢગલાથી 'લક્ષ્મીચંદભાઈ' બની ગયો છે. કારણ ? એની સાથે આજે એના ધનનો પડછાયો છે અને લોકો તેની વાહ વાહ કરી રહ્યા છે. એણે નમન કરી કહ્યું : "હે દેવવિહોણા મંદિરના દેવ ! તને વિનવું છું કે મારો સંપત્તિનો પડછાયો અમર રાખજે."

જગતમાં સર્વત્ર આ બની રહ્યું છે. માનવી એના આસન–સિંહાસનથી મોટો થઈ રહ્યો છે, જ્યારે માણસ પોતાનું, અંદરનું ખરું અસ્તિત્વ બતાવી નથી જીવતો ત્યારે આમ, પડછાયો જ એના કરતાં મોટો બની જાય છે.

જીવનમાં જ્યારે માણસ કરતાં એનો શણગાર વધી જાય છે, ત્યારે શણગારના એ પડછાયામાં એ અટવાઈ જાય છે.

આપણે સમજવાનું છે કે સાચી વસ્તુ તો માનવી છે;

પડછાયો તો બાહ્ય વસ્તુ છે, માણસને લઈને એ છે. પણ આજે એનાથી ઊંધું બની રહ્યું છે. માણસ જાણે એને લઈને છે, એનાથી પૂજાય છે; પણ અંતે તો માનવીને મૂકીને એ ચાલ્યો જ જાય છે.

આપણા જીવનના બે વિભાગ છે, એક બહારની દુનિયા, બીજી અંતરની દુનિયા. બહારનો ખજાનો ગમે તેટલો વધારે હશે છતાં એથી સાચો આનંદ નહિ આવે. એના ભભકાથી લોકો અંજાશે, પણ જો તમારી અંદરનો ખજાનો સમૃદ્ધ નહિ હોય તો તમને સુખ નહિ મળે. કોઈ આપણી પાસેથી ન પડાવી શકે એવી જે વસ્તુ છે તે આપણું જીવન, સ્વત્વ છે; બહારનો ખજાનો નહિ.

કારણ ? અંદરથી જો માનવી ખાલી હશે તો એ બેચેન બનવાનો છે, એકાંતમા એના વિચારે એ અકળાઈ જવાનો છે.

ખાલી અંતર તો એક ખંડિયેર જેવું છે; જેમાં ભયની ભૂતાવળો જ ભમતી હોય છે. માટે માણસે એના અંતરને સભર રાખવાનું છે. પણ અંતરની એની આ સમૃદ્ધિને બતાવે એવી વ્યક્તિની એને જરૂર છે; એવા વાંચન અને મનનની એને જરૂર છે. તો જ જીવનનો ખરો આનંદ આપનાર અંતરનો અનંત ખજાનો એ જોઈ શકે, પામી શકે અને એનો આનંદ એ માણી શકે.

આજે લોકો ભૂતકાળના જ ગુણ ગાયા કરે છે. પણ એની સુંદર વાતોથી અને સંસ્મરણોથી જ આશ્વાસન લઈને

બેસી રહેવું એ તો વાસી ભોજન જેવું છે. વર્તમાનનું જીવન જ એક ઉપયોગી બાબત છે. પૂર્વજોના સદ્‌ગુણ જરૂર અપનાવો, પણ એમની પાછળ ખોટી ઈજ્જત સાચવવા ખુવાર ન થાઓ.

તમારી પાસેની વસ્તુઓ માગી લાવેલી હશે તો એની ચર્ચા સમાજમાં જરૂર થવાની. જરૂરિયાતોને ઘટાડીને જીવનાર જેવો રાજવી, બીજો કોઈ નથી.

સાધુ કોઈ ને કાંઈ દુન્યવી વસ્તુ આપી દેતા નથી, એટલું જ નહિ પણ કોઈનું કાંઈ લેતા નથી. એના જેવી નિશ્ચિંતતાનું સુખ બીજે કયાંય મળવાનું નથી.

આજે માનવીના મનને કયાંય શાંતિ નથી, સ્થિરતા નથી, એના મન ઉપર ચિંતાની સમડીઓ આંટા માર્યા જ કરતી હોય છે. કારણ કે માણુસ પોતે પોતાની અસ્મિતા ગુમાવી બેઠો છે અને એના કરતાં એનો પડછાયો વધી ગયો છે. જ્યારે માણુસ સ્વસ્થ અને સાવધાન નથી રહેતો ત્યારે એના જીવન કરતાં એનો પડછાયો મહાન બની જાય છે.

આમાં ધર્મ જ એ એક એવી ચીજ છે જે માણુસના પડછાયાને નિવારી માણુસના ચૈતન્યને શાંત, સૌમ્ય અને નિશ્ચંત બનાવશે. જો માણુસ પોતે ધર્મનું પાલન કરે છે તો એનું પાલન ધર્મ પણ કરે છે જ. આવો માણુસ સાચો ધર્મી છે અને તે સદા સુખી રહે છે, બને છે.

દૈહિક પોષણ માટે કરવો પડે તો પુરુષાર્થ જરૂર કરો, પણ વૃત્તિ એવી રાખો કે મળે તો ઠીક છે; પણ ન

મળે તો નરવશ અને પરવશ ન બનો.

જીવનમાં જેમ સાધનો વધારે, તેમ એનું દુઃખ પણ વધારે જ છે. સાધન ઘટાડો અને જુઓ કે શાંતિ પણ વધે છે ને! આ દૃષ્ટિ ન રાખે તો માણસના જીવનમાં એનું સાધન જ ક્યારેક ખંજર બની જાય છે, અને તેને ચિંતામાં, ભયમાં મૂકી દે છે.

જીવનમાં દુઃખ ક્યાંથી આવે છે? ગયેલું સુખ આંસુથી પાછું આવી શકતું નથી. એટલા માટે તત્ત્વજ્ઞાનીઓએ જીવનમાં ઊંડા ઊતરીને આપણને નવું દર્શન આપ્યું છે, અને તે એ કે દુઃખ આવે ત્યારે રડવાનો કોઈ અર્થ નથી. ત્યારે એટલું જ વિચારો કે એ ક્યાંથી અને કેવી રીતે આવ્યું? કોણે ઊભું કર્યું? અને વિચાર કરતાં તમને જણાશે કે કલ્પેલા સુખમાંથી જ દુઃખનું સર્જન થાય છે. મળેલું સાધન ચાલ્યું જાય છે ત્યારે માણસને દુઃખ થાય છે. કલ્પિત સુખના એ સાધનથી થોડો વખત આનંદ મળે છે, પણ એના અભાવથી દુઃખની સંકલના શરૂ થાય છે. જીવનની આ બેચેની, સાધનોમાં માનેલા સુખની પાછળ છુપાયેલી છે અને આપણે એ સૂક્ષ્મ દૃષ્ટિથી જોવાનું છે, સમજવાનું છે.

જીવનમાં આવતાં દુઃખો માટે બીજામાં દોષનું આરોપણ કરવાનો કશો અર્થ નથી, માણસ જ્યારે પોતાની અંદર જ દોષ શોધતો થશે ત્યારે એને પ્રકાશ મળી શકશે. ભગવાન મહાવીરે આપણને આ બતાવ્યું છે. તેમના કાનમાં

ખીલા ઠોકાયા છતાં એમણે ક્રંદન ન કર્યું, કે દુઃખનો એક શબ્દ પણ ન કાઢ્યો. એમણે તો પોતાના આત્માને શીખવ્યું કે પૂર્વ જન્મમાં તેં આના કાનમાં સીસું રેડાવ્યું તો આજ એ તારા કાનમાં ખીલા મારે છે; તો આજ તું એનું કર્મ ભોગવી લે. તેં એક વાર સુખ લીધું છે, હવે દુઃખ ભોગવી લે; સમતા રાખીને સહન કરી લે. આપણા માટે જીવનનો આ મહા પાઠ છે.

માણસ આજે સાધનોમાં સુખ માની એના મોહમાં પડ્યો છે. એટલે એનું જીવન શાંતિમય, સમાધિમય ક્યાંથી હોઈ શકે ? જીવનમાં ધર્મને સ્થિર રાખવા માટે તો મનને સ્થિર રાખવું જરૂરી છે.

માનવીમાં અંતરની ભૂમિકારૂપી પાયો જો સદ્ધર ન હોય તો એની ઉપર ધર્મનો પ્રાસાદ ક્યાંથી ટકવાનો છે ? જીવનનું આ સાચું સુખ કેમ મેળવવું, એની દૃષ્ટિ આ ‘ધર્મ–રત્ન પ્રકરણ’ નો ગ્રંથ બતાવશે.

બહારનાં માગી લાવેલાં સાધનો કેવી ફજેતી કરે છે તે પર મને એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક રાજાએ પોતાના હજામને એક જરીભરેલી શાલ ભેટ આપેલી. એ જ ગામના એક માણસે એના પુત્રના વરઘોડા વખતે વરરાજાને ઓઢાડવા માટે હજામ પાસેથી એ માંગી. પેલાએ હજામને કહ્યું કે કોઈને કહીશ નહિ કે મેં તારી પાસેથી આ માગેલી છે. પણ હજામથી મૂંગા રહેવાય ?

ગામના લોકો આ કસબી શાલનાં વખાણ કરવા લાગ્યા, ત્યારે હજામે કહ્યું, 'કોઈને કહેશો નહિ. પણ આ શાલ મારી જ છે. મેં જ આ શેઠને ઉછીની આપી છે.'

કહો આ માગી લાવેલી વસ્તુથી એનું માન વધ્યું કે ઘટ્યું ?

આપણા જીવનની ઘણી ખરી વસ્તુઓ આવી ભાડૂતી જ છે. એથી આત્મ-ગૌરવ વધવાનું નથી, અને એ બધાને છોડીને આપણે ચાલ્યા જવાનું છે. પણ માણસ જ્યારે સ્વસ્થ બની એના અંતરના ઊંડાણમાં ઊતરે છે ત્યારે એને જિંદગીની ખરી ગૂઢતાનું દર્શન થાય છે. પછી એ સમજે છે કે અંતરની સાચી, પોતાની સંપત્તિ જ શાંતિ આપી શકે છે, અને જીવનને નચિંત અને શુદ્ધ રાખી શકે છે.

આત્માની અંદર રહેલા સત્ય, અહિંસાનો આંતર પ્રકાશ બહારના ઝાકઝમાળ કરતાં વધુ જરૂરી છે. હીરાની અંદર રહેલાં તેજનાં કિરણો હીરાના પાસાઓમાં રહેલાં છે. એ જ પ્રમાણે માનવીની અંદર આવી મહાન શક્તિ પડેલી છે. આપણું કાર્ય એને કેળવવાનું છે, બહાર લાવવાનું છે.

સામાન્ય માનવી, ઇન્દ્રિયનો દાસ બની જીવે છે, જ્યારે મહા-પુરુષો ઇન્દ્રિયોને દાસ બનાવી જીવે છે. આપણો પણ એવો પ્રયત્ન હશે તો ધીમે ધીમે આપણી અંદર પણ એ શક્તિ પ્રગટશે જ. વાસણને ચળકતું રાખવા એને ઘસવું પડે છે. કાટવાળા વાસણને ચળકતું રાખવા માટે જેટલી શક્તિ વાપરવી પડે છે એના કરતાં અનેક

ગણી શક્તિ આપણા મનને ઊજળું બનાવવામાં વાપરવાની જરૂર છે.

✓કોઈ માણસ જન્મથી મહાન હોતો નથી. પોતાના પુરુષાર્થથી એ મહાન બને છે. અંતરનાં અજવાળાં બહાર લાવવા માટે આપણે આ પ્રયાસ કરવાનો છે.

મનુષ્ય માત્ર ટેવને આધીન છે. જેવી સંગત–સોબત હોય છે એવી એની ઉપર અસર થાય છે. જીવનનું જ્ઞાન મેળવવા, આત્માની અનંત શક્તિ પામવા માટે પણ એવી ટેવ પાડવી જરૂરી છે. એ ટેવની પાછળ માણસને જ્યારે ધૂન લાગે છે ત્યારે એને એમાં વિજય જરૂર મળી શકે છે.

આપણે સ્પષ્ટતાથી સમજી લેવું ઘટે કે દેહથી આત્મા ભિન્ન છે. દેહ અને આત્મામાં સામ્ય નથી. સુંદર નિમિત્ત મળતાં અંતરનાં દ્વાર ઊઘડી જાય છે, પોતાના સાચા સ્વરૂપની એને પિછાન થાય છે. અને તે જાણે છે કે પોતે જ શક્તિનો સ્વામી છે. પછી એ પોતાની ઇન્દ્રિયોથી દોરાતો નથી, પણ ઇન્દ્રિયોને પોતે દોરે છે. અપાર એવા આ ભવ-સાગરમાં પોતાના આત્માની ખરી ઓળખાણ કરાવે એવો માનવ–જન્મ અત્યંત દુર્લભ છે. માટે માણસે જીવનનું એ મૂલ્ય સમજવું જોઈએ.

ધર્મરૂપી રત્નથી જ માણસ આવો મહાન બની શકે છે. પૈસા વગરનો ગરીબ તુચ્છ માણસ જેમ હીરા, મોતી ખરીદી શકતો નથી તેમ ગુણ વગરનો નિર્ધન પણ ધર્મરૂપી રત્ન મેળવી શકતો નથી. જે આત્માની પાસે ગુણોની મૂડી,

વિવેકનો ખજાનો અને પુણ્યનો ઉદય હશે તે જ આ 'ધર્મ રત્ન'ને સમજી શકે છે.

દુનિયામાં પ્રકાશમય તત્ત્વ છે અને માણસ જ્યારે એ પ્રકાશમય તત્ત્વની શોધ કરવા ઇચ્છે છે ત્યારે તેની પાસે બુદ્ધિ, ગુણ અને પુણ્યનો વૈભવ આવશ્યક છે.

કહેવાય છે કે ચિંતામણિ રત્ન, બધા હીરાઓમાં સૌથી વધુ મૂલ્યવાન છે, એની પાસે બીજા બધા હીરા અને ઝવેરાત નકામાં છે. માનવ જીવનમાં ધર્મરૂપી રત્નનું સ્થાન પણ અમૂલ્ય ચિંતામણિ રત્ન જેવું ગણવાનું છે.

દુનિયાની સામાન્ય વસ્તુની પ્રાપ્તિ માટે પણ જેમ ઇચ્છા અને સંકલ્પ–બળની જરૂર પડે છે, તેમ આ અમૂલ્ય 'ધર્મ–રત્ન' પામવા માટે પણ ઇચ્છા–શક્તિ વાપરવાની જરૂર છે. ઇચ્છા અને સંકલ્પ બળ બેઉ સાથે ન વાપરો તો એકલી ઇચ્છા ફળશે નહિ, તમને વિજય મળશે નહિ.

દુનિયામાં માણસ જો આવી ઇચ્છા–શક્તિ કેળવે, તો તેને કશું અપ્રાપ્ય રહેતું નથી, માંગેલું મળ્યા વગર રહેતું નથી. જેટલા પ્રમાણમાં આત્માની આ ઇચ્છા–શક્તિ પ્રબળ તેટલા પ્રમાણમાં એને સફળતા જરૂર મળશે. કારણ? આત્મા આવો શક્તિમાન છે. માણસ ધારે તો એના બળ વડે તીર્થંકર બની શકે છે.

પણ આ માટે પાત્રતા જોઈએ. ભરવાડને ચિંતામણી રત્ન મળ્યું હતું, પણ એનું મૂલ્ય એ ન સમજ્યો અને કાગ

ઉડાડવા ફેંકી દીધું. આ માનવજાતનો આ એક વર્ગ; પણ કેટલાક જયદેવ જેવા પણ હોય છે, જે સર્વસ્વનો ત્યાગ કરી આરાધના માંડે છે, અને ધર્મરત્ન પામે છે. આપણે સૌએ ભરવાડ જેવા નહિ, પણ જયદેવ જેવા થવાનું છે. જીવનમાં એવી સાધના અને આરાધના કરીએ કે જેથી આ ધર્મ-રત્નની પ્રાપ્તિ થાય અને માનવજીવન ધન્યતાપૂર્વક સાર્થક થઈ જાય.

૩-૭-૬૦

## ગંભીરતા

જીવનમાં ધર્મરૂપી રત્ન મેળવવા ઇચ્છનારે, એ મેળવવાની વૃત્તિ ઉપરાંત પોતાની શક્તિ અને યોગ્યતાનો પણ વિચાર કરવો જોઈએ. આધ્યાત્મિક જીવન માટે અલૌકિક મૂડીની જરૂર રહે છે. જેની પાસે જીવનના આવા સદ્ગુણોની મૂડી ન હોય તે જો અધ્યાત્મ જીવનની વાતો કરે તો એ પોતાની જાતને તેમ જ સમાજને છેતરે છે.

ધર્મી આત્માએ જીવનમાં ૨૧ ગુણો કેળવવા જોઈએ. ઘણા ખરા માણસો જીવનમાં વધારે તો કલ્પનામાં જ ઊડનારા હોય છે અને વાસ્તવિકતામાં તેઓ શૂન્ય હોય છે. આવા કલ્પનાધારી માણસો આજે જીવનના ઉચ્ચ ધોરણને નીચે પાડી રહ્યા છે.

ધર્મ પાળનારો માણસ પ્રથમ તો અક્ષુદ્ર હોવો જોઈએ; એના જીવનમાં ગંભીરતા હોવી જોઈએ. જેના જીવનમાં, જેની બુદ્ધિમાં ઉતાવળિયાપણું હોય છે તે ધર્મનો પાલક નથી બની શકતો. માણસે પ્રથમ જીવનમાં પચાવવાની શક્તિ કેળવવાની જરૂર છે. કેટલીક વાતો એવી હોય છે કે જે વિચારીને પછી જ બોલવી જોઈએ. સત્ય હોય છતાં

એને પચાવી પછી જ રજૂ કરાય. આપણી પાસેની વાતો આપણે વિચાર અને વિવેકના ગળણાથી ગાળી પછી જ બીજાને જણાવવાની છે.

કેટલાક જણ પોતાને શંકરના ભક્ત કહેવડાવે છે. પણ શંકર એટલે ? જે બીજાનું શમ્–ભલું કરે છે તે શંકર. જે માણસ જીવનમાં ઝેર પચાવી શકે એ શંકરનો સાચો ભક્ત બની શકે. એણે સદાય સમતા ધારણ કરવી જોઈએ. જે ઝેરને પચાવીને દુનિયાને અમૃત આપે છે તેનું નામ શંકર. આપણે આપણી જાતને ભક્ત કહેવડાવતાં પહેલાં એના ગુણો જીવનમાં લાવવાની જરૂર છે.

જીવનમાં આપણે પાર વગરની કડવી વાતો સાંભળીએ છીએ; એટલે માણસે વિચાર કરી, જ્ઞાનથી જીવવાનું છે.

એકની એક દવા એક માટે અમૃત બને છે તો બીજા માટે ઝેર રૂપ થઈ પડે છે. માટે સાંભળેલું હોય તે ગળી જઈને પછી શબ્દોમાં પ્રગટ કરવાનું છે. આ માટે જીવનમાં ગંભીરતા જરૂરી છે. ક્યારેક પરહિત ખાતર જાણ્યું ન જાણ્યું પણ કરવું પડે છે.

વાણી અને દૃષ્ટિની ગંભીરતા સાથે હૃદય સાગર જેવું વિશાળ જોઈએ. દુનિયા ગોળ છે અને તેથી તમારી વાતો ફરી ફરીને પાછી તમારી પાસે આવશે. માટે બોલતાં પહેલાં વિચારવું કે જે વાત કોઈને માટે કહું છું, તે વાત ફરતી ફરતી તેને કાને જશે તો તે તેને કેવી લાગશે ? મારે માટે તે શું ધારશે ? આમ જે વિચારીને વાણી ઉચ્ચારે છે તે જ

મહાન બની શકે છે.

કોઈ પણ શબ્દ, વગર વિચાર્યે બોલવો ન જોઈએ, નહિતર ક્યારેક એમાંથી કલહ જાગે. દરેક શબ્દ તમે કયા સંજોગોમાં, કયા રૂપમાં બોલો છો એના ઉપર પણ ઘણો આધાર રહે છે. તમારી પુત્રવધૂ માટે તમે એમ કહો કે "એ મોટા ઘરની છે," એટલે એ ખાનદાન કુટુંબની અને સદ્‌ગુણી છે એમ પણ અર્થ થાય: અને એ કામની ચોર છે એમ પણ અર્થ ઘટાવાય. પણ માણસ જો સમજણપૂર્વક વિચારે અને ઉચ્ચારે તો જીવનના આવા ઘણા કોયડા ઉકેલાઈ જાય.

ખરાબ વાત હોય તો તેને એવા સારા રૂપમાં મૂકવી જોઈએ કે જેથી કોઈને નુકસાન ન થાય, દુઃખ ન થાય. સત્ય બધું જ બોલી નાખવું એવી બાધા ન હોય. જૂઠું બોલવું નહિ, એ બાધા વધુ જરૂરી છે. વાત કરતી વખતે જાણતા હોઈએ તે બધું સત્ય કહી દેવાની જરૂર નથી; એમાં સંયમ, વિનય અને વિવેક વાપરવો જોઈએ. અને જે બોલો તે મીઠું, સારું, સાચું અને બીજાને લાભદાયી હોવું જોઈએ.

જૂના કાળમાં રાજાઓ પાસે એને દોરનાર, માર્ગ-દર્શક એવા ગુરુઓ અને મહાપુરુષો હતા. પણ પછી રાજાઓએ એ માગદર્શન મેળવવાનું છોડયું. તેઓ પશુતાની પરાકાષ્ટાએ પહોંચ્યા અને તેમનું પતન થયું. આવા કાળના નવાબનો એક પ્રસંગ છે.

પરદેશી પાર્લામેન્ટનો એક સભ્ય ભારતીય સંસ્કૃતિનો

પરિચય સાધવા માટે અહીં આવેલો. એ નવાબના દરબારમાં ગયો. નવાબમાં ઝાઝી બુદ્ધિ ન હતી પણ એનો દુભાષિયો ભારે હોશિયાર હતો, કુશળ હતો.

નવાબ તો એની ધૂનમાં હતો પણ ભારતની આબરુ રાખવાનું કામ પેલા દુભાષિયાના હાથમાં હતું. પેલો નવાબ તો "તમારે ત્યાં તમારો રાજા કેટલી રાણીઓ–બેગમો રાખે છે? એને છોકરાં કેટલાં છે?" એ પ્રશ્નો પૂછે, પણ દુભાષિયો એને બદલે નવા જ પ્રશ્નો રજૂ કરે, અને અતિથિને જ્ઞાનભર્યા જવાબ આપે છે, ભારતની પ્રશંસા વધારે છે. આમ દુનિયાની ઊંધી વાતોને સીધી કરે તેનું નામ ડાહ્યો માણસ. જે માણસો બીજાને વાત કરતાં આગ ચાંપતા જાય, તેવાઓ ધર્મના જીવન માટે લાયક નથી.

માટે જીવનનો પ્રથમ આવશ્યક ગુણ એટલે ગંભીરતા અને તેની કેળવણી. ઉતાવળા મનનો માણસ બોલીને પોતાને અને બીજાને નુકસાન કરે છે. કોઈની વાત એની સંમતિ વગર બીજાને કહેવામાં વિશ્વાસભંગ રહેલો છે. જે માણસ કુટુંબમાં, સંસારમાં અને જીવનમાં આવી ગંભીરતા રાખીને વર્તે છે તે જ માનવતાને સોપાને ચડી શકે છે.

૪-૭-૬૦

## ગંભીરતા દ્વારા આત્મદર્શન

**ધર્મપ્રાપ્તિના** અધિકારી થવા માટે માણસમાં કેવા સદ્ગુણો હોવા જોઈએ એની આપણે ચર્ચા કરી રહ્યા છીએ. ધર્મ પોતે એક ઉદાત્ત વસ્તુ છે પણ એ જે માણસની પાસે આવે છે એ માણસ ગુણવાન ન હોય તો જગતને એ છેતરવા માંડી જાય છે. પોતાના જીવનની નબળાઈઓ છુપાવવા, પછી માણસ ધર્મની ઓથ લે છે. જે માણસ ધર્મનું નામ લઈ પોતાના દુર્ગુણોનો નાશ નથી કરતો એ માણસ ધર્મને નામે દંભ સેવે છે; ધર્મને લજવે છે. એવા દંભીઓ ધર્મને બદનામ કરે છે.

સોનાને જેમ પારખવું પડે છે તેમ માણસને ય ચકાસવાની જરૂર રહે છે. જે માણસ એના સોનાને કસોટી ઉપર ચઢાવવાની, એને કાપવાની કે તપાવવાની ના પાડે ત્યારે સમજવું કે એનું સોનું અશુદ્ધ હોવાનો સંભવ છે. સોનાની જેમ, ધર્મી માણસમાં પણ ધર્મનો સાચો અંશ કેટલો છે તે જાણવા એવી કસોટી ક્યારેક કરવી પડે છે.

ધર્મ, માણસને દેવ બનાવી શકે છે. એનામાં રહેલી પશુતામાંથી એ ધર્મથી જ દિવ્યતામાં આવે છે, પણ આ

ધર્મ એના આખા જીવનમાં વ્યાપક બનવો જોઈએ.

ક્ષુદ્ર એટલે અગંભીર–જેની સમાલોચના, અવલોકન કે દષ્ટિબિંદુ છીછરાં છે, જે માણસ જીવનના ઊંડાણમાં ઊતરતો નથી એને જીવનનું ખરું રહસ્ય સમજાતું નથી. ઘણા લોકો માત્ર ઉપર ઉપરથી જ પાણી ડહોળે છે; પણ મોતી લાવવા માટે તો મરજીવાએ સાગરને તળિયે જવું પડે છે. ગંભીરતા માણસની પાસે, જીવનનાં સાચાં મૂલ્યોનું પાલન કરાવે છે. એ ગંભીરતા ન હોય તો માણસ સત્તા અને ધનને ખાતર, સત્યને અને પોતાની જાતનેય વેચવા તૈયાર થઈ જાય છે; ભૌતિક સુખ મેળવવા માટે એ જીવનનાં મૂલ્યોને વેડફી નાખે છે.

આ ધર્મ બોલવા જેવી નહિ, પણ આચરવા જેવી વસ્તુ છે. કારણ કે ધર્મના બાહ્ય દેખાવો જીવનને તારી નહિ શકે. માણસની આંખ મૃત્યુ તરફ ઢળવા માંડે છે ત્યારે તેને આશ્વાસન આપી શકે એવું એક જ તત્ત્વ છે, અને તે ધર્મ.

માણસની અંદરની સ્થિતિના હજી ફોટા લેવાતા નથી ત્યાં સુધી ઠીક છે. કારણ કે આપણે બહારથી જેવા દેખાઈએ છીએ એના કરતાં અંદરથી જુદા જ હોઈએ છીએ. માણસ જો સામાનું અંતર જોઈ શકતો હોત તો માણસ માણસનો દુશ્મન બની જાત. સારું છે કે હજી આવી શોધ થઈ નથી અને તેમાં જ જગતનું શ્રેય છે.

ક્રોધ અને લોભ વગેરેના રંગો અને તેની થતી

અસરો લેશ્યાને નામે ભગવતી સૂત્રમાં બતાવી છે; અને આધુનિક રીતે એ જ વાતને બિશપ લેડબીટર નામના એક અભ્યાસીએ ચિત્રોમાં બતાવેલ છે. માણસના મનની અંદર જ્યારે લોભના વિચારો સળવળી રહ્યા હોય છે ત્યારે તેનાં આંગળાં મડદાંની માફક વળી જાય છે. આ બધો મનની લેશ્યાઓનો, વિજ્ઞાનની સાથે અભ્યાસ કરવાની જરૂર છે.

લોકોના જીવનમાંથી આજે નિષ્કામ ભાવના જ અદૃશ્ય થતી દેખાય છે. માણસનાં જીવન સ્વાર્થમય બની ગયાં છે, દંભમય બન્યાં છે. એક જણ પિત્તળના કડા ઉપર સોનાનું ગિલેટ કરાવી સોના તરીકે વેચવા નીકળે છે તો બીજો, પાણીના માટલામાં ઉપર ઘી તરતું રાખી ઘીના ઘડાને વેચવા નીકળે છે. આ આજનો સંસાર છે.

અને આવા અસત્યમય જીવન ગાળનાર માણસને જ્યારે સમાજમાં આગળ વધવાનું મન થાય છે ત્યારે તે ભક્ત બની, શાંતિસ્નાત્ર કરાવવા સાધુ–મુનિ પાસે જાય છે. આમ દુનિયાને આજે ખરું સત્ય ગમતું નથી. પણ જ્યાં સુધી સત્યનું દર્શન આપણે હાથ નહિ આવે ત્યાંસુધી આપણું કલ્યાણ થવાનું નથી.

જીવનનું ખરું દર્શન ગંભીરતા વિના પ્રાપ્ત થઈ શકતું નથી. મસ્ત કવિ આનંદઘનજીની ભક્તિમાં એ તત્ત્વ હતું. એ ભગવાનનાં ગીતો ગાતા અને એમની આંખોમાંથી અશ્રુધારાઓ વહેતી. એમને સાંભળનાર પણ ભક્તિમાં તલ્લીન થઈ જતા. જેમ દૂધને મીઠું બનાવવા માટે

સાકરના ગાંગડાએ ઓગળી જવું પડે છે તેમ ધર્મમાં પણ જ્યાં સુધી આપણે તન્મય થઈ ઓગળી ન જઈએ ત્યાંસુધી જીવનમાં મીઠાશ આવતી નથી.

આ યોગીરાજ શ્રી આનંદઘનજીને એમનાં આ ગીતોદ્વારા આત્માનું દર્શન થયેલું અને તેથી એ વિશ્વને ભૂલી જઈ એમાં મસ્ત બનતા. એ જ રીતે માણસ જ્યારે એના કાર્યમાં મસ્ત બની જાય છે ત્યારે એનું ગીત સાંભળતાં સામા માણસની આંખોમાંથી આંસુ સરે છે. પણ આજે પ્રભુના વિરહને કારણે કેટલાંની આંખમાં આવાં આંસુ ઊભરાય છે ? પ્રભુને વિરહે આજે કોઈ રડતું દેખાતું નથી. કવિએ બરાબર કહ્યું છે કે—

"સુખિયો સબ સંસાર, ખાવે ઔર સોવે;
દુઃખિયો તુલસીદાસ, ગાવે ઔર રોવે."

તુલસીદાસને ભગવાનનાં દર્શન નથી થતાં અને એ રડે છે. માનવી જ્યારે આમ ભગવાનમાં એકાકાર બને છે ત્યારે એના અંતરનો ઊંડો નાદ પોકારી ઊઠે છે. પાણીમાં પાણી ભળતાં એ જેમ એકાકાર બને છે એમ માણસે પોતાના ચૈતન્યથી પ્રભુના ચૈતન્ય સંગે એકાકાર થવાનું છે. દુનિયાને જ્યારે માણસ આમ ભૂલે ત્યારે જ આત્માનો આવિષ્કાર થાય.

ભગવાનને મળવા નીકળ્યા પછી સ્થળ અને સમયનાં બંધન શાં ? એ બધાંને ભૂલીને માણસે એકાગ્રતા કેળવવાની છે. જ્યારે સ્થળ–કાળ અને વસ્તુ (Space, Time and

Matter)ના પડદાઓ હટી જાય છે ત્યારે જ આત્મા અને પરમાત્માનું આવું મિલન થાય છે.

ભગવાનને મળવું એટલે રોવું. સ્વજનોનો સમાગમ આત્માને પિગળાવી આંસુ સરાવે છે. પ્રભુ કરતાં વધુ આત્મીય આ જગતમાં આપણું બીજું કોણ છે? દુનિયા જ્યારે આપણાં આંસુની ટીકા કરશે, એની તરફ હસશે ત્યારે અંદરનો પ્રભુ એક જ, એ રુદનને સમજશે અને શાંતિ આપશે.

જ્યારે માણસ પોતાના અહમ્‌ને ભૂલી જાય છે અને આત્મામાં તલ્લીન થાય છે ત્યારે જ એને આત્માનંદ મળે છે. અકબરે એક વાર હરિદાસને એના દરબારમાં બોલાવ્યા. હરિદાસે પણ ત્યાં એના દિલના મસ્ત સૂરો છેડયા અને સર્વત્ર આનંદ પ્રગટી ઊઠયો. પણ કોઈને એ સાંભળી આંસુ ન આવ્યાં.

અકબરે હરિદાસને આનું કારણ પૂછયું: "એ દિવસે મેં આપને જંગલમાં ગાતા જોયા ત્યારે તો તમારી આંખમાંથી આંસુની ધારા વહેતી હતી; આજે આમ કેમ!" ત્યારે એણે જવાબ આપ્યો, "હું જ્યારે પ્રભુને રિઝવતો હતો ત્યારે મારા અંતરમાં આંસુ હતાં, પણ આજ તો હું જગત અને બાદશાહને રિઝવું છું એટલે માત્ર આનંદ જ હોય."

આત્માના આ જ્ઞાનની ભાષા મૌન છે. જીવનના; અંતરના ઊંડાણને પારખવા માટે માણસમાં ગંભીરતા જોઈએ. જાતને વેચનાર આજે કદાચ હસશે પણ કાલે એ

રડવાનો છે. આનંદથી મળતી વસ્તુ આંસુથી મૂલવવી પડે છે. જીવનની મહત્તા લેવામાં નહિ, પણ એના ત્યાગમાં રહેલી છે. આત્મા કરતાં વધુ ધનિક કોઈ પણ વસ્તુ નથી. આ ક્ષુદ્રતાનો પરિત્યાગ એટલે ગંભીરતા.

આત્માને પામવા માટે આવી ગંભીરતા જોઈએ. જે માણસ દુન્યવી સુખોથી વેચાઈ જતો નથી તે જ ખરો મહાન છે. જેનો આત્મા ખરીદાઈ શકાતો નથી તેના જીવનમાં ગંભીરતા વ્યાપેલી હોય છે. જીવનનાં પ્રલોભનો સામે ઊભા રહેવાની શક્તિ એનામાં આવે છે. જીવનનાં ઘર્ષણોમાંથી એવાને જ જીવનનું નવનીત મળી શકે છે.

૫–૭–'૬૦

## ક્ષુદ્રતાનો ત્યાગ

ક્ષુદ્રતા અને ગંભીરતા એ બેનો નિષેધ અને વિધેય આપણે સમજવાનો છે. જીવનમાં ક્ષુદ્રતાનો પરિત્યાગ કરવાનો છે અને ગંભીરતાને ધારણ કરવાની છે. દુનિયામાં કોઈ સ્થાન ખાલી રહી શકતું નથી. એટલે ક્ષુદ્રતાનો ત્યાગ કરી, એની જગ્યાએ આપણે ગંભીરતાને બોલાવવાની છે. કાગડાને કાઢી, એની જગ્યાએ રાજહંસને બેસાડવાનો છે.

ગંભીરતાવાળો માનવી જ દુનિયામાં સાચું માન મેળવી જાય છે. બાકી તો નાની નાની બાબતોમાં કલેશ કરનારા લોકો, ઓગણત્રીશ દિવસનો સ્વજનનો પ્રેમ એક દિવસમાં બગાડી નાખે છે. આને બદલે જ્યારે માણસ બીજાની કોઈ પણ ભૂલને ચલાવી લેવાની ગંભીરતા કેળવે છે ત્યારે એ મહાનતા તરફ જઈ શકે છે. ક્ષુદ્રતાથી તો માણસ જીવનના પ્રત્યેક પ્રસંગે દુઃખી બને છે, નાનો બનતો જાય છે; જ્યારે ગંભીરતા આવતાં માનવી વિકાસ પામે છે, આગળ વધે છે.

કોઈએ બરાબર આવકાર ન આપ્યો હોય તો માનવીનો મન–સ્વભાવ બગડી જાય છે. એના નાનકડા,

ક્ષુદ્ર મનમાં ક્રોધની જ્વાળા ફેલાવા માંડે છે અને તરત જ ગમગીન બની જાય છે. પરિણામે, મનનું ક્ષેત્ર આમ સંકુચિત બનતાં એમાં આનંદ સમાઈ શકતો નથી. આનંદને સમાવવા માટે તો મન અને હૃદયનું સ્થાન–પાત્ર વિશાળ જોઈએ.

આ માટે "વીસરી જાઓ અને ક્ષમા આપો" (Forget & Forgive) એ મંત્ર ખૂબ જ સહાયક બને છે. પણ આ ક્યારે બને ? જીવનમાં ખરી ઉદારતા હોય ત્યારે. પણ જેના મનમાં ગાંઠો બંધાઈને પડી હોય એના મનમાં આવા આનંદનો અવકાશ ક્યાંથી હોય ? ખરી રીતે જોશો તો દુનિયામાં ક્યાંય દુઃખ છે જ નહિ; મનુષ્ય જ એને ઊભું કરે છે અને જાતે દુઃખી થાય છે. વધુ ખાવાના લોભથી માણસ પેટ બગાડે છે અને પછી દુઃખ અનુભવે છે. તેમ ગંભીરતાને કાઢી, ક્ષુદ્રતાને ભરીને એ દુઃખ અનુભવે છે. માટે કહ્યું છે કે 'મનમાં (જ્ઞાન) વધુ ભરો અને પેટમાં (અન્ન) ઓછું ભરો.' આમ સારા વિચારો અને કથાઓ મગજમાં ભરી રાખી હોય તો આપણે જ્યારે બોલીએ ત્યારે આપણી વાણીમાંથી સારા વિચારો અને સારી ઉપમાઓ જ બહાર આવશે.

આપણે એવા ઘણા માણસોને જોઈએ છીએ જે ભુલાઈ ગયેલી નકામી વાતોને યાદ કરી કરી પોતાની જાતને દુઃખમાં મૂકે છે. ખરી રીતે તો માણસે એવી વાતો ઉપર ધૂળ નાખી દેવી જોઈએ. જે વસ્તુ આંખને રોચક નથી

તેવી વાતો ઉપર કાળની ધૂળ નાખી, એને ભૂંસી નાખવી ઘટે. આમ જે માણસ કટુ અને ખરાબ વાતને ભૂલી શકે છે, તે જ ખરો ભાગ્યશાળી છે. જૂનો ઘા રૂઝાવાની તૈયારીમાં હોય અને એને ઉઘાડ્યા કરો તો એ ઘા ફરીથી તાજો થાય છે અને પછી કોઈ દવા એને કાર કરતી નથી. આવી જ રીતે, જીવનની ભૂલવા જેવી વાતોને ફરીફરીને સ્મરવાથી અંદરનો ઘા વધતો જાય છે અને માણસ વધુ ન વધુ દુઃખી બનતો જાય છે. આવાં જાતે ઊભાં કરેલાં દુઃખોથી છેવટે માણસનો આત્મા રીઢો બની જાય છે અને પરિણામે જ્ઞાનીઓનાં અમૃત જેવાં વચનો એના આત્માને કાંઈ જ અસર કરી શકતાં નથી.

સામાને ક્ષમા આપવી એ સુંદર ગુણ છે. તમે સૂતા હો અને કૂતરું આવી તમારું મોં ચાટી જાય તો 'જેસાકુ તેસા' કરીને તમે શું એનું મોં ચાટવા જશો? કોઈ માણસ તમારી સાથે અસભ્યતા દાખવે ત્યારે એનો પ્રત્યુત્તર વાળવાને બદલે એને માફ કરો. તમારે તો ત્યારે એમ જ સમજવું કે જેનામાં જેટલી બુદ્ધિ હોય એ પ્રમાણે એ વર્તે. એ વખતે તમારો ધર્મ શઠ પ્રત્યે શઠ થવાનો નથી, ખરાબની સામે ખરાબ થવાનો નથી, પણ આગ સામે પાણી થઈ, એને ઠારવાનો છે.

બિનઅક્કલવાળો માનવી હોય તો એની પાસેથી શી અપેક્ષા રાખી શકાય? અને કદાચ તમે કોઈ અપેક્ષા રાખો તો એ તમારી મૂર્ખતા છે; કારણ એની પાસે જે

છે જ નહિ તે એ તમને આપશે ક્યાંથી ? આને બદલે એને સમજવા પ્રયાસ કરો, એના પ્રત્યે કરુણાની ભાવના રાખો.

આજે માનવી આવી ક્ષુદ્ર અને નાની વાતમાં હેરાન થઈ રહ્યો છે. તમારી કોઈ ટીકા કરે છે ને તમે દુભાઈ જાઓ છો. પણ તે વખતે વિચારો કે તમે એવા છો ? જો એવા હો તો એનો આભાર માનો અને સુધરો; અને જો તમે એવા ન હો તો પછી તમારે ચિંતા કરવાની શી જરૂર છે ? એવી નકામી વાતો મનમાં ભરીને મનને તંગ શા માટે બનાવો છો ?

આ સમજવા માટે જીવનમાં ગંભીરતા જરૂરી છે. એ આવશે ત્યારે એની સાથે બે ગુણ જાગશે; સૂક્ષ્મ બુદ્ધિ અને ક્ષમા આપવાની શક્તિ.

એક માણસે એક વાર બાધા લીધી કે રોજ સાધુની સેવા કર્યા પછી જ ખાવું. દરરોજ એ કોઈ સાધુને શોધી લાવે, એની સેવા કરે અને પછી જમે. એક દિવસ એ આખા ગામમાં ફર્યો પણ જેની સેવા કરવી પડે એવો કોઈ સાધુ એને ન મળ્યો. તે દિવસ એને વાંઝિયો લાગ્યો, અને બબડવા લાગ્યો :

'ભગવાન ! આજે મારી સેવા લેવા એકેય સાધુ માંદા ન પડયા ? મારી કેવી કમદશા ! હવે હું કોની સેવા કરું ?'

તમે જોશો કે એની પ્રતિજ્ઞા તો (માંદા) સાધુની

સેવા માટેની હતી અને એ રીતે સારી હતી પણ એનામાં બુદ્ધિની સૂક્ષ્મતા ન હતી એટલે સેવાને માટે એણે સાધુની માંદગી ઈચ્છી. આવો માણસ બીજા પર ભલાઈને બદલે બુરાઈ કરી બેસે છે. એટલે માણસમાં ગંભીરતા આવે ત્યારે સાથે સાથે આવી સૂક્ષ્મબુદ્ધિ આવવી જરૂરી છે. ધર્મનું આ પ્રથમ પગથિયું છે.

૬–૭–'૬૦

## સંપૂર્ણ અંગોપાંગ

**ધર્મનું** બીજું સોપાન છે, સંપૂર્ણ અંગોપાંગ : જેની પાંચેપાંચ ઈન્દ્રિયો સંપૂર્ણ હોય, જેના શરીરનું બંધારણ વ્યવસ્થિત હોય તેને ધર્મનું પાલન કરવું સરળ બને છે. એવો આત્મા ધર્મમાં જલદી આગળ વધી શકે છે. એટલે સંપૂર્ણ અંગોપાંગને પણ એક ગુણમાં સ્થાન મળે છે.

માણસ મૂંગો હોય તો અંતરના ભાવો વ્યક્ત ન કરી શકે. એટલે જેને ધર્મ પાળવો છે એણે પોતાની બધી ઈન્દ્રિયોને સુવ્યવસ્થિત રાખવી જોઈએ. એ ઈન્દ્રિયોથી જેટલા આપણે પરાધીન, એટલા આપણે દુઃખી થવાના. એટલા માટે માણસે પોતાની બધી પ્રવૃત્તિઓ જાતે જ કર્યા કરવી જોઈએ. જો એ ટેવ છૂટી જાય તો શરીર અકડાઈ જાય અને પછી રિબાઈ રિબાઈને મરવું પડે. માટે શરીરથી આપણે જેટલા સ્વતંત્ર એટલા આપણે વધુ સ્વાધીન, એમ સમજવું. આ માટે સદાય કામ કરતા રહો. પંચેન્દ્રિય સુંદર અને સ્વસ્થ રાખો અને જીવનમાં સંયમ રાખો તો જીવન સુંદર બનશે. ધર્મી માણસ માટે આ વસ્તુ અનિવાર્ય છે.

શરીર આમ સુંદર હોય પણ એની સંગે એ સુઘટ્ટ-સારા બાંધાનું જોઈએ. જો શરીરનું બંધારણ સરસ ન હોય તો એ આરાધના બરાબર નહિ કરી શકે, તપ અને સેવા નહિ કરી શકે. એ જો તીર્થયાત્રા કરવા નીકળશે તોય એણે ડોળીવાળાને તકલીફ આપવી પડશે.

આ માટે જ્ઞાનીઓએ કહ્યું છે કે 'શરીર અને મનનું સ્વાસ્થ્ય એ જ જીવન છે; મન અને દેહ–સ્વાસ્થ્યની નિર્બળતા એ મૃત્યુ છે.' માટે આ શરીર પ્રત્યે આપણાથી બેકાળજી સેવી શકાય નહિ. જે આવી કાળજી નથી રાખતો તે પાછળથી પસ્તાય છે.

તપ, એ જિંદગીરૂપી યંત્રમાં તેલસિંચનનું કામ કરે છે; એ ઉપયોગી છે. આ પ્રમાણે ઉપવાસ પણ શરીર અને મનને નીરોગી રાખવામાં સાધનરૂપ બને છે. આજે તો હવે નેચરોપથીએ પણ બતાવી આપ્યું છે કે જીવનના અનેક રોગો મટાડવામાં આ ઉપવાસ સહાયરૂપ બને છે.

ધર્મની આવી સાધના માટે આસન–સ્થાન અડોલ રહેવું જરૂરી છે. આ શક્તિ જ્યારે આવે ત્યારે માણસ માયાનાં પ્રલોભનો સામે પણ રાવણની જેમ અડગ રહી શકે. એમ કહેવામાં આવે છે કે એની સાધના પરાકાષ્ઠાએ પહોંચતાં દેવોનાં વિમાનો પણ ચલિત થઈ જતાં, થંભી જતાં. એની સાધના પૂર્ણ થતાં આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થતી. આમ છતાં પણ એની એ સાધના, ભોગ માટેના ત્યાગરૂપ હતી. એની પાછળ કોઈ આધ્યાત્મિક દૃષ્ટિ ન

હતી એટલે એ નીચે ગયો અને અધોગામી બન્યો. માટે શરીર સશક્ત હોય તેમ સામે મનને પણ સશક્ત કરવાનું છે, અને અંગની પૂર્ણતા સાથે મનની પૂર્ણતા પણ કેળવતા રહેવાનું છે.

ઈન્દ્રિયો જો પૂર્ણ હોય તો આપણી પરાધીનતા ઓછી થઈ છે. માણસનાં અંગોપાંગ અખંડ ન હોય તો તેની હેરાનગતિને લીધે તે શાંતિથી ધર્મ કરી શકતો નથી. જેનો શારીરિક બાંધો બરોબર હોય તે ધર્મની પ્રવૃત્તિઓ બરાબર કરી શકે છે.

બીજી એક વાત પણ ધર્મી થનારે યાદ રાખવાની છે અને તે એ કે આત્મા શરીરથી જુદો છે, એ વાત ખરી, પણ જ્યાંસુધી તે શરીરમાં વસે છે ત્યાંસુધી શરીર એની ગાડી છે, આત્મા એનો હાંકનાર છે. આ શરીર તારક પણ બની શકે છે અને મારક પણ બની શકે છે. દરેક સાધનમાં આમ લાભ અને નુકસાન બેઉ રહેલાં હોય છે.

નફો અને નુકસાન તો દરેક વસ્તુમાં હોય છે. માણસ જો એના શરીરને દુરાચારમાં વાપરી નાખે તો તે આત્માને ડુબાડી પણ દે અને સદુપયોગ કરે તો જીવન તરી જાય. આંખો પ્રભુના નિર્મળ દર્શન કરવા માટે આપણને મળી છે. નિસર્ગમાંથી સારાં સારાં દૃશ્યો જો આંખો જુએ તો એને લાભ થાય.

આંખનો સ્વભાવ જોવાનો છે. એ જોયા વિના

રહેવાની નથી તો ભલે જુએ, પણ એની છાપ મન પર પડવા દેવી કે નહિ તેનો વિવેક તો માણસે જ કરવાનો છે. ધર્મી થવું એટલે દુઃખી થવું, કે આંખ બંધ કરીને ચાલવું, કે સુંદરના દુશ્મન બનવું એવો તો નથી જ. ધર્મી આત્મા તો સદા પ્રસન્ન હોય. તે સદા યોગનો આનંદ માણી રહ્યો હોય છે, વિયોગનો નહિ. આવો નિર્દોષ આનંદ જ્યાંથી મળે ત્યાંથી લો. જે આત્માનું સુખ માણે છે તે જ ખરો ધર્મી માણસ.

ક્રીડામાં લાગેલા બાળકની જેમ માનવીએ પણ નિર્દોષતામાં જીવવાનું છે. ધૂળમાં રમતું બાળક, ધૂળનો કંસાર પીરસી આનંદ અનુભવે છે. માનવીનો ભોગ પણ બાળકના આ ધૂળના કંસાર જેવો છે. માત્ર ફેર એટલો છે કે ધૂળમાંથી બનાવેલો મહેલ તૂટી જતાં બાળક આનંદ પામે છે જ્યારે આસક્તિવાળા માનવીનું ઘર ભાંગી જાય છે ત્યારે એ રડવા બેસે છે.

માનવીનો આ આનંદ શાશ્વત નથી રહ્યો. આજે માનવી લોભમાં સંડોવાયેલો છે. જેઓ દુનિયાની બાહ્ય વસ્તુઓના આનંદમાં પડેલા હોય છે તેઓ જ્ઞાનમાં અપૂર્ણ છે. જેને અનંત જ્ઞાનનું દર્શન હોય છે તે બહારની વસ્તુના આનંદની નહિ, પણ અંતરના આનંદની અપેક્ષા રાખે છે; એ તો આત્માની પૂર્ણતાનાં સ્વપ્નાં સેવતો હોય છે.

આ વ્યાખ્યાનોનું માત્ર શ્રવણ કરીને બેસી રહેવાનું નથી, પણ એ વ્યાખ્યાનોને પચાવવાનાં છે.

સોનું બહુ કિંમતી છે પણ વાસ્તવિકતામાં એની કિંમત શૂન્ય છે. સૂવા માટે લોખંડનો પલંગ કામ લાગે છે પણ સોનાની પાટ કામ લાગતી નથી. સોનાની પાટ પર સૂઓ તો રાત્રે શાન્તિથી ઊંઘ પણ આવે કે?

આજે આપણા જીવનમાં મોહનો એવો એક થર લાગ્યો છે કે જ્ઞાનનાં કિરણો આપણી અંદર બેઠેલા આત્માને પહોંચી જ શકતાં નથી. જે પદાર્થોને અડતાં સંકોચ જાગે એવા પદાર્થોમાં માણસ આજે રાચે છે, સુખ માને છે. જ્યારે આપણાં અંતરચક્ષુઓ ઊઘડશે ત્યારે આને ખરા સ્વરૂપમાં જોવાની આંતરદૃષ્ટિ આપણને મળશે.

પૈસો જીવનમાં દુઃખ અને દંભ લાવે છે. પૈસો આવે એટલે ધર્મ આઘો રહી જાય છે. પૈસો માણસને ભાગ્યે જ પુણ્યના પંથે લઈ જાય છે. પૈસો તો માનવીને ઘણીવાર વિવેકશૂન્યતા તરફ પણ ધકેલી દે છે અને આત્માની અધોગતિ કરાવે છે. માટે જેને પાંચે ઈન્દ્રિયોની પૂર્ણ પટુતા, ધનસંપત્તિ મળ્યાં હોય તેણે વિવેકથી વર્તવાનું છે, અને તેમ થાય તો સંપૂર્ણ અંગોપાંગ એ પણ ગુણ છે.

૮–૭–'૬૦

## પ્રકૃતિસૌમ્યત્વ

**પ્રકૃતિ-સૌમ્યત્વ** એ ત્રીજું સોપાન છે. એ ગુણવાળાનો સ્વભાવ જ એવો હોય કે એને જોતાં શાંતિ અને આનંદ પ્રસરે. દુનિયામાં પ્રકૃતિસૌમ્ય થવું અને નિઃસ્વાર્થી બનવું એ જ ખરી મહાનતા છે.

આપણા સ્વભાવમાં કોમળતા આણવી જરૂરી છે. એથી માણસ પોતાની ભાષા અને પ્રકૃતિ ઉપર કાબૂ મેળવી શકે છે. એવાના જીવનમાં પછી સૌમ્યતા એવી સ્વાભાવિક થઈ જાય કે ઉગ્ર થયેલા માનવીને પણ એ ઠંડો બનાવી દે. ક્ષણભર ઉગ્ર બનેલો માનવી પ્રકૃતિસૌમ્યને જોતાં, ફરીથી સૌમ્ય બની જાય છે.

ક્ષમા આપનાર માણસ હંમેશાં ઉદાર અને વિશાળ હૃદયનો હોય છે. એટલે જ જ્યારે સંગમ, ભગવાનના ચરણોમાં આવીને પડયો ત્યારે ભગવાને કરુણાનાં બે આંસુ ટપકાવી એને ક્ષમા આપી.

માનવી જ્યારે બીજાનું દુઃખ સહાનુભૂતિદ્વારા જાતે અનુભવતો થાય છે ત્યારે જ એ સ્વાર્થનો ત્યાગ કરી શકે છે; ત્યારે જ એ મહાન બની શકે છે. પછી એના તપની

સાથે ભક્તિની ભીનાશ ઉમેરાય છે. આ તપની તાકાતથી માણસ પીગળી જાય છે; તપના પરિણામે એ કોમળહૃદયી બને છે.

જેનાં ચક્ષુઓ સદાય આર્દ્ર થયાં છે એ જ માનવી ખરો મહાન છે. ધર્મના આ અંશને પામવા માટે હૃદયને કોમળ બનાવવું જરૂરી છે. જે માણસ બીજાની પાસેથી લેવાને બદલે દેવા તૈયાર હોય છે, તે પોતાની ઉદારતાથી બીજાને જીતી જાય છે.

આપણે સૌ આપણા જીવનની નાની નાની વાતોમાં યુદ્ધ કરીએ છીએ અને બીજી બાજુથી મોટા વિશ્વયુદ્ધને વખોડવા બેસીએ છીએ. પણ આપણે યાદ રાખવાનું છે કે પથ્થરની એક નાની કાંકરી તળાવમાં નાખતાં એનું કુંડાળું જેમ તળાવના બીજા કિનારા સુધી પહોંચે છે તેમ, આપણે ઊભાં કરેલાં નાનાં વાદવિવાદનાં આંદોલનો દુનિયાના બીજા છેડા સુધી પહોંચે છે અને વિશ્વયુદ્ધના વાતાવરણને ઉત્તેજિત કરે છે.

કુદરત પાસે તો માનવ માત્ર સરખો છે. ગરીબ અને તવંગરના હાડચામમાં એને ત્યાં કોઈ ભેદ નથી.

વિશ્વને જો આપણે શાંત અને અહિંસક બનાવવું હોય તો પહેલાં આપણે શાંત અને અહિંસક બનવું પડશે અને આપણા જીવનમાં પ્રકૃતિસૌમ્યતા લાવવી પડશે, જીવનના ઊંડાણમાં આ તત્ત્વ વ્યાપક થશે ત્યારે જ આપણે સમજી શકીશું કે જીવનની ઉગ્રતા એ અગ્નિ છે; જીવનની

સૌમ્યતા એ ચંદન છે. આપણે જીવનમાં આ ઉગ્રતાને તજી સૌમ્યતા કેળવવાની છે.

જે માણસમાં ગંભીરતા નથી તે માણસની પ્રકૃતિ સૌમ્ય ન હોઈ શકે. સૌમ્ય અને સભ્ય બનવા માટે કાંઈ દેખાવ કરવાની જરૂર નથી, જરૂર છે જિંદગીમાં એને વણી લેવાની. માથું દુખતું હોય ત્યારે માથે બામ પણ લગાડાય અને એના મૂળભૂત કારણ કબજિયાત વગેરે માટે આંતરિક દવા પણ લેવાય. જ્ઞાનીઓએ આપણને બાહ્ય સાથે આવી અંતરની દવા પણ બતાવી છે.

જે વસ્તુ તમારા લોહીની સાથે એકાકાર થઈ નથી તેને તમે કેમ રાખી શકશો? માટે જ કહેવામાં આવ્યું છે કે, *प्रकृतिं यान्ति भूतानि निग्रहः किम् करिष्यति!* માનવીમાં ટેવ એવી જડ ઘાલી જાય છે કે બહારનાં ગમે તેવાં નિયંત્રણો છતાં પણ માનવી તેને રોકી શકતો નથી.

આપણે મોટે ભાગે બહારથી નિયંત્રણ મૂકીએ છીએ. પરિણામે થોડા સમય બાદ, એ અંદરથી ઊછાળો મારે છે ને બમણા જોરથી બહાર આવે છે. આનું નામ જ આઘાત-પ્રત્યાઘાત.

આ સૌમ્ય પ્રકૃતિ એટલે દરેક કામ શાંતિથી કરવું. જે લોકો ક્રોધને છોડે છે એમની પ્રકૃતિ જ પછી સૌમ્યતાનું સંગીત બની જાય છે; પછી એમની વાણીમાંથી જે ઝરે તે સંવાદના જ સૂરો હોય.

જૂના કાળમાં ગ્રંથોની રચના સંતોએ કરેલી છે, એટલે

એ વાતો મીઠી અને શાંત લાગે છે, પણ આજે તો લેખકોના લખાણુની પાછળ તૃષ્ણાની આગ પડેલી હોય છે. પરિણામે લેખકોના એ આતશ, માણસની (વાચકની) જિંદગીમાં અસંતોષના ભડકા પ્રગટાવે છે. પહેલાંના બ્રાહ્મણો સંતોષી હતા; આજે બ્રાહ્મણો પણ 'ભામણો' થઈ ગયા છે. એમની સંસ્કૃત વાણીમાં આજે ક્યાં સુંદરતા રહી છે? સંસ્કૃત ભાષા તો દિવ્ય સંગીતની લયમય વાણી છે; આપણા મનને આનંદમાં લપેટી લે એવી એ સુંદર ભાષા છે.

માનવીને દેહ છે તો દેહની માંગ પણ એની સાથે આવે છે. પણ આ માંગ ઉપર મર્યાદા તો હોવી જોઈએ ને? એ મર્યાદા એટલે વિવેક.

જૂના કાળમાં શ્રમણો અને બ્રાહ્મણો, માગવું એટલે મરવું, એમ સમજતા. ત્યાગીઓનું કામ હતું ભૌતિક વસ્તુઓ પ્રત્યે ઉપેક્ષા સેવવાનું; રાગીઓનું કામ હતું ત્યાગીઓની સેવા કરવાનું. પણ આજે સાધુઓ માગતા ફરે છે ત્યારે શ્રીમંતો એમ સમજતા થયા છે કે પૈસાથી તો સાધુઓ પણ ખરીદાય છે! પણ એ ન ભૂલશો કે જે ખરીદાય છે તે સાચા ત્યાગી નથી; દંભી છે, લોભિયા છે. ખરી સાધુતાને ખરીદવા તો માણસમાં પોતાનામાં સાધુતા આવશ્યક છે.

મહા વિદ્વાન કણાદ જેવાની ખબર રાખવી, એ તે કાળમાં રાજાઓનું કામ ગણાતું. આથી રાજાએ સોના ભરેલો થાળ કણાદ પાસે ધર્યો. પણ કણાદ તો પોતાના સર્જનમાં મસ્ત હતા. જ્યાં સુધી માણસ પોતાના કાર્યમાં આવું આત્મ-

વિલેપન નહિ અનુભવે ત્યાં સુધી તે કાર્યમાં એને પૂરો આનંદ નહિ આવે, વિજય નહિ લાધે.

પ્રેમ સાથે અર્પણ અને સેવાનો સંબંધ હોવો પણ જરૂરી છે. માતા પોતાના બાળકને માત્ર દૂધ જ નથી પાતી, પણ દૂધ સંગે પ્રેમ પણ પાય છે; જ્યારે આયા માત્ર દૂધ પાઈને બેસી રહે છે. બે વચ્ચે આટલો ફેર છે. અને તેથી જ્યારે બાળકને આવો માતૃસ્નેહ નથી મળતો ત્યારે તેનું માનસ વિકૃત બને છે. પછી એની વિકૃતિઓ આસપાસના વાતાવરણમાં ઝેરી અસર ફેલાવે છે.

જેને અંતરની દુનિયાને કેળવવી છે અને મેળવવી છે, તેને માટે કણાદની માફક બહારની વસ્તુઓનો મોહ તજ્યા વગર બીજો કોઈ આરો નથી.

માટે, માણસે પોતાના જીવનમાં ધ્યેયાત્મક એવો વિચાર કેળવવો જોઈએ કે જે તેના જીવનની પ્રત્યેક ક્ષણે એની નજર સામે રહે. જે માણસ આવા આદર્શમાં જીવે એને પછી જીવનમાં કદી થાક લાગતો નથી.

રાજાએ કણાદને પ્રથમ સોનાનો થાળ ભેટ ધર્યો. કણાદે એ પાછો હેલ્યો ત્યારે રાજાએ કણાદને રત્નોનો થાળ મોકલ્યો; પણ કણાદ તો સંતોષનો સ્વામી હતો. તેને આ રત્નો આનંદ આપે એમ ન હતું. એ પ્રસન્ન કરવા માટે તો ભક્તિની જરૂર હતી.

જેને જિંદગીમાં દુન્યવી સુખોની જ ભૂખ છે તે ભિખારી છે. મનની આવી ભૂખ માણસને અંદરથી ભિક્ષુક

બનાવી દે છે. સાચા સાધુઓ તો સંસાર–બગીચાનાં પુષ્પોમાં ભમનારા ભમરાઓ છે. તેઓ કોઈ પણ પુષ્પને દંશ કે કલેશ આપ્યા વિના પુષ્પોનો રસ લઈ આત્માને પરિતૃપ્ત કરી વિહરે છે.

ખરો સાધુ તો વિઘ્નોની સામે પણ પ્રસન્નતાપૂર્વક ઊભો હોય છે. એના આત્માના પ્રત્યેક પ્રદેશમાં ત્યાગનો રંગ લાગેલો હોય છે. આજના કેટલાક સાધુઓનો ભગવો રંગ કાચો છે. જરાક રાગ કે પ્રલોભનનું પાણી અડતાં એ ધોવાઈ જાય છે. જ્યારે આપણે તો ચિત્તની અવિકલ્પ દશા કેળવવાની છે. પ્રભુભક્તિની આ પ્રભાવના વગર ધર્મ-અમૃતની સાચી મીઠાશ આપણે નહિ જાણી શકીએ.

રાજાને થયું કે કણાદ સોના અને રત્નોની ભેટો પાછી ઠેલે છે, ત્યારે જોઉં તો ખરો કે એની પાસે એવું શું છે? એ કણાદની પાસે રાત્રે આવે છે. કણાદ સૂતા છે. રાજા આવીને એના પગ દાબી રહ્યો છે. કણાદ જાગે છે અને પૂછે છે, 'હે રાજન્! તમે મારા પગ શા માટે દાબો છો? મારા જેવો ભિખારી જે ધોળે દિવસે પણ તમારે ત્યાં ભીખ માગવા આવ્યો નથી, એની પાસે તમે રાત્રે આવા અનુચરના વેશમાં શા માટે આવ્યા છો?'

રાજાએ કહ્યું : 'આપ સુવર્ણસિદ્ધિ જાણો છો, તે મને આપો.'

કણાદે હસીને કહ્યું, 'રાજન, પ્રભુનું નામ એ જ પારસ છે. તે આ જીવનરૂપી લોખંડને અડે તો આ માટીની

કાયા સોનાની થઈ જાય.''

રાજાને પણ હવે જ્ઞાન થઈ ગયું કે સોનાની સિદ્ધિથી માણસને મુક્તિ નથી લાધતી; માણસના મૃત્યુ સમયે સોનાની દીવાલો આડી ઊભી રહી નથી શકતી. આત્માનું લોખંડ, પરમાત્માનો પારસ–સંયોગ થતાં સોનું બની જાય. જેને સંતોષનું આ સોનું મળી ગયું એના જેવો ધનાઢ્ય જગતમાં કોઈ નથી. આ સંતોષની ભાવના આપણી પ્રકૃતિમાં વણાઈ જવી જોઈએ.

લોભ, ક્રોધ, માન, માયા અને મોહ તો જીવનને કોરી ખાનારી વસ્તુ છે. આપણે તો એ સર્વની ઉપર વિજય મેળવીને જીવનને સૌમ્ય બનાવવાનું છે. માણસની પ્રકૃતિ જ્યારે આવી સૌમ્ય બને છે ત્યારે એ કદી પણ ક્રૂર કાર્ય કરી શકતો નથી. બાકી તો જ્યાં સ્વભાવમાં ક્રૂરતા છે ત્યાં આ પ્રકૃતિસૌમ્યત્વ નહિ આવી શકે. ખરબચડા લાકડા ઉપર હાથ ફેરવો તો એની ફાંસ લાગી જવાનો ભય રહે છે, પણ જે લાકડું રંધો ખાઈ લીસું બન્યું છે એમાંથી ફાંસ વાગવાની નથી. માનવીએ આમ એની પ્રકૃતિને પણ સૌમ્ય બનાવવાની જરૂર છે.

૯–૭–૬૦

## સૌમ્યત્વનાં સાથી

આ ધર્મરત્નમાં ખૂબી એ છે કે એમાં એક પછી બીજો સદ્ગુણ એના ક્રમ પ્રમાણે આવતો જાય છે. એક સદ્ગુણનું વાચન, શ્રવણ અને મનન બીજા સદ્ગુણોને ખેંચી લાવે છે. જીવનમાં જો એકાદ સદ્ગુણનું એંજિન જોડાઈ જાય તો ક્રમવાર સદ્ગુણના બીજા ડબ્બાઓ પણ એની સાથે જોડાઈ, ખેંચાઈ આવે છે.

આ માટે વાતાવરણ બહુ જ મહત્ત્વની વસ્તુ છે. આપણે એવા વાતાવરણમાં જીવવું જોઈએ કે જેમાં સદ્ગુણો આવતા જાય અને દુર્ગુણો જતા જાય. સાચું જ કહેલું છે કે 'પુસ્તકો, મિત્રો અને વાતાવરણ માણસના જીવનને ઘડે છે.' માણસનું વાચન એની જિંદગીમાં મહત્ત્વનો ભાગ ભજવે છે; મોટો ફાળો આપે છે.

પણ આ વાચન એવું હોવું જોઈએ કે જેથી મનમાં સારા વિચારો ઉત્પન્ન થાય. કારણ, જ્યાં સુધી તમારામાં સારા વિચારો નહિ જાગે ત્યાં સુધી જીવનનું ઉત્થાન નહિ થાય. માટીના હાંડલામાંય માણસ નકામા પથરા નથી ભરતો; તો શું માણસનું મગજ હાંડલા કરતાં પણ હલકું છે કે

જે આવે તે તમે એમાં ભરો છો! માટે કોઈ તમારી પાસે ખરાબ વસ્તુ સંભળાવવા આવે તો તમારે કહી દેવું જોઈએ કે એવું સાંભળવાનો તમને વખત નથી. એવી ગંદી વસ્તુઓ એક વાર મગજમાં પેસી ગઈ તો પછી એ કાઢવી મુશ્કેલ બને છે.

આપણું મગજ બહુ જ નાજુક છે. તેની ઉપર ખરાબ વાતોના આઘાત ન પડવા જોઈએ. કારણ કે એવી વાતો ઘર કરી બેસે છે અને પછી કદાચ લાંબે ગાળે નીકળી જાય છે તોય ત્યાં ખાડો મૂકતી જાય છે. માટે આજનું માનસશાસ્ત્ર કહે છે કે, માણસ એના સંસ્કારનું પરિણામ છે. માનસશાસ્ત્રે કરેલાં આવા બધાં સંશોધનોનો પણ હજી આપણે અભ્યાસ કરવાનો બાકી છે.

આજે લોકોના વિચારો, વાચનથી પણ અસ્વસ્થ બન્યા છે કારણ કે માણસો જેવું તેવું, જે કંઈ મળ્યું તે વાંચે છે; જેમ બજારની ભેળ, પાણીપૂરી અને હલકું ખાવાથી માણસ બિમાર પડે છે તેમ. આટલા માટે ઓછું વાંચો પણ સારું વાંચો અને જે વાંચો તેની અસર આત્માની ઉપર થવા દો. એ જ એનો ખરો ખોરાક છે. આથી માણસને માટે વિચારાત્મક સર્જનની કલ્પના પ્રતિક્રમણમાં મૂકવામાં આવી છે.

આજે જાહેરખબરો દ્વારા માનવીનાં મગજ બગડી રહ્યાં છે. આવે કાળે પુસ્તકો એવાં વાંચવાં જોઈએ કે જેમાંથી જીવનને પ્રેરણા મળે. આજે દેહની આસક્તિ વધતી

જાય છે અને આત્માની જળકમળવત્ અલિપ્તતા દૂર થતી જાય છે. આજે આપણા અંતરમાં કોઈ મહાન આદર્શ રહ્યો નથી. આપણી ધર્મક્રિયાઓમાં પણ આજે અંધ અનુકરણ વધી રહ્યું છે. પણ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે આપણી જિંદગી તો ફોટોગ્રાફરના કેમેરાની નેગેટીવ ફિલ્મ જેવી છે. પ્રકાશનું એક કિરણ એની ઉપર પડે એટલે એ વસ્તુનું પ્રતિબિમ્બ ઝડપી લે છે.

આથી આપણા મગજમાં આદર્શોનાં આંદોલનો ઊભાં થવાની જરૂર છે. તો જ આપણે આત્માની સાથે એકાકાર થઈ શકીશું. જ્યાં સુધી આવું સંવાદમય સંગીત આપણા આત્મામાં ચાલી રહ્યું છે ત્યાં સુધી જ આપણે સુખી છીએ; વિસંવાદથી જીવનમાં દુઃખ ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી આવી એકાગ્રતા ન આવે ત્યાં સુધી આપણા જીવનનું કોઈ ધ્યેય આપણે નક્કી કરી શકવાના નથી.

આવી એકાગ્રતા જાગે ત્યારે આપણે અહીં બેઠા પણ તીર્થોમાં વિહરી શકીએ છીએ. આપણી કલ્પનાઓ જ પછી આપણને શાંતિના મધુર વાતાવરણમાં વિહરાવવા લઈ જવા શક્તિશાળી બનશે.

જેમ પુષ્પો સદાય સુગંધ આપે છે તેમ આપણા મનને પણ આપણે સતત પરાગવંતું રાખવાનું છે.

મન પોતે તો એક સુંદર વાજિંત્ર જેવું છે. એનો જાણકાર જો એના તાર ઉપર હાથ ફેરવે તો એમાંથી આત્માના મધુર સૂરો જ પ્રગટે. પણ આ માટે મન, વચન

અને કાયા—એ ત્રણેની યોગરૂપી સંવાદિતા જરૂરી છે; તો જ એ સંગીત જન્મી શકે છે.

જ્યાં સંવાદિતા છે ત્યાં સુખ છે; જ્યાં વિસંવાદિતા છે, ત્યાં દુઃખ છે. તબલચીની થાપ અને સંગીતના સૂરોનો લય, જીવનમાં સંવાદિતાનાં આંદોલનો ઉત્પન્ન કરે છે. અને જ્યાં આવો સંવાદ છે ત્યાં ચિત્ત આનંદમાં મસ્ત બને છે. જ્યાં સુધી મન પ્રમાણેનું માણસનું વચન નથી, અને વચન પ્રમાણેનું કાર્ય નથી ત્યાં સુધી સાચું સુખ મળવું મુશ્કેલ છે. મન, વચન અને કાયા સ્વસ્થાનમાં રહી, સંવાદિતાથી જીવે એને જ મહાપુરુષો જીવનનો યોગ કહે છે.

પિયાનો પોતે સુંદર હોય એટલું જ બસ નથી પણ એનો સાચો જાણકાર એને વગાડવા માટે મળવો જોઈએ; નહિ તો એ દીવાનખાનાની શોભા જ માત્ર બને છે.

એક દેવળમાં એક સુંદર પિયાનો રાખી મૂકેલો. વર્ષોથી એને કોઈ સ્પર્શતું ન હતું. એક દિવસ એનો જાણકાર ત્યાં આવ્યો. એની આંગળીઓને પિયાનાનો સ્પર્શ થયો, અને સંગીતના સૂરો પ્રગટી ઊઠયા. સૂરોના એ સાગરમાં સૌ ભક્તો ડૂબી ગયા અને સર્વત્ર દિવ્યતા છવાઈ ગઈ. આ કેમ બન્યું ? કારણ, વગાડનાર એના સૂરોનો જાણકાર હતો અને વળી પોતે જ એમાં એકાગ્ર હતો.

પિયાનોવાળું આ દેવળ એટલે આપણા અંતરનું

મંદિર. આપણે ગાઈએ છીએ કે 'પ્રભુજી! મનમંદિરમાં આવો'. પણ આની સાથે મંદિરમાં કેવો ધૂપ, કેવી સુરભિ, કેવો પરાગ હોય એનો વિચાર કરવો જરૂરી છે. મન બહુ જ કિંમતી, અત્યંત ઉપયોગી અને ઉત્તમ પ્રકારનું સાજ છે, પણ એનો જાણકાર જો એને વગાડે તો જ એમાંથી યોગ પ્રગટે. આવા આનંદની પરાકાષ્ઠા મન, વચન અને કાયાના સંવાદમય પૂર્ણયોગથી જ આવે છે.

માણસે જીવનના દરેક ક્ષેત્રમાં આ યોગ કેળવવા મહેનત કરવાની છે. માણસ જ્યાં છે ત્યાં જ જો આ યોગ ન કેળવે, સ્વભાવનું પરિવર્તન ન કરે તો એને માટે બીજે ક્યાંય મુક્તિ નથી, એમ જાણજો. યાદ રાખજો કે જો અહીં વિસંવાદિતા હશે અને કદાચ મહાપુરુષો આવી ચડશે તો પણ મુશ્કેલી જ ઊભી થશે. અંદરના સ્વભાવનો પલટો ન થાય ત્યાં સુધી માનવજીવનનું ખરું પરિવર્તન શક્ય નથી. કહ્યું છે કે—

'છપ્પન તીરથ કરી આવે, પણ શ્વાનપણું નવ જાયે!'

એટલે આપણી અંદર શ્વાનપણાનું જે આ તત્ત્વ છે તેનો પલટો કરવો એ જીવનનું ધ્યેય હોવું જોઈએ. પ્રકૃતિ-સૌમ્યત્વનો અર્થ જ એ કે જીવનનું ક્રૂરતાભરેલું તત્ત્વ નીકળી જાય અને સૌમ્યતા આવે.

આપણે ઉપદ્રવ તો ન કરીએ પણ કોઈનો ઉપદ્રવ આપણને થાય ત્યારેય શાંતિથી સહન કરીએ. આ ત્યારે જ બને કે જ્યારે આપણામાં પ્રકૃતિ-સૌમ્યત્વ આવ્યું હોય.

મનને શાંત અને કાબૂમાં રાખવું બહુ મુશ્કેલ છે. મનમાં ક્રોધ, અશાંતિ જાગે ત્યારે મનને સમજાવો. એને પૂછો કે શા માટે એ ક્રોધને વશ થયું છે? આવે સમયે બહાર ન જોતાં, અંદર દર્શન કરો. ક્રોધભરી લાલ આંખોને શ્વેત કરી નાખો; ગરમ મગજને ઠંડુ કરો અને પછી જુઓ તો એની સમજણ કોઈ ઓર જ આવશે.

જ્યારે માણસના મનમાં આવી સંવાદિતા હોય છે ત્યારે એ જે કાંઈ બોલે અને વિચારે તેની પાછળ સત્ત્વ હોય છે, અર્થ હોય છે. ક્રોધ તો વિસંવાદ છે. એમાં માણસ ગાંડો બની જાય છે. વિસંવાદમાં એ જે કાંઈ બોલે છે કે કરે છે, એનું એને પોતાને જ ભાન રહેતું નથી. માટે જ ડાહ્યા માણસો આવા વિસંવાદની પળોએ ચૂપ રહે છે.

જૂના વખતમાં માણસ પોતાના મકાનમાં એક જુદો ખંડ રાખતો. એ ખંડનું નામ ક્રોધાગાર. જ્યારે ક્રોધ આવે ત્યારે માણસ એ ખંડમાં જઈને બેસે. ત્યાં શાંતિ અને સંવાદિતાનાં પ્રતીકો રાખવામાં આવતાં કે જે એની ક્રોધી પ્રવૃત્તિને શાંત અને સૌમ્ય બનાવતાં. માણસના જીવનમાં આ સંવાદ અત્યંત જરૂરી છે.

મિત્રોની પસંદગીમાં માણસે ખાસ વિવેક વાપરવાનો છે. પરીક્ષા કરીને મિત્રો પસંદ કરવા જોઈએ. ખોટા રૂપિયાની જેમ જો મિત્ર એકવાર ખોટો મળી જશે તો ખરે વખતે એ તમારી આબરુ લેશે. માટે ખરે વખતે તમને કામ આવે એવા મિત્રો કરો; મુશીબતમાં મૂકે

એવા મિત્રોથી દૂર રહો.

પ્રકૃતિ સૌમ્યત્વ માટેનાં સાથીઓ એટલે સારાં પુસ્તકો, સારા મિત્રો, સારુ' વાતાવરણ. માણસના મન ઉપર વાતાવરણની અસર બહુ ઊ'ડી છે. તમારા વિચારો જેમ તમારા મન ઉપર સારી–માઠી અસર કરે છે, એમ વાતાવરણ પણ તમારા માનસ ઉપર સારી કે ખરાબ અસર કરે છે.

આ માટે આપણા ઘરની અ'દર એવી તેજસ્વી વ્યક્તિઓનાં ચિત્રો જોઈએ કે જે આપણને પ્રત્યેક ક્ષણે એમના દૃષ્ટિબિ'દુનુ' સ્મરણ કરાવે. પ્રકૃતિસૌમ્યત્વ કેળવવા માટે આમ સારુ' વાચન, સારી મૈત્રી અને સારુ' વાતાવરણ આવશ્યક છે.

જીવનમાં આ સ્વસ્થતા લાવવા માટે પ્રથમ આપણે મગજનો જૂનો દ'શ, કચરો દૂર કરવાનો છે. જે માણસ પ્રકૃતિથી સૌમ્ય છે તે કોઈનુ' બૂરુ' નહિ કરે. એવો માણસ પ્રકૃતિસૌમ્યત્વને લીધે ખરાબ કાર્ય નહિ કરે. સારુ' કુળ અને અ'દરના સારા ગુણો આપણને ખરે વખતે પાપ કરવામાંથી બચાવી લે છે. આવુ' ઉત્તમ વાતાવરણભર્યુ' કુળ આત્માના પુણ્ય પ્રભાવથી જ મળી શકે છે.

આજે આપણામાંથી માનસિક બળ તૂટી ગયુ' છે; એ આપણે હવે કેળવવાનુ' છે. એ અદમ્ય શક્તિ કેળવો, પ્રકૃતિની અ'દર વણાયેલી ખરી સ'સ્કારિતાને બહાર લાવો અને ચ'દનની સુવાસ અને શીતળતા જેવી મીઠી અને શાંત પ્રકૃતિ–સૌમ્યત્વની સર્વત્ર સુરભિ પ્રસરાવો.

૧૦–૭–'૬૦

## જીવનનું પરિવર્તન

**જે માણસ** ધર્મી બનવા માંગતો હોય એની પાસે ધર્મના સદ્ગુણોની મૂડી હોવી જરૂરી છે. તમારી પાસે ગુણ હોય અને ખ્યાતિ પામો તો તો જાણે ઠીક છે, બાકી બાહ્ય આડંબર નકામા છે. આ દુનિયામાં સફળતાની સીડી ચડવા માટે સદ્ગુણો કેળવવા આવશ્યક છે. આવા સદ્ગુણોથી જ જીવનની સાર્થકતા લાધી શકે.

આપણી આ કાયા તો માટીનું પૂતળું છે; એમાં રહેલા સદ્ગુણો તે જીવનનું સોનું છે. તમે આ સદ્ગુણો કેળવો તો માટીમાંથી સોનું બને. જેને તમે આજ સુધી ધૂળ ગણી છે એ તો તમારું મોટામાં મોટું ને સુંદર દ્રવ્ય છે. આપણું જીવન એટલે ધર્મરૂપી સોનાની ખાણ તરફની આપણી સફર છે. આપણું આ માનવજીવન એ તો અમૂલો હીરો છે પણ આજે આપણે એને કાચ બરાબર સમજીને વાપરી રહ્યા છીએ.

આ સંસારનો બહારનો બધો ખજાનો છેવટે નકામો છે. એ બધું મૂકીને ચાલ્યા જવું પડશે. પણ તમારી અંદર એક બીજો સાચો ખજાનો છે. જ્ઞાન અને પરમાત્માના

નામની જ્યોતથી આપણે એ જોવાનો છે. આજે પરમાત્માની આ જ્યોત આપણી પાસે નથી લાગતી તેથી જીવન અંધકારમય લાગે છે, પણ જ્યારે અંદરની એ જ્યોત પ્રગટશે ત્યારે આ લોક અને પરલોક–બેઉના જીવન ઉપર નવો પ્રકાશ લાધશે.

આ સફળતા મેળવવા માટે ગંભીરતા, તુચ્છતાનો ત્યાગ, તંદુરસ્ત જીવન, સંપૂર્ણ અંગોપાંગ, પ્રકૃતિ સૌમ્યત્વ, રાગદ્વેષથી પર અને સ્વભાવની નિર્મળતા વગેરે ગુણોને આવશ્યક માનવામાં આવ્યા છે.

જ્યારે મનુષ્ય આત્માને સમજવા માંડે છે ત્યારે એના સ્વભાવમાં ધીમે ધીમે પરિવર્તન થાય છે. આમ તો જ્યારે માણસને સન્નિપાત થાય છે ત્યારે જ્ઞાની અને ગમાર જેમ વર્તનમાં એકસરખા બની જાય છે તેમ જ્યારે માણસમાં ક્રોધ, મોહ, માયા, લોભ ઇત્યાદિ જાગે છે ત્યારે ત્યાગી અને રાગી, સાધુ અને સંસારી બન્ને એક સરખા બની જાય છે. કષાયનો એ સન્નિપાત મટે, ત્યારે જ માણસને ખ્યાલ આવે કે એ શું કરી રહ્યો હોય છે.

દુનિયાથી તમે જુદા નથી, દુનિયાનો અવાજ એ તમારા જ બોલોનો એક પડઘો છે. દુનિયાને જે દૃષ્ટિથી જોશો એ જ દૃષ્ટિથી દુનિયા તમારી સામે જોશે. એટલે કહ્યું છે કે આપ ભલા તો જગ ભલા. માણસનું જીવન સુંદર તો જગતનું જીવન સુંદર.

ધોબી કપડાં ધુએ છે ને એક સાધુ ત્યાંથી નીકળે છે.

સાધુને ધોબીના છાંટા ઊડયા અને ક્રોધ જાગ્યો, એટલે સાધુએ હલકો શબ્દ વાપરી ઠપકો આપ્યો. ધોબી પણ કાબૂ ખોઈ બેઠો. એણે સાધુને ગાળો આપીને કહ્યું: "અહીં શું કરવા રખડે છે? તળાવની પાળ ઉપર પાણી ન ઊડે તો શું પથરા ઊડે!" આમ બોલી સાધુને ધક્કો માર્યો; પણ સાધુ દૂર જઈ સ્વસ્થ થઈ વિચારવા લાગ્યો અને તરત જ એને જ્ઞાન થયું કે દોષ તો મારો હતો, અને તેથી એણે જઈને ધોબીને ખમાવ્યો.

ધોબી પણ એનો આ ભાવ સમજી ગયો અને ધોબીએ પણ પગમાં પડીને સાધુની માફી માગી. આમ સન્નિપાત ઊતરી જાય ત્યારે સાધુ એ સાધુ તરીકે પ્રગટે છે અને ધોબી એ ધોબી તરીકે જણાઈ જાય છે. માણસ આવેશમાં આવી જાય છે ને એના મોંમાંથી બીજા દુભાય એવાં વેણ નીકળી પડે છે. આ આવેશને આપણે સંયમમાં રાખવો રહ્યો, કારણ કુદરતનો નિયમ છે કે ક્ષમામાંથી ક્ષમા, સમતામાંથી સમતા અને ક્રોધમાંથી ક્રોધ ઉદ્‌ભવે છે, અને બેઉને એની સારી કે ખરાબ અસર કરી જાય છે.

માનવી ત્યાગને–સાધુપણાને નમે છે પણ જે સમયે એનામાં ક્રોધનો આવેશ અને આવેગ હોય ત્યારે સાધુ અને સામાન્ય માનવી એક સમાન ભૂમિકા પર આવી જાય છે. માનનો ખોટો આવેશ માણસમાં ગર્વ લાવે છે. એ આવેશ ચાલ્યો જાય પછી જ અંતરમાં નિર્મળતા અને

સમજણ આવે છે, અને પછી તમારા વિચારને ઊંડે પ્રેરણા આપે એવી પળો તમારા જીવનમાં શરૂ થાય છે.

જે માણસ આ બધાનો જાણકાર છે તેનો કોઈક વાર પણ ઉદ્ધાર શક્ય છે. તમે સાંભળેલું, વિચારેલું હશે તો ક્યારેક તમારામાં એ જાગશે અને તમારા આત્માનેય જગાડશે. સત્સંગથી માણસમાં આ પળો આવે છે. આવા સ્થાનમાં શ્રવણ કરેલું ક્યારેય નકામું નથી જતું. જ્ઞાનીનાં વચનોના શ્રવણ સાથે જ ક્યારેક માણસના આત્માનાં દ્વાર ઊઘડી જાય છે. આ માટે સહશ્રવણ એ આપણા જીવનના ઉત્થાનની એક આવશ્યક ભૂમિકા છે. જીવનમાં એ ખૂબ જ સહાયક બને છે. ગરમ તવા ઉપર પડેલું પહેલું ટીપું તો બળી જાય છે, પણ એક પછી એક સો ટીપાં બળી ગયાં બાદ એકસો એકમું ટીપું જ તવા ઉપર દેખાય છે, પણ પેલાં સો ટીપાં નિષ્ફળ ગયાં નથી. આની પાછળ સો ટીપાંઓનો ત્યાગ રહેલો હોય છે એ આપણે ભૂલવું ન જોઈએ. શ્રવણ અને મનનનું પણ જીવનમાં આ સ્થાન છે.

ધર્મનું આ જીવન એટલે આંતરિક સૂક્ષ્મ પરિવર્તન. ખરી રીતે તો તમારો વિચાર એ જ તમારું કાર્ય છે. કામ કરવાનું શરૂ કરો ત્યારથી 'કામ કર્યું' ગણાય, પણ આ માટે માણસનો આંતર આશય કેવો છે એ જાણવું બહુ જરૂરી વસ્તુ છે. એટલે તમે સૌએ પણ તમારા જીવનમાં પરિવર્તન લાવવાનો, પ્રકાશનો પંથ શોધવાનો પ્રારંભ કર્યો છે; એને સદા યાદ રાખો.

જેનામાં આ ધર્મભાવના પડી છે, સુંદર વિચારો પડયા છે અને ક્ષમા તથા સહનશીલતાની ભાવનાઓ છે તેને જીવનમાં કદી અસફળતા નહિ રહે. અહીંના વ્યાખ્યાનનું શ્રવણ કરવા આવનાર માણસે પ્રકાશ તરફ જવાનો પ્રયાસ આદરી દીધો છે. ગુણના આવા વિચારો મગજમાં રમતા હોય ત્યારે જ ધર્મજીવનના વિચારો આવી શકે છે. આ ભાવના જ આપણને ખરાબ કામ તરફ જતાં બચાવી લે છે.

તા. ૧૧-૭-'૬૦

## લોકપ્રિયતા

**જીવનમાં** દરેક વ્યક્તિને લોકપ્રિય થવાનું ગમે છે; બદનામ થવાનું કોઈને પસંદ હોતું નથી. એક નાના બાળકમાં પણ સદ્ગુણની આ મહત્ત્વાકાંક્ષા પડેલી જ હોય છે. ત્યારે પ્રશ્ન એ છે કે આપણી સતત ઇચ્છા છતાં આપણે આવા લોકપ્રિય કેમ નથી બની શકતા? કારણ એ છે કે તમે એ માટેના જરૂરી સિદ્ધાંતોનું જીવનમાં પાલન કરતા નથી; તમારી ઇચ્છા માત્ર શાબ્દિક છે, બાહ્ય છે.

દરેકને માટે નિયમો હોય છે. માંદાએ સાજા થવું હોય તો વૈદ બતાવે તે પથ્ય પાળવું જરૂરી હોય છે; નહિતર એની તંદુરસ્તી પાછી મળશે નહિ. લોકપ્રિય થવા ઇચ્છનાર માટે સૌથી પ્રથમ કાર્ય એ છે કે એણે કોઈની નિંદા ન કરવી. એક વખત નિંદા કરવાની આવી ટેવ પડશે તો એ પછી જવાની નથી, એ ધ્યાનમાં રાખજો. અને જો તેને માટે આ શકય ન હોય તો જેમ ખુજલીવાળા બાળકને હાથે કોથળીઓ બાંધીને તેને ખણતો રોકવામાં આવે છે તેમ, નિંદા કરનારાઓએ પોતાને મોઢે કોથળીઓ બાંધવી જોઈએ.

'સંપૂર્ણ જગતમાં ઈશ્વર એક,
માણસ માત્ર અધૂરા રે.'

એ કથન સત્ય છે. દોષ તો માણસ માત્રમાં હોય છે પણ બીજાના દોષોની નિંદા કરવી એ પાપ છે. કોઈની નિંદા આપણાથી થાય નહિ. એમાં પણ જેઓ વિશિષ્ટ ગુણોથી સમૃદ્ધ છે તેની તો નિંદા ન જ થાય. માણસમાં દેખાતા મોટા દુર્ગુણ અક્ષમ્ય છે, પણ નાના દુર્ગુણો માટે એના જીવનની પ્રતિકૂળતા, સંજોગો વિચારવા જરૂરી છે. એ વિચાર વગરની આપણી ટીકાથી આપણે સામાને માત્ર અન્યાય જ કરીએ છીએ.

અમુક માણસમાં કોઈ ભૂલ હોય એ સ્વાભાવિક છે; તો એને સુધારવાની જરૂર છે; એને ઊતારી પાડવો એ ખોટું છે. કોઈને ધર્મની ક્રિયા બરાબર ન આવડતી હોય તો જેને આવડે છે તેણે, એની ટીકા ન કરવી જોઈએ. જો એવાનું એ ટીખળ કરે તો એ એક જાતનું ભયંકર પાપ છે. જેને નથી આવડતું તેને સમજણ આપી સુધારવો, એ તમારું કામ છે; એનો ઉપહાસ કરવો એ યોગ્ય નથી.

આની સાથે બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે જે માણસને ઘણા લોકો નિંદતા હોય તેવાની સોબત ન રાખતા, નહિતર તમે પણ એની સાથે નિંદાને પાત્ર બનશો. દુનિયામાં લોકપ્રિય થનારે આવો ત્યાગ કરવાની જરૂર રહે છે.

દુનિયામાં સૌને લોકપ્રિય થવું તો ગમે છે પણ આ

લોકપ્રિયતા એટલા માટે પ્રાપ્ત કરવાની છે કે જેથી માનવીના વચનની કિંમત થાય, એ બીજાને સહાયક બને. જે લોકો દેશ, સમાજ અને ધર્મના નેતા હોય છે તેમણે લોકપ્રિયતા મેળવવી અત્યંત જરૂરી છે. તમારા સારા આચરણથી સામા માણસમાં પરિવર્તન જાગે છે. જો સમાજ તમને ઉત્સુકતાથી સાંભળવા તૈયાર થાય તો સમજજો કે તમે લોકપ્રિય નેતા છો, પણ લોકો તમને ન સાંભળે તો તમે લોકપ્રિયતા ગુમાવી છે. અને તે કેમ ગુમાવી તેનાં કારણો જો શોધી કાઢશો તો જ ગયેલું સ્થાન તમે પાછું મેળવી શકશો.

લોકપ્રિયતા એમ ને એમ નથી આવી જતી. એને માટે મનુષ્યે પ્રથમ લાયકાત કેળવવાની છે. જેનામાં લાયકાત છે તે સર્વત્ર લોકપ્રિય થઈ શકશે. માણસ જો સમાજમાંથી ફેંકાઈ જાય તો એણે એનું કારણ શોધી કાઢવું જોઈએ. લોકો જો તમારા પગલે ચાલવા તૈયાર નહિ હોય તો, તમારી બધી વાતો તમારી પાસે જ રહેવાની.

ત્યાગ અને બલિદાનને લીધે જ વ્યક્તિ અને સંસ્થા લોકપ્રિય બની શકે છે. વ્યક્તિઓને લીધે જ સંસ્થાઓ જીવતી બને છે. ધર્મ મહાપુરુષોથી ચાલે છે, માટે ધર્મના ક્ષેત્રમાં કામ કરતા પુરુષોના જીવનમાં લોકપ્રિયતા અનિવાર્ય ગુણ ગણાય છે. વ્યક્તિના આત્મબલિદાનને લીધે જ આવી વ્યક્તિ આદરણીય બને છે.

આજે આપણે જનગણ–જનસમુદાયની વાતો કરીએ

છીએ, પણ એમાં સર્વજનોનો સાથ છે ખરો? સંઘમાં સર્વાનુમતિનું બંધારણ જરૂરી છે, બહુમતિનું જ માત્ર નહિ. જિંદગીમાં વિજય માટે આપણે લોકપ્રિયતાનું સૂત્ર ભૂલવાનું નથી. આપણે તો દરેકને આપણે પક્ષે લેવાનો છે. સંસારમાં માણસ એકલો નથી રહી શકતો. માનવીને માત્ર માનવીની જ નહિ પણ પશુનીયે જરૂર પડે છે. માટે અજ્ઞાની ને ગર્વમાં આંધળો બનેલો માનવી જ એવું બોલે કે 'મારે કોઈની ગરજ નથી.' આ ગર્વને સારા મનુષ્યે હટાવી દેવાનો છે. આ 'ધર્મરત્ન પ્રકરણ' ગ્રંથમાં આ માટેની જીવંત પ્રેરણા પડેલી છે; જીવનના અનેક કોયડા એનાથી ઊકલી શકે એવી શકયતા છે.

આજે આપણા જીવનમાં અનેક અંતરાયો પડયા છે ને તે આપણી આંતરિક પ્રગતિને રોકી રહ્યા છે. આપણે તેને દૂર કરવાના છે. પુણ્ય, તકદીર, કર્મ એ બધું શું છે? કર્મ કાંઈ કોઈના વારસામાં મળતું નથી. ગઈકાલે આપણે જે કર્યું એનું પરિણામ તે આજ. આજે કરી રહ્યા છીએ તે આવતી કાલ બની રહેલ છે. તમારું તકદીર એ તમારાં જ ભૂતકર્મોનું ફળ માત્ર છે. યાદ રાખજો કે તમારું જ કર્મ તમારી સામે આવે છે.

કોઈ માણસને લોકપ્રિયતા મળે તો તેની નિંદા ન કરો. એમાંય, વિશિષ્ટતાવાળા માણસની નિંદા તો કદી ન કરો. નાનો માણસ આમ જો મોટાની નિંદા કરે તો એ પોતાની જાતને હલકો પાડે છે; એનાથી એનું પુણ્ય બળી જાય છે.

કોઈ માણસની ક્રિયામાં અણઆવડત જણાય તો એની ટીકા ન કરો. એવાની મશ્કરી કરવી એ મહાપાપ છે. કારણ આજે જે આડાઅવળા લીટા કરી રહ્યો છે, તે આવતી કાલે એકડો ઘૂંટતો થઈ જશે; પણ જે માણસ લીટા જ નથી કરતો, શરૂઆત જ નથી કરતો તેને સુધરવાનો, શીખવાનો અવકાશ ક્યાંથી મળવાનો છે?

આપણે જાણીએ છીએ કે જગતમાં કોઈ માણસને અપમાન સહન કરવું ગમતું નથી, કારણ કે દરેક માણસમાં અહમ્‌નું તત્ત્વ પડેલું છે. આથી અપમાન સર્વને અસહ્ય લાગે છે; સ્વમાન સૌને પ્રિય લાગે છે. માટે નાના માણસનું પણ અપમાન કે નિંદા ન થાય, તો મોટા માણસની તો નિંદા કેમ જ કરાય?

તા. ૧૨–૭–'૬૦

## લોકપ્રિયતાની કેળવણી અને પ્રાપ્તિ

**જે દેશમાં** આપણે રહેતા હોઈએ તે દેશના આચારોનું આપણે પાલન કરવું જોઈએ. 'દેશ તેવો વેશ' એ કહેવતની જેમ બધાંની વચ્ચે આપણે રહેવું હોય તો બધાંના જેવા થવું જોઈએ. તેઓનો આચાર પાળીએ તો એની મશ્કરીને પાત્ર ન બનીએ; એમનામાંના એક થઈ શકીએ.

કહ્યું છે કે

> 'અતિ ઉદ્દ્ભટ વેશ ન પહેરીએ,
> નવી ધરીએ મલિનતા વેશ જો.'

ક્યારેય ઉદ્દ્ભટ વેશ ન પહેરો; એમ જ મલિન વસ્ત્રો પણ ન પહેરો. ઉદ્દ્ભટ વેશવાળો માણસ બધાંની નિંદાનું મધ્યબિંદુ બની જાય છે. માણસ એના બાહ્ય વેશથી નહિ, પણ એની અંદરના વ્યક્તિત્વથી જ આગળ આવી શકે છે. માત્ર લોકોનું મનોરંજન કરવા ખાતર, ગમે તેવાં વસ્ત્રો પણ ન પહેરો, તેમજ કંજૂસ થઈ મેલાં-ઘેલાં વસ્ત્રો પણ ન પહેરો.

માણસ ખરી રીતે કાંઈ કપડાં અને દાગીનાથી નથી શોભતો, પણ પોતાના વ્યક્તિત્વથી શોભે છે. આમાં

કરકસર અને કંજૂસાઈનો ભેદ પણ આપણે સમજવો જોઈએ. સાદાં ને ચોખ્ખાં કપડાંથી માણસની પ્રતિભા બહાર આવે છે; સાદાં ને સ્વચ્છ વસ્ત્રો પહેરીને સભ્ય સમાજમાં તમે તમારું સ્થાન મેળવી શકો છો.

લોકપ્રિય બનવા માટે બીજી વાત એ છે કે દરેક માણસે પોતાના કુટુંબની સ્થિતિને અનુકૂળ કાંઈક દાન કરવું જોઈએ. તમારી આવતી કાલ કેવી ઊગશે એનું તમને જ્ઞાન નથી; એ તમારા હાથમાં નથી. તમારા હાથમાં જે છે, તે માત્ર આજની પળ. માટે જ 'આજ આજ ભાઈ, અત્યારે'નો મંત્ર યાદ રાખો. આપણે તો વર્તમાનને ઓળખીને સુયોગ્ય જીવન જીવવાનું છે. એને માટે કોઈને ભરોસે બેસી રહેવાય નહિ. જીવનમાં પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે એવું ઇચ્છતા ન હો તો આજનું કાર્ય આજે જ કરી લો. ધર્મના કામમાં આજના સમયનો સદુપયોગ કરી નાખો.

જીવનને અંતે લઈ જવાનું ભાતું આપણે અત્યારથી જ તૈયાર કરવાનું છે. મરાઠીમાં દાનને 'દેવ' કહે છે, એટલે કે જેના અંતરમાં દેવ વસ્યો હોય એને જ દાનનો વિચાર આવે છે. જેનામાં લેવાની અને લૂંટવાની ઇચ્છા છે તેનામાં દેવત્વનો અંશ નથી હોતો. અનાદિકાળથી લેવાનું કામ તો માનવી કરતો જ આવ્યો છે; આજે હવે દેવાનો સમય આવ્યો છે, એનો ઉપયોગ કરો.

: છતી શક્તિએ દાન ન દેવું એ અપરાધ છે.

તમારી પાછળ કોઈ તમારે માટે એમ ન કહે કે 'બાપડા આપી શક્યો નહિ.' જીવનમાં બહાદુર બનવું કે બાપડા, એ આમ તમારા જ હાથમાં અત્યારે છે.

લોકપ્રિયતા કેળવવા માટે એક બીજો ગુણ પણ જરૂરી છે કે સાધુનાં વચનો પર કદી ક્રોધ ન કરવો, પણ એનાથી પ્રસન્ન થવું. એમની શિખામણ સાંભળતાં રીસ ન કરવી. તમારા જીવનના ઉત્થાન માટે જ મહાપુરુષો તમને ઉપદેશથી શિખામણ આપે છે. એ તમારા હિતસ્વી છે. એમને તમારી પાસેથી કાંઈ મેળવવાની ઈચ્છા નથી હોતી. આગમ અને ગુરુ તો તમારા જીવનનો અરીસો છે. માણસની ખરી જાત જેમ અરીસામાં દેખાય છે, તેમ તેઓ તમારા આત્માની સાચી ઓળખાણ તમને કરાવે છે. આગમના અરીસામાં જોનારને પોતાના સદ્‌ગુણો અને દુર્ગુણો સ્પષ્ટપણે દેખાઈ આવે છે.

ગુરુનાં વચનો સાંભળી ગુસ્સે થતો માણસ કદી પણ લોકપ્રિય બની શકતો નથી. ગુરુ એટલે આપણાં વડીલ. એમનાં વચનો આદર અને સદ્‌ભાવથી સાંભળો તો એમાંથી તમને તમારો સાચો પંથ દેખાશે. ગુરુ માત્ર આદરણીય છે. સદ્‌ગુણમાં આપણાથી જે વધારે ઉચ્ચ કોટિએ હોય એ સર્વ આપણા આદરણીય છે. લોકપ્રિયતાની આ ગુરુ–ચાવી છે, અને માનવીએ તે હાથમાં લેવી એ અત્યંત જરૂરી છે.

લોકપ્રિય થવા માગતા માણસે કેવા પ્રકારનો ત્યાગ

કરવાનો અને શાનો સ્વીકાર કરવાનો છે તે આપણે જોઈ રહ્યા છીએ. જ્યાં સુધી માણસ ખરાબને છોડે નહિ ત્યાં સુધી એના જીવનમાં સારી વસ્તુ આવી શકતી નથી. ખરાબ વસ્તુ સારીને પણ ખરાબ કરી નાખે છે. જો દુર્ગુણો અંદરથી જાય નહિ તો સદ્‌ગુણો સ્વભાવમાં ટકે નહિ. સદ્‌ગુણોને લાવવા માટે આપણે પ્રથમ તો દુર્ગુણોને હટાવવાના છે. આપણું જીવન આજે ભેળવાળું સોનું થઈ ગયું છે. તે સદ્‌ગુણ અને દુર્ગુણનું મિશ્રણ છે. સદ્‌ગુણો આપણા જીવનમાં છે જ, પણ દુર્ગુણનાં આવરણોને લીધે આજે તેનું દર્શન થઈ શકતું નથી.

શક્તિ હોવા છતાં કાર્ય ન કરવું, તે શક્તિ ગોપવવાનું પાપ છે. દાન, જ્ઞાન, વક્તૃત્વ ઇત્યાદિ શક્તિ જેની પાસે હોય તેનો તેણે ઉપયોગ કરવો જરૂરી છે. શક્તિ તો જેમ વપરાય છે તેમ તેનો વધારો થાય છે. કાર્યમાંથી જ માણસને નવું જ્ઞાન ને બોધ મળે છે. આમ, કામ માણસના જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. આપણી આ શક્તિઓનો વિકાસ કરવો જરૂરી છે. જીવનમાં ગુરુતાગ્રંથી કે લઘુતાગ્રંથી એઉ લાવવી એ ખોટું છે.

કામ કરતાં પહેલાં તેની અસફળતાનો ભય માણસને ઘણીવાર એના કાર્યમાં અવરોધ કરે છે. પણ આપણે યાદ રાખવું જોઈએ કે દરેક માણસમાં ઓછાવત્તા પ્રમાણમાં મૂળભૂત શક્તિઓ તો પડી જ છે. ભગવાન અને મનુષ્યનો આત્મા તો એક જ સરખો છે, એટલે માણસ પણ ધારે

તો ભગવાન બની શકે; પણ આ માટે એણે ભગવાનના ગુણો કેળવવાની જરૂર રહે છે.

આજે મનુષ્યને પોતાની શક્તિઓ ક્યાં દટાઈને પડેલી છે તેની ખબર નથી. માણસે હવે એને શોધીને જીવનના ઉપયોગમાં લેવાની છે. શક્તિઓને આમ જો વપરાતી રાખીએ તો જ એ જીવતી રહેશે; દબાવવાથી તો એ કુંઠિત થઈ જશે.

માણસ જ્યારે કોઈ પણ નવું કામ શરૂ કરે ત્યારે એની નિંદા થાય છે; પણ વખત જતાં પછી લોકો એને માન આપે છે. કવિ નાનાલાલે જ્યારે એમની અપદ્યાગદ્ય શૈલી સૌથી પહેલી સાહિત્યક્ષેત્રે રજૂ કરી ત્યારે બધાંએ એનો વિરોધ કર્યો હતો, એને વખોડી કાઢી હતી; પણ આજે એમની એ ડોલનશૈલી ઉપર લોકો વાહવાહ પોકારે છે.

માણસે એ પણ યાદ રાખવાનું છે કે એ આખી દુનિયાને છેતરી શકે છે, પણ પોતાના આત્માને એ છેતરી શકવાનો નથી. પોતાની શક્તિઓને ગોપવવી એ તો આત્મા પ્રત્યેનો મોટામાં મોટો અપરાધ છે. કાળ ચાલ્યો જાય છે અને માણસ પણ એક દિવસ ચાલ્યો જશે, પણ સમય પ્રમાણે એ જો કાર્ય નહિ કરે તો જગતમાંથી એ સદાને માટે ભૂંસાઈ જશે. માનવમાત્રમાં આ શક્તિઓ પડેલી છે: ભગવાન મહાવીર સ્વામીએ કહ્યું છે કે, 'મારી બધી શક્તિઓ તમારામાં પડેલી છે; તમારો આત્મા સર્વશક્તિમાન છે.'

જો માનવી, ભગવાન મહાવીરે બતાવેલા સત્યના રાહ ઉપર ચાલે તો આ શક્તિઓ એને જરૂર દેખાશે. આપણે તો એને ઓળખીને માત્ર બહાર જ લાવવાની છે. શક્તિઓનું આ દર્શન થતાં માણસના જીવનમાં નવું ચેતન આવે છે.

એટલે જીવનમાં નિષ્ફળતા મળે; લોકો નિંદા કરે, છતાં તમને સત્ય લાગે તો તમારા પંથ ઉપર આગળ ચાલ્યા જ જાઓ અને તમને મળેલું સત્ય દુનિયાની સામે મૂકતા જાઓ. સદાય તમારા આત્માની શકિતને અને તેના અવાજને અનુસરો. પોતાની શકિત અનુસાર માણસે મનને કેળવવા માટે કામ કરવાનું અત્યંત જરૂરી છે. હથિયાર ન વાપરવાથી જેમ એને કાટ ચઢી જાય છે તેવું જ અણુવપરાયેલી શકિતઓનું છે. એટલે મળેલી શકિતઓનો ઉપયોગ કરો અને વિકસાવો.

જે લોકો જનસમુદાયમાં પૂજાતા હોય તેમની ક્યારેય મશ્કરી ન કરો. એવા માણસોની મશ્કરીમાં આપણે આપણી જાતની મશ્કરી કરી રહ્યા છીએ. આ જ પ્રમાણે બહેનો અને વૃદ્ધોની પણ કદી મશ્કરી ન કરો. માનજો કે બુઢાપાની મશ્કરી કરનાર માણસ પોતાની યુવાનીની મશ્કરી કરી રહ્યો છે. યુવાનો તો શકિતના પ્રતીક છે, આશા સમાન છે. યુવાનો માટે બહેનોને એમ લાગવું જોઈએ કે તેઓ અમારા રખેવાળ છે, આવતી કાલના પેઢીવાન છે.

જૂના કાળમાં માણસ પૈસાને ઠોકર મારી પોતાની જાતને સાચવતા; આજે માણસ પૈસા ખાતર વેચાઈ રહ્યો

છે. શ્રીપાળની માતા કમળપ્રભા રાતને વખતે દીકરાને લઈને જઈ રહી છે. યુવાન રાણી છે. શરીર પર રાજતેજ છે. એવામાં પ્રભાતને પહોરે યુવાનોનું એક ટોળું એની સામે આવે છે. કમળપ્રભા ક્ષણભર ધ્રૂજી ઊઠે છે. ત્યાં તો યુવાનોનો આગેવાન આગળ આવે છે અને 'બહેન' કહીને એને સંબોધે છે. કમળપ્રભાને એ કહે છે, "બહેન! મૂંઝાશો મા. જેને એક ભાઈ પડખે હોય તેને ય કશું કરવાનું નથી રહેતું, તો અમે તો અહીં તારા સાતસો ભાઈઓ છીએ; તારે વળી ડરવાનું શા માટે?" યુવાનોમાં શક્તિ સાથે આવો સંયમ અને સમજણ આવવી જરૂરી છે.

લોકપ્રિયતા મેળવવા માટે ત્રણ વસ્તુઓનો સ્વીકાર કરવો જોઈએ : દાન, વિનય અને શિયળ. જે માણસ વિનયશીલ છે, જે મનનો ઉદાર છે, તે દુનિયામાં પ્રિય થઈ શકે છે. જે અંતરથી આવો ઉદાર છે એ પોતાની પ્યારામાં પ્યારી ચીજ પણ બીજાનું કલ્યાણ થતું હોય તો આપી દેતાં અચકાતો નથી.

દુનિયામાં ઘણા માણસો તો મળેલું ભોગવવાને બદલે જાણે કે માત્ર ભેગું કરવા જ આવ્યા હોય એવા દેખાય છે, પણ છેવટે 'કીડીનું તેતર ખાય' એવી દશા એમની થાય છે. માણસ આમ કંજૂસ બનીને ભાવનાને ખોઈ નાખે છે. ઘણા માણસો દાન કર્યા પછી પશ્ચાત્તાપ કરે છે. એવા લોકો વાવ્યા પછી એના પુણ્યના દાણાને બાળી નાખે છે. દાન આપ્યા પછી એને આમ બાળી ન

નાખો. દાનનું કામ તો ઉલ્લાસથી, આનંદથી કરો. મનના નિસાસા સાથે દીધેલું દાન એ દાન શબ્દને યોગ્ય નથી.

આપણે કહીએ છીએ કે 'અન્ન તેવું મન' અને 'અન્ન તેવો ઓડકાર' એ સાચી વાત છે. પ્રાણનું સર્જન અન્નને લીધે થાય છે. માટે અન્ન શુદ્ધ હોવું જોઈએ. મંદિરમાં અર્પેલા નિર્માલ્ય ઉપર જો આપણે નજર નાખીએ તો આપણી જિંદગી નિર્માલ્ય થઈ જાય છે, નિર્બળતા આવી જાય છે અને જીવનમાંથી અસ્મિતા ચાલી જાય છે. પ્રભુનાં ચરણોમાં અર્પિત થયેલી વસ્તુ પાછી લેવી એ તો આત્મા અને પરમાત્માને છેતરવાની દૃષ્ટિ છે. માગેલી ભિક્ષાના પૈસા મળ્યા પછી માનવીના જીવનમાં આંતરિક સત્ત્વ રહી શકતું નથી, એ યાદ રાખજો.

જે વસ્તુઓ નિર્માલ્ય થઈ ગઈ એને વાપરો નહિ, એને કાઢી નાખો. મફતનું મેળવવાની ઇચ્છા નહિ, સ્પૃહા નહિ, એ જ સાચો મંત્ર છે. પારકા બળ ઉપર જીવનાર જેવો કાયર, જગતમાં બીજો કોઈ નથી. સ્વયંબળ ઉપર જીવનાર જ ખરો બહાદુર છે. જ્યાં સુધી આવું નિર્માલ્ય જીવન જીવશો ત્યાં સુધી સાચા જીવનનો અર્થ તમને નહિ સમજાય.

દાનની પાછળ તો સમસ્ત આત્માનો આનંદ વહેવો જોઈએ. દિલની આવી ઉદારતા એનું જ નામ સાચું દાન.

તા. ૧૩–૭–'૬૦

## વિચાર—ઔદાર્ય

આપણે હમણાં લોકપ્રિયતાના સદ્ગુણનો વિચાર કરી રહ્યા છીએ. જો માણસના વચનમાં પ્રેમ અને આચરણમાં વિશ્વાસજનક સદાચાર ન હોય તો લોકો એને સાથ આપશે નહિ. કામ કરવામાં, સેવામાં આ સદ્ગુણથી સફળતા શક્ય બને છે. જે માણસે આ જાતની લોકપ્રિયતા કેળવી કે મેળવી નથી હોતી, તેનાં વચનો ઉપર સમાજને કે લોકોને માન કે આદર નથી હોતાં.

આમ જ ધર્મભાવનાના વિસ્તાર માટે પણ આ લોકપ્રિયતા આવશ્યક છે. જેનું જીવન કલંકિત છે, એ લોકપ્રિય થઈ શકશે નહિ. આધ્યાત્મિક જીવનમાં, આચારમાં પણ આ લોકપ્રિયતાનો ગુણ એટલો જ સહાયક બને છે.

જે માણસે બીજાના પૈસા ખાધા હોય, કોઈને છેતર્યા હોય, એ માણસ બીજાને ધર્મની વાત કરશે તો એનું કોઈ સાંભળશે નહિ. સમાજ તો એને કહેશે કે, તું જ પોતે પહેલાં ધર્મ આચર. સમાજની સંસ્થાઓમાં કામ કરનાર માણસે પોતાની આત્મશુદ્ધિ માટે પ્રયાસ કરી, પછી સંસ્થામાં આવવું જોઈએ. આમ ન થાય તો એવી વ્યક્તિ બધાંને

નુકશાનકર્તા બને છે.

જે માણસ પોતે વિશુદ્ધ છે તે જ સમાજમાં લોકપ્રિય થઈ શકે છે, આને માટે આપણે જોવાનું છે કે લોકપ્રિયતા કેળવવા માટે કેવા સદ્‌ગુણો લેવા અને કયા દુર્ગુણો તજવા!

આવો એક આવશ્યક સદ્‌ગુણ તે ચિત્તના ઔદાર્યનો–ઉદારતાનો છે. માણસમાં મન, વચન અને કાયા–ત્રણેયની ઉદારતા જોઈએ. જેનું મન કંજૂસ છે, જેનું હૈયું બળિયલ છે, જે બીજાનું પડાવી લે છે, તે બીજાને કાંઈ નહિ આપી શકે.

કેટલાક લોકો પૈસાથી ઉદાર હોય છે, પણ તેઓ બીજાના વિચારો પ્રત્યે ઉદારતા નથી કેળવી શકતા. 'હું બધું સમજું છું; એમાં બીજાઓ શું સમજે!' એમ જ એમને લાગે છે. પણ ખરી વાત તો એ છે કે બીજાનુંય સાંભળવા પ્રયત્ન કરવો જોઈએ. તમારી માફક સામાનેય એના વિચારો જણાવવાની સ્વતંત્રતા આપો. વિચારની આ ઉદારતા એટલે? પોતે જેવી સ્વતંત્રતા ઇચ્છે છે એવી જ બીજાને પણ આપવી.

કુટુંબોમાં આજે ક્યાંય આ જાતનું વિચાર–સ્વાતંત્ર્ય દેખાતું નથી. પિતા અને પુત્રની વચ્ચે, સાસુ અને વહુની વચ્ચે, રાજ્ય અને પ્રજાની વચ્ચે આ કેળવાવું જોઈએ. આ જગતમાં કોઈના ઉપર જોહુકમી ચાલી શકતી નથી. છતાંય બે જણા આ સહે છે–એક તો નિર્માલ્ય હોય તે, અને બીજા ક્ષમાવાન ધર્મી લોકો. પણ આવા ધર્મી લોકો જગતમાં ઘણા ઓછા હોય છે.

વિચારો કે પાંચ પાંચ દીકરાએ પણ માબાપને રડવાની દશા શાથી આવે છે? કારણ એ કે સૌ સમાધાનથી, સમજીને આનંદથી સાથે રહી શકતા નથી. કુટુંબમાં દરેકને વિચાર પ્રગટ કરવાની તક મળવી જોઈએ. બળજબરીથી નહિ, પણ ધીમે ધીમે સમજાવટથી ફેરફારો લાવી શકાય. જ્યાં સુધી સામી વ્યક્તિના મનનું સમાધાન તમે કરાવી ન શકો ત્યાં સુધી બહારની બળજબરી નકામી છે.

આમ વિચારની ઉદારતા અત્યંત આવશ્યક છે. આનું નામ જ સ્યાદ્વાદ. જીવનના દરેક અંગમાં આ સ્યાદ્વાદની સમીક્ષા છે. એ કાંઈ માત્ર શાસ્ત્રની વાત નથી; એને તો જીવનના પ્રત્યેક આચાર સાથે સંબંધ છે. બાકી તો જે શાસ્ત્ર માણસને પ્રેરણા ન આપે, જે એના જીવનમાં વણાઈ જાય નહિ એ શાસ્ત્ર, જીવંત જીવન માટે નકામું છે. એટલે જ્ઞાનીઓએ શાસ્ત્રમાં જે કહ્યું છે એને આચારમાં ઉતારી આપણે એનો પૂરો લાભ લેવાનો છે. અરસપરના વિચારોમાં આવું સમાધાન લાવે એનું નામ સ્યાદ્વાદ.

એક દૃષ્ટાંત જોઈએ. બાપ અને દીકરો રોજ તો સાથે જમતા, પણ એક દિવસ એમનામાં અણબનાવ થયો. દીકરાએ કહ્યું, 'બાપા, હું તમારી સાથે જમવા નહિ બેસું.'

બાપા સમજુ હતા, સ્યાદ્વાદના ઉપાસક હતા. એણે ઉપાય શોધી કાઢ્યો. દીકરો ન ખાય તો મારાથી કેમ ખવાય? બાપે ઉદારતા દાખવી. થાળી, વાટકો ને પાટલો લઈ એ દીકરા પાસે ગયા અને સામેથી કહ્યું: 'તું મારા ભેગો ન

બેસે તો કાંઈ નહિ; ચાલ, હું તારી ભેગો બેસું.'

દીકરાનો અહમ્ આથી સંતોષાયો. 'હું નહિ, બાપા મારા ભેગા બેઠા' એમ માની એ આનંદમાં રાચ્યો. બાપે જીવનને સરળ બનાવ્યું તો પુત્રનું સમાધાન થઈ ગયું. આનું નામ સ્યાદ્વાદનો આચાર.

જ્ઞાનીઓની આવી વાતોને સમજો. એને સરળ, સાદી કરીને જીવનમાં ઉતારો. એમણે આટલાં શાસ્ત્રો રચ્યાં છે, સર્જન કર્યું છે તેનું પરિણામ આપણા દૈનિક જીવનમાં ઊતરવું જોઈએ.

આજે મુશ્કેલી એ છે કે આપણે બોલવા તૈયાર છીએ, પણ કોઈની પાસેથી સાંભળવા તૈયાર નથી. 'તું મારું સાંભળ; મને તું નવું શું કહેવાનો છે? તું મને સાંભળ.' એમ ન કહો. જે કહેવું હોય તે સામાને કહી લેવા દો. એ ખાલી થશે તો પછી તમે તમારા સુંદર વિચારો એનામાં ભરી શકશો. એના પ્રશ્નો, શંકાઓ સાંભળો; એનું પ્રેમથી, આનંદથી સમાધાન કરવા મથો. આમ કરશો તો સફળતા સહજસાધ્ય બનશે. ઘણા લોકો આ બધું બુદ્ધિથી તો સમજે છે ખરા, પણ જીવનમાં એ લાવવા મથતા નથી. પણ યાદ રાખજો કે આચાર જ બીજામાં આચારને પ્રેરી શકશે; સામાના જીવનમાં આચાર પ્રગટાવી શકશે.

એક કરોડપતિ શેઠ હતા, પણ ભારે કંજૂસ. એનામાં ઉદારતાનું નામ નહિ. જે હતું તેને કેમ સાચવવું એ વિચારમાં જ એને કાયમની ચિંતા. એકવાર મનની શાંતિ

માટે એ રાત્રે દરિયાકાંઠે ગયા. ગાડી દૂર ઊભી રાખી અને કાંઠે જઈ બેઠા; પણ એના મોં ઉપર ચિંતા ને વિષાદ દેખાતાં હતાં.

થોડીવારે બીજા શેઠ ત્યાં આવ્યા. તેણે આનું મોં જોયું તો મોં ઉપર એને ઉદાસીનતા દેખાઈ આવી. વાત સાચી છે કે જે કંજૂસ હોય છે તેના મુખ ઉપર લાલી, પ્રકાશ ક્યાંથી હોય! એ તો જે દાતા બનીને આપે છે તેના મોં ઉપર જ લાલી ને પ્રસન્નતા દેખાય છે.

આ બીજા શેઠને લાગ્યું કે એ બિચારો દુઃખી દુઃખી લાગે છે; કદાચ કંટાળીને આત્મહત્યા કરવા આવ્યો હશે. આમ માનીને આ શેઠ પેલાની પાસે ગયા અને તેને પોતાના નામનું કાર્ડ અને દસ ડોલર ભેટ આપ્યા; વધુ સહાય જોઈએ તો એની પેઢીએ આવવા જણાવ્યું. એના હૈયામાં ત્યારે સાચી દયા હતી અને એના અંતરમાંથી કરુણાનો સ્રોત વહી રહ્યો હતો. બીજાની મુશીબત જોઈને માનવીનું હૈયું આવી રીતે દ્રવવા લાગે ત્યારે જાણવું કે હવે એનામાં માનવતા પાંગરી રહી છે.

પેલા દાનવીર શેઠ તો આમ ભેટ આપી ચાલી ગયા, પણ હાથમાં ડોલર લઈને પેલો કરોડપતિ વિચારે છે કે, વાહ! માનવીમાં આવી ઉદારતા, લાગણી હોય છે ખરી! મેં માગ્યું ન હતું છતાં એ મને સહાય કરી ગયો! પેલા શેઠની માનવતાએ હવે તેનામાં પણ માનવતા જગવી; દીવામાંથી દીવો પ્રગટ્યો; પહેલી જ વાર આવી સુંદર

રાત્રિએ, સાગરને દર્શને એના હૈયામાં નવું સ્પંદન જાગ્યું. એને થયું, બીજાનાં દુઃખે, વિના સ્વાર્થે રડનારાય જગતમાં હોય છે ખરા. અને વાત પણ સાચી છે કે માનવી જો બીજા માનવીને મદદ ન કરે તો શું પશુ માનવીને મદદ કરવાનું છે?

પેલા શેઠના વિચારો હવે આનામાં નવા વિચારો જગવી ગયા. એને થયું કે મને આ નવો પ્રકાશ પેલા શેઠ આપી ગયા છે. એની સુષુપ્ત શ્રદ્ધા હવે જાગી કે જગતમાં માનવીના રૂપમાં આવા ફિરસ્તાઓ હજી પણ વસે છે ખરા. આજે પહેલી જ વાર એના દિલમાં આ દીવો પ્રગટ્યો. એનામાં ત્યારથી ઉદારતાનાં, સહાયતાનાં બી વવાઈ ગયાં.

પછી તો આ વાતને દશેક વર્ષ વીતી ગયાં. એકવાર એણે છાપામાં વાંચ્યું કે જેના નામનું કાર્ડ હતું અને જેણે એને એકવાર દસ ડોલરની મદદ–વિના માગે કરેલી એ શેઠ મુશ્કેલીમાં આવી પડ્યા છે; અને એને ત્યાં લેણદારનો દરોડો પડ્યો છે.

હવે આ માણસ ક્યાંઈ કંજૂસ નથી રહ્યો. અત્યારે એના ચિત્તનું દ્વાર ઊઘડી ગયું છે. ઉદારતાની એને લગની લાગી છે. પેલા શેઠના નિમિત્તથી એના આત્માનાં બારણાં ઊઘડી ગયાં છે. જરૂર ન હોય તો પાઈનુંય પેટ્રોલ ન બાળે એવો આ કરોડપતિ, આજે હવે એનામાં હૈયાનો પ્રેમ

જાગતાં, ૭૦ માઈલ દૂર બેઠેલા પેલા માણસને મદદ કરવા ઊપડયો.

ત્યાં જઈને એણે જોયું તો શેઠ ગમગીન બેઠા છે. એની પ્રતિષ્ઠા ભૂંસાઈ જવાનો સમય આવી લાગ્યો છે. જેણે આજ સુધી બીજાને છૂટે હાથે આપ્યું છે એને, આજે મુસીબતે જકડી લીધો છે.

કોઈ માર્ગ ન જડતાં થાકીને એ ઝેર પીને મરી જવાની તૈયારી કરી રહ્યો છે, ત્યાં આ કરોડપતિ આવી પહોંચ્યો. આ કરોડપતિને જોઈ પેલો શેઠ ચમકી ઊઠે છે. એ આને ઓળખી શકતો નથી, એટલે આ કરોડપતિ કહે છે: "ભાઈ, આ મારી પાસે જે ધન છે એ તારું જ છે, અને તે વાપરવા માટે જ છે. લે આ નાણાં. તેં જ પેલી અંધારી રાત્રે મારામાં દાનનો ચિરાગ પ્રગટાવેલો. મને ત્યારથી જ્ઞાન થઈ ગયું છે કે માટીની કાયામાં પણ દૈવી માનવી બેઠો છે. તારી એ જ્યોતિએ મારામાં દીવો પ્રગટાવ્યો છે. હવે તો આપવામાં જ મને આનંદ જાગ્યો છે." આમ બોલીને એણે ધનનો ઢગલો કરી દીધો; પેલા શેઠને બચાવી લીધો.

આપણે આ દૃષ્ટાન્તથી જોયું કે અવસરે માણસની ઉદારતા કેવાં સુંદર કામ કરે છે! આપણે જો ભલા હોઈએ તો દુષ્ટ પણ સુધરી જાય. દુષ્ટમાંય સારું જોતાં શીખવું, એનું નામ જ સમ્યક્દૃષ્ટિ. નાલાયકને લાયક બનાવવો,

કંજૂસને દાની બનાવવો એમાં જ આપણા માનવજીવનની ખરી મહત્તા રહેલી છે.

બીજાઓ ખાલી હોય તો એને તમે ભરો; તમારો દીવો એના અંધકારમાં પ્રકાશ લાવશે. આપણે મન, વચન અને કાયાથી ઉદારતા કેળવી, લોકપ્રિયતાને છાયાની જેમ આપણી પાછળ દોડતી કરવાની છે.

૧૪-૭-'૬૦

## વિનય-દર્શન

**સાચી** લોકપ્રિયતા એ છે કે જે દ્વારા માણસનું પોતાનું અને બીજાનું-એમ બેઉનું કલ્યાણ થાય. ધર્મી માણસે આ લોકપ્રિયતા કેળવવી જોઈએ. એ કાંઈ બહારની વાતોથી, ભાષણોથી નહિ આવે. દુનિયા એમ ખોટાને માની લે એવી મૂર્ખ નથી હોતી. જ્યારે માણસના જીવનમાં એ ઊતરી હોય છે ત્યારે જ એને દુનિયા માને છે; ત્યારે જ એ લોકપ્રિય થઈ શકે છે.

આ લોકપ્રિયતા અને ધર્મીનો શો સંબંધ? જેણે લોકપ્રિયતા નથી કેળવી, તેનામાં દૂષણો હોવાનો સંભવ છે. પોતાનાં દૂષણો જાણે તો જ એ ધર્મી તરીકે ખપી શકે.

દુનિયાનો સાગર એવો ચંચળ છે કે જેનામાં આ નહિ હોય એવો માણસ, દુનિયામાં લોકપ્રિયતાના કદાચ પાઠ ભજવશે તોય થોડીવારમાં ઊથલાઈ જવાનો છે. લોક-પ્રવાહમાં કામ કરવું એ તો અગ્નિની સાથે બાથ ભીડવા જેવું છે. તમારે એ અગ્નિ પાસે જવું હોય તો તમારે પાણી બનીને જવું જોઈએ.

કેટલાક સેવકો ફરિયાદ કરે છે કે સમાજ બેદરકાર છે: વાત ખોટી છે. ખરી રીતે તો આવા માણસો પાસે લોકપ્રિયતાની કે બીજી રીતે કોઈ કદર કરે એવી કશી મૂડી જ હોતી નથી, અને સેવા કરવા નીકળી પડે છે. હા, સમાજમાં માણસ સેવાર્થે જાય તો તેની પરીક્ષા થવાની; અગ્નિમાં એની ચકાસણી થવાની; પણ સાથે સાથે ત્યારે જ એનું સુવર્ણ પણ પરખાઈ આવશે. આડંબરથી, ખુશામતથી કાંઈ લોકપ્રિયતા આવી શકતી નથી; એ તો જીવનના સદ્ગુણોમાંથી જન્મવી જોઈએ, આચારમાંથી પ્રગટવી જોઈએ.

આવો લોકપ્રિય માણસ વિચારોમાં પણ ઉદારતાભર્યો હોવો જોઈએ. આ માટે બીજાને પ્રથમ સાંભળો; એના વિચારોને પચાવો. આજે જગતમાં વધુમાં વધુ દૂષણ, વિચારોની અનુદારતાનું છે, મનની સંકુચિતતાનું છે. લોક માત્ર આજે પૂર્વગ્રંથીથી ભરેલા દેખાય છે. આથી જ આજે દેશમાં આટલા વાડા, વાદ, ઝગડા, મારામારી અને ભાગલાઓ થઈ રહ્યા છે. એક બાજુ જો કે ભણતર વધ્યું છે અને છતાં એને પરિણામે પ્રાંતો, ભાષા, વ્યક્તિ અને તેનાં વર્તુળો રચાયાં છે. આનું કારણ વિચારોની અનુદારતા.

આપણા વિચારો વિશાળ હોવા જોઈએ, સુંદર હોવા જોઈએ. ગમે ત્યાંથી પણ સારું લેવું જોઈએ. આમ કરતાં અનુદારતાની ગ્રંથીઓ તૂટશે અને વિશાળતા આવશે. આથી જ છેવટે જીવનમાં સંવાદ પ્રગટશે. આવો માણસ

બંને રીતે લાભ મેળવે છે: એક તો એ પોતાને માટે સારું મેળવે છે અને ખરાબને એ છોડે છે.

એટલે લોકપ્રિય ધર્મી માટેનો પ્રથમ સદ્ગુણ તે એણે સ્યાદ્વાદ કેળવવો. દરેકને સાંભળો, સમજો અને સૌ સંગે એકતા, સમભાવ કેળવો. ગણધરોને ભગવાન મહાવીરે સાંભળ્યા, એમના પ્રશ્નો અને આશંકાઓના જવાબ આપ્યા, એમના મનનું સમાધાન કર્યું તો એ બધા પછી એમનાં શિષ્યો બન્યા.

સમાજની અંદર કાર્ય કરનારે જીવનના પ્રવાહને સમજી, ઝીલી, એની સાથે જીવવાનું હોય છે. એમાં એણે કાંઈ જૂના સત્યને છોડવાનું નથી પણ સમય–સંજોગનો પ્રવાહ જાણી, એને અનુરૂપ આચરણને આકાર આપવાનો છે.

આમ વિચારોની ઉદારતા એટલે સ્યાદ્વાદ. એને તમે ઇચ્છો તો સાપેક્ષવાદ કે Theory of Relativity કહી શકો.

આગળ આપણે દાનનો–ઉદારતાનો ગુણ જોયો. બીજો ગુણ છે તે વિનય. મોર એનાં પીંછાંથી રળિયામણો લાગે છે. એ બીજી રીતે ગમે તેવો સારો હોય છતાં, પીંછાં વગર બાંડો લાગે છે. એમ સમાજમાં કામ કરનારની પાસે જ્ઞાન, સત્તા અને સ્થળ કદાચ હોય છતાં વિનય વગર એ સૌ અધૂરાં રહેવાનાં છે.

નેતાએ તો બીજાને દોરવાના છે, પણ સાથે સાથે

જે પાછળ આવે છે એમની ગતિ અને શક્તિ પણ એણે જાણવાની છે. નેતા દોડે અને સમાજ પાછળ રહે, એ ન ચાલે. એંજિન અને ડબ્બાના સંધાણની માફક નેતા અને સમાજનો સંબંધ છે. એણે તો સમાજને, એની નસને, એના માનસને અને એના વિચારોને જાણી, પોતાની સાથે દોરવાનો છે. આમ સમજીને દોરે તે જ સાચો નેતા. પણ આને બદલે જો એને એમ થઈ જાય કે હું તો સમાજથી ઊંચો છું, લોકો–સમાજ તો ગાડરિયો પ્રવાહ છે; તો એનામાં ગર્વ–અહમ્ પ્રવેશતાં એનું પતન થાય છે.

માટે ભગવાન મહાવીરે કહ્યું કે સંયોગોથી મુક્ત થયેલા હે ભિખ્ખુઓ! તમને સદ્ગુણોની અને ધર્મની શરૂઆતમાં, વિનય અંગે કહીશ; પછી અનુક્રમે બીજું જણાવીશ. લોકો તમને વંદન કરશે, તમારા પગની ધૂળ લેશે, એ વેળા જાગૃત નહિ રહો તો ગર્વરૂપી સર્પ તમને મારી નાંખશે. માટે જ ભગવાને સૌથી પ્રથમ વિનય શીખવ્યો. વિનય વિના તો ભલભલાનાં પતન થઈ ગયાં છે, એ હકીકત છે.

સાધુ–સંતોના જીવનમાંય, વિનય વિના આવો ગર્વ અંદરથી ક્યારે છંછેડાઈ જઈ પ્રગટ થઈ જાય છે, એ જાણવું મુશ્કેલ થઈ જાય છે. ભગવાન સ્થૂલિભદ્ર–જેમનું નામ લેતાં મંગળતા જાગે, જેઓ શીયળના અવતારરૂપ હતા, તેમનામાંય એક વાર આ અહમ્ છંછેડાઇ ગયો.

એમને ખૂબ જ્ઞાન લાધ્યું હતું. એક વાર એની

બહેનો–સેણા, વેણા, રેણા વગેરે એમનાં દર્શને આવી. ગુરુએ કહ્યું : 'સ્થૂલિભદ્ર ઉપર છે.' સ્થૂલિભદ્ર આ વાત જાણી ગયા. એમને થયું કે મારી જ્ઞાન–શક્તિનો પ્રભાવ બહેનોને દેખાડું, એટલે એમણે સિંહનું રૂપ ધારણ કર્યું. બહેનો તો આ રૂપ જોઈને ડરી ગઈ. નીચે જઈને ગુરુને આ વાત કરી. ગુરુ સમજી ગયા કે સ્થૂલિભદ્રમાં વિદ્યાના પ્રદર્શનના ગર્વનો સર્પ જાગ્યો છે; એનો જ્ઞાન–અહંકાર હજી ગયો લાગતો નથી.

ઘણી વાર આપણે માનીએ છીએ કે ચમત્કાર બતાવીએ તો લોકો અનુયાયી થશે. પણ આપણે ભૂલી જઈએ છીએ કે આપણા બતાવેલા ચમત્કાર કરતાં નવો અને મોટો ચમત્કાર લોકો જોશે ત્યારે એ ત્યાં જશે, અને જૂના પાસે પછી ઊભા પણ નહિ રહે. ચમત્કારમાં કાંઈ ખરો ધર્મ નથી. એ તો ચોમાસાનાં અળશિયાં જેવો અલ્પજીવી છે. જે ધર્મ આત્માના ઊંડાણથી, સમજણથી નથી આવ્યો તે ધર્મ તો એનો ચમત્કાર જતાં, એ વ્યક્તિ જતાં, બંધ થઈ જાય છે. માટે જ અવધાન જેવા પ્રયોગો કરીનેય લોકોને માત્ર આંજી નાખવાની જ દૃષ્ટિ હોય તો તે પ્રદર્શન પણ પાપ છે. ચમત્કારથી અનુયાયી કરવાની દૃષ્ટિને જ્ઞાનીઓએ અયોગ્ય ગણી છે. ધર્મ એ કાંઈ ચમત્કારનો વિષય નથી; એ તો જીવનનો એક આવિષ્કાર છે.

આ અહમ્–ગર્વ ક્યારે જીવનમાં પ્રગટી ઊઠશે તે આપણે જાણતા નથી. ઘણી વાર માણસથી ધન, કુટુંબ,

પુત્ર, પત્ની, રાગ, માયા છૂટી શકે છે, પણ અહંકારને એ નથી કાઢી શકતો. ભગવાન બાહુબલિએ સર્વસ્વ છોડી દીધેલું; પણ એક અહંકાર એનામાં રહેલો કે હું મારા ભાઈઓને જઈને ન નમું. એનો આ ગર્વ ત્યારે હજી હણાયો ન હતો.

એ તો અપાર જ્ઞાની હતા. દેહની આસપાસ પંખીઓ માળા બાંધી જાય–ટાઢ, તડકા અને વર્ષા આવી જાય, પણ જેની સાધના અખંડ અને અડોલ રહેલ, જેણે દેહને કંપવા સરખોય નહોતો દીધો, એનેય ગર્વ રહ્યો, કે હું નમું? આ ગર્વનું દર્શન માણસને બહુ મોડું થાય છે. અંદરથી જ્ઞાનનાં અજવાળાં પ્રગટે ત્યારે જ માણસ એનું ખરું દર્શન પામે છે.

જગતગુરુ ઋષભદેવને એનો આ ગર્વ જોઈ કરુણા જાગી. એમણે બ્રાહ્મી અને સુંદરીને મોકલી. એમણે આવીને કહ્યું: 'વીરા! હાથી ઉપરથી નીચે આવો.' શબ્દો તો સાદા હતા પણ એની અંદર ભાવ અદ્‌ભુત હતો. એણે નમવા માટે ડગલું ઉપાડ્યું અને એ જ પળે કેવળજ્ઞાન એને પ્રગટી ઊઠ્યું!

આ કેવળજ્ઞાન આપણા બધામાં છે, પણ વૃત્તિઓનાં આવરણથી આવૃત્ત છે; એટલે પવિત્ર સાધુઓનાં દર્શને, શ્રવણે આપણું એ અંતર ઊઘડી જાય છે. સાધુઓ તો આ માટે માત્ર નિમિત્ત છે. આપણે એ સમજી લેવું જોઈએ કે આવું આંતરજ્ઞાન બહાર નહિ, પણ અંદર

પડ્યું છે. માત્ર આપણે એને ઉઘાડવાની ચાવી શોધવાની છે, હાથ કરવાની છે.

ઘણી વાર બળથી નથી થતું તે કળથી, સરળતાથી થઈ જાય છે. આપણને જો સત્યની આવી ગુરુચાવી હાથ લાગી જાય તો અંતરનાં દ્વાર પછી પળવારમાં ઊઘડી જવાનાં છે.

સ્થૂલિભદ્ર અને બાહુબલિનાં આ દૃષ્ટાંતોનો પાઠ આખા જગત માટે છે. આપણે બધાંએ આવા ગર્વથી પર થવાનું છે. જેમ ઘરમાં સર્પ ફરતો હોય અને માણસને શાંતિથી ઊંઘ ન આવે તેમ, ભગવાને કહ્યું છે કે આપણે અંદરના ગર્વરૂપી સર્પથી સદાય સાવચેત રહેવાનું છે.

આટલા માટે વિનયનો સદ્ગુણ આવશ્યક ગણાયો છે. જ્યારે આપણે આ સમજીશું ત્યારે સાચી કેળવણી આવશે. કેળવણી એ વિનય છે. કણિકને જેમ ગૂંદો, કેળવો તેમ રોટલી સુંદર થાય છે; તે જ રીતે માણસ વિનયથી કેળવાય તો સુંદરનું સર્જન એ કરી શકે છે.

આજના શિક્ષણમાં આ વિનય અત્યંત આવશ્યક છે. પ્રોફેસર બબડ્યાં કરે અને છાત્રો મશ્કરી કરતાં કરતાં સાંભળે, એવી વિદ્યા આશીર્વાદરૂપ નથી બનતી; એ તો અભિશાપ રૂપ બની જાય છે.

ચંડાલ પાસેથી જ્ઞાન મેળવવા બિંબિસાર રાજાએ ઘણા પ્રયાસ કર્યા પણ એને એ જ્ઞાન ન લાધ્યું, ત્યારે એમણે અભયકુમારને આનું કારણ પૂછ્યું. અભિપ્રાય

આપતાં અભયકુમારે જણાવ્યું કે મહારાજ, વાસણને પાણીથી ભરવું હોય તો કૂવામાં નાખવું પડે છે; ત્યાં જઈ વાસણે વાંકા વળી નમવું પડે છે, ત્યારે જ પાણી અંદર ભરાય છે, એમ ને એમ નહિ. આમ જ પલાંઠીવાળી, અક્કડ થઈને બેસે તો ઘડો ભરાય? જ્ઞાનથી ભરાવા ઇચ્છનારે પોતે વિનયથી વાંકા વળવું જોઈએ. માટે આપ સ્થળાન્તર કરો. આપની જગ્યાએ ચંડાલને બેસાડો અને આપ એની જગ્યાએ બેસો. જ્યાં સુધી આપણે વિનયથી નાનાં નથી બનતાં ત્યાં સુધી કદાચ આપણને વસ્તુની માહિતી મળશે પણ અંતરનું જ્ઞાન નહિ લાધે. માહિતી એ બહારની વસ્તુ છે; જ્ઞાન એ અંતરનો આવિષ્કાર છે.'

આથી જ જ્ઞાનીઓએ આપણને કહ્યું છે કે જે માણસ અક્ષરમાં રહેલા અક્ષરને સમજે છે તે જાતે અ-ક્ષર બને છે. કાગળ ઉપરના અક્ષરોમાં કાંઈ નથી; પણ એ અક્ષરોમાંના અક્ષરને-રહસ્યને, જ્ઞાનને સમજે છે તે જ માણસ એના જીવનથી છેવટે અ-ક્ષર-અમર બને છે.

આ વસ્તુ વિનય વગર ન લાધે. માટે મગધના મહાન સમ્રાટ હોવા છતાં છેવટે રાજા બિંબિસાર ચંડાલને સ્થાને બેઠા. એમને તો જ્ઞાન અને વિદ્યા મેળવવી હતી. આપણે આથી યાદ રાખવાનું છે કે જ્યારે આપણે કૂવા સુધી નીચે જઈને નમીશું, વિનયથી વાંકા વળીશું ત્યારે જ જ્ઞાન પ્રગટવાનું છે, આવવાનું છે, ભરાવાનું છે.

આવી રીતે જે માણસ નમ્ર બને છે, મીણની માફક

ઓગળી જઈ શકે છે તેનું સ્થાન સમાજમાં અમર બની જાય છે. એના જીવનના ઊંડાણમાંથી, આ નમ્રતા જાગેલી હોય છે. લોકો કોઈના નથી રહેતા પણ આવા જીવોના સદ્દગુણોથી, એમની નમ્રતાથી સમાજ આખો એમનો બની જાય છે; ભક્તિભાવે બંધાય છે.

આમ આપણે ચિત્તની ઉદારતા, જીવનની નમ્રતા, એ બે ગુણો લોકપ્રિયતા અંગે જોયા.

તા. ૧૫-૭-'૬૦

## શાશ્વત શું ?

આપણે છેલ્લા થોડા દિવસોથી લોકપ્રિયતાના ગુણનો વિચાર કરી રહ્યા છીએ; અને એને અંગેના ત્રણ ગુણો–દાન, વિનય અને શિયળની ચર્ચા ચાલે છે.

લોકો બહારથી કદાચ માન કે સ્થાન આપે તો તેવી લોકપ્રિયતા કે પ્રમાણપત્રો લાંબું ટકી શકવાનાં નથી. સમાજની આજની વાતો, પ્રશંસા, ખુશામત અને વિશેષણોથી ભરમાઈને, આવતી કાલનો મિનારો આપણાથી ન બાંધી શકાય.

સાચી લોકપ્રિયતા તમારી પોતાની શક્તિમાંથી આવવી જોઈએ. એ શક્તિ કઈ? પૈસાની? ના, કારણ લક્ષ્મી એ તો ચપલા છે; સરકી જશે. એને બાંધી શકાતી નથી. ગત જન્મનાં સુકૃત્ય હશે ત્યાં સુધી જ એ રહેશે; પણ પુણ્ય પરવારતાં એ રોકાશે નહિ. આ લક્ષ્મી તો પાણીની ઉપર ચાલતી નૌકા જેવી ચંચળ છે. આપણા જીવનસંસાર –સરોવરમાં લક્ષ્મી એક તરાપો છે. તમે સ્થિર રાખવા મથશો તોય એ ચંચળ જ રહેવાની.

તો બીજી શક્તિ કઈ? સત્તા? એ ધારે તેને ઊંચે ચડાવે છે અને ધારે તેને નીચે ફગાવે છે; પણ એ ન

ભૂલશો કે કર્તા અને અકર્તા માણસ પોતે નથી; એનું પુણ્ય છે. મુસોલિની અને હિટલર જેવાની સત્તા પણ પળ વારમાં એમના હાથમાંથી સરકી ગઈ અને તેમને ભૂંડા મોતે મરવું પડ્યું, એ આપણી સામેનો ઇતિહાસ છે.

ત્રીજી શક્તિ દેહબળની છે. વ્યાધિ દેહમાં નથી આવ્યો ત્યાં સુધી માણસ જોર કરી શકે છે, પણ રોગ આવતાં એ નિર્માલ્ય બની જાય છે. સશક્ત હોય છતાં હૃદયવ્યાધિમાં એ ઊડી જાય છે; સવારે હતો તે સાંજે નથી દેખાતો; ત્યારે એવા દેહને જોરે પણ કૂદવું શું ?

ત્યારે આ ત્રણ કરતાં જે વધુ શક્તિશાળી તે આપણા સદ્‌ગુણો છે. સંપત્તિ, સત્તા અને શરીરબળ કદાચ ચાલ્યાં જશે, પણ સદ્‌ગુણોનો ખજાનો હશે તો એના પર તમે કદાચ મુસ્તાક રહી શકશો.

માટે આ ત્રણેય ચપળ શક્તિઓને સ્થાને, આપણને ત્રણ સદ્‌ગુણોની શક્તિ ખિલવવાનો આદેશ મળ્યો છે. એ ત્રણ એટલે દાન, વિનય અને શિયળ.

જે લોકપ્રિય ધર્મીમાં આ ત્રણ ગુણ હોય છે તે કાયમને માટે લોકપ્રિય રહે છે. એ મૃત્યુ પામવા છતાં, સમાજમાં અમર રહી જાય છે. કહ્યું છે કે :–

'મરના ભલા હૈ ઉસકા જો અપને લિયે જિયે,
જિતે હૈં વે જો મર ચૂકે ઇન્સાન કે લિયે.'

જેઓ બીજાને ખાતર સેવા કરતાં મરે છે તે સાચા લોકપ્રિય સેવકો છે. એમની સ્મૃતિ રહે છે – એમનાં કામોથી,

એમના સદ્ગુણોથી.

તમારી સંપત્તિ, સત્તા અને શરીરને કાળ વાપરે તે પહેલાં તમે એ વસ્તુઓને સન્માર્ગે વાપરી દો. તમે જો વપરાઈ જશો તો જ તમારી ઉદારતા અમર રહેશે. પછી લોકો કહેશે કે એ તો હૈયાની ઉદારતામાં દિલનો બાદશાહ હતો. આપણાં તન, મન અને ધન આપણે આમ ઉદારતાથી વાપરવાનાં છે. ચિત્તની ઉદારતા જેનામાં છે તે આ કરવાનો; કંજૂસ એને સાચવી રાખવાનો. આવા ઉદાર લોકોની પાછળ જ સમાજનાં સાચાં આંસુઓ વહે છે.

માટે આપણું જીવન એવું બનવું જોઈએ કે જેથી આપણી સ્મૃતિ પાછળ બે જણ આંસુ સારે. તમારા જીવનની સુવાસ તમે એમ જ પાછળ મૂકી જઈ શકશો.

જે માણસે જીવનભર બીજાનું લૂંટ્યું છે, તે હસતો નથી જઈ શકતો; જેણે જીવનમાં આપ્યું છે એ જ હસતો જવાનો છે; અને એવાની પાછળ જ જગત રડે છે. માટે તક મળે ત્યારે આપવા માંડો, રાખી ન મૂકો.

ચિત્તની ઉદારતા પછી આપણે બીજો ગુણ નમ્રતાનો ચર્ચી રહ્યા છીએ. વિજય મળે તો ગર્વ ન આવવા દો. કહો કે કુદરતનો સાથ મળતાં, મિત્રોની સહાય મળતાં, વિજય મળ્યો છે.

પણ જગતનો ન્યાય કેવો છે? સારું હોય તો 'એ' હું કરું છું;' ખરાબ હોય તો 'તેં કર્યું છે,' એમ કહે છે. આ હું – તું આપણા જીવનમાં સર્વત્ર દેખાય છે.

આનું કારણ એ કે આપણને દરેકને પ્રશંસા ગમે છે. એ આપણી આંતરિક વૃત્તિ છે. માણસ સારાનું માન લેવા તૈયાર થાય છે, પણ ખરાબ માટે ઠેઠ ભગવાન ઉપર દોષ ઢોળે છે. ઈશ્વરનું સર્જન આમ એક રીતે માણસે જ કર્યું છે; એમાંથી જ ઈશ્વરવાદ આવ્યો. આપણે સૌએ ભૂલોનો ટોપલો નાખવા માટે આજે તો આમ ઈશ્વરને ઊભો કર્યો છે.

વ્યવહારમાં જ જુઓને! લગ્નની કંકોતરીમાં 'અમારા ચિ. ભાઈનાં લગ્ન અમે નક્કી કર્યાં છે.' લખીને તમે માન મેળવો છો; મોટા ભા બનીને ફરો છો; પણ મરણનો કાગળ લખવો હોય તો! તો એ ટોપલો ઈશ્વર ઉપર નાખી જણાવો છો કે – 'ઈશ્વરને ગમ્યું તે ખરું.' આમ મંગળ વખતે માણસ પોતાના અહમ્‌ને પોષે છે; દુઃખ, મુશ્કેલીને વખતે એ ટોપલો પ્રભુને શિરે નાખે છે.

અહીં એક વાત યાદ આવે છે. એક માળીએ સુંદર બગીચો બનાવ્યો હતો. વરસાદ વરસ્યો અને બાગ ખીલી ઊઠ્યો. કોઈ ચિંતક ત્યાં આવ્યો ને પૂછ્યું કે આ લતાં, વાટિકા, ફળ, ફૂલ અત્યંત સુંદર છે; આ કોણે બનાવ્યાં? તુરત જ માળીએ કહ્યું, 'મેં.' એણે એમ ન કહ્યું કે મેઘની કૃપાથી, વર્ષાની મહેરથી આ બાગ થયો છે.

એવામાં એક ગાય ત્યાં આવી ચઢી. માળીએ જોરથી એને લાકડી મારી અને ગાય મરી ગઈ. માળીને રાજા સામે ઊભો કર્યો અને રાજાએ પૂછ્યું, "અરે! તેં

ગાયને મારી નાખી?" માળીએ જવાબ આપ્યો, "ના, રે! લાકડીથી કાંઈ ગાય મરે? લાકડી એ તો નિમિત્ત માત્ર છે; બાકી ભગવાન એનો મારનાર છે, હું નહિ."

આપણા આખા જીવનમાં આ હું – મોટો હું, અહમ્ પડેલો છે. ધર્મ, સમાજ, રાષ્ટ્રસેવા–બધામાં આ અહમ્ જ મોટો થઈ રહ્યો છે, અને પરિણામે અંદરનો માનવી પ્રતિદિન નાનો ને નાનો થઈ રહ્યો છે. પણ આપણે યાદ રાખવું જોઈએ કે એ અહમ્ વધી પડતાં, માણસ એક દિવસ ફુગ્ગાની માફક ફૂટી જવાનો છે.

ત્યારે આ અહમ્‌ને ગાળવો કેમ? આને માટે વિનમ્રતાનો ગુણ આપણને અપાયો છે. સારું કર્યાનો યશ મળે તો લોકોને, મિત્રોને, કુદરતને આપી દો. જ્યાં જ્યાંથી સારું મળે તે બધું મેળવીને બીજાને વહેંચી દો, તો તમે લોકપ્રિય થઈ શકશો.

ચૌદ વરસ પહેલાંની વાત છે. એક વેપારી હતા. એમણે વ્રત લીધેલું કે કમાણીનો અમુક ભાગ રાખી, બીજો બધો ભાગ પોતાના માણસોને વહેંચી દેવો. પછી જ્યારે એનું મૃત્યુ થયું ત્યારે એના દીકરા કરતાંય વધુ રડનાર, આઘાત પામનાર કોણ હતો? કલ્પો છો? – દરવાજે બેસી રહેતો પઠાણ, ચોકીદાર. એણે કહ્યું કે, "મારા સગા બાપના મૃત્યુથી મને જે આઘાત નથી થયો તે આજે થયો છે." આ બોલતાં એની આંખેથી આંસુની ધારા વહેવા માંડી. આનું કારણ? એ વેપારી પાસે જે હતું એ એણે ઉદારતાથી

વહેંચ્યું હતું, એ છે.

આ વેપારીની આબરુ સારી. સૌના ઝગડા એ પતાવતા. સમાજમાં અને નાતમાં એ આગેવાન; ખૂબ લોકપ્રિય. રાગ કે દ્વેષ વગર એ સૌનો ન્યાય કરતા. એમની આ સમભાવાત્મક દૃષ્ટિ સ્વાભાવિક થઈ ગયેલી.

એવામાં એક પ્રસંગ બન્યો. એના ઘરના છોકરાએ જ, થયેલું સગપણ તોડી નાખ્યું. અને તમે જાણો છો, ગામડામાં સગપણ તોડવું એટલે શું? હાહાકાર મચી ગયો. બીજાનો ન્યાય તોળનારને ત્યાં જ હવે ન્યાય તોળવાનો પ્રસંગ આવ્યો. શેઠે ગામના લોકોને ન્યાય કરવા કહ્યું, પણ બધાંએ એની ઉપર જ ન્યાય કરવાનું છોડયું.

હવે આ શેઠ ન્યાયની ગાદી ઉપર બેઠા, અને આવી બાબત વેળા એણે આપેલા ભૂતકાળના ન્યાયને પોતે યાદ કરી ગયા. એને લાગ્યું કે આવી બાબતમાં એણે હજાર રૂપિયાનો દંડ અને ત્રણ માસ સુધી વહેવાર બંધ–એ શિક્ષા આપેલી. એણે પોતાનો–પોતાના પુત્રનો ન્યાય તોળતાં કહ્યું કે મારો પાંચ હજાર રૂપિયાનો દંડ અને બાર માસ મારી સાથે વહેવાર બંધ.

લોકો ચમકી ઊઠયા: 'શેઠ! આટલી બધી શિક્ષા!' શેઠે જવાબ આપ્યો કે હું ગામનો, ન્યાતનો આગેવાન છું; મારી ભૂલ માટે તો વધારે જ શિક્ષા જોઈએ.

આજે તો હવે એ શેઠ ગુજરી ગયા છે, પણ ત્યાંના લોકો હજી યાદ કરે છે કે–'ન્યાય તો પાનાચંદ શેઠનો.'

આનું નામ લોકપ્રિયતાની અંદરથી જન્મેલી ન્યાયભરી નમ્રતા, વિનય. આ વિનયથી જ મનુષ્ય શોભે છે. સુરભિ અને શીતળતાથી જેમ ચંદન શોભે છે, સુધાની સૌમ્યતાથી જેમ ચંદ્ર શોભે છે, માધુર્યથી જેમ અમૃત શોભે છે એમ વિનયથી, નમ્રતાથી માનવીનું જીવન શોભી ઊઠે છે.

આ વિનયથી જ આપણે બીજાનાં હૈયાંને જીતી શકીએ છીએ, પૈસાથી નહિ. સાચી સભ્યતા આ વિનયમાંથી આવી શકે છે.

લોકપ્રિયતાનો ત્રીજો સદ્‌ગુણ તે શિયળની સુરભિ. તમે દરેક જણ બ્રહ્મચારી થઈ જાઓ એમ અમે ઇચ્છીએ, પણ તમે તેમ ન કરી શકો તોય સંયમી તો જરૂર બનો. એક જ્ઞાનીને એક વાર પ્રશ્ન પૂછવામાં આવ્યો કે જીવનમાં ઓછામાં ઓછું શું જોઈએ ? ત્યારે એમણે જવાબ આપ્યો કે અપરિગ્રહ અને શિયળ. આવી વ્યક્તિ જ સમાજમાં, ધર્મમાં આગળ વધે છે. આવા સંયમથી એનામાં નૈતિક હિંમત આવે છે.

આજે લોકોના જીવનમાં આ શિયળની ભાવના જણાતી નથી. સમાજ કેટલો નીચે જઈ રહ્યો છે એ જોવું હોય તો નટ-નટીનાં ચિત્રોવાળાં માસિકોની આજે વેચાતી નકલોની સંખ્યા તપાસો.

આવા સમાજને બદલવા માટે આપણે આજનું આખું વાતાવરણ બદલવું પડશે. આની શરૂઆત માટે ધરમૂળથી સંયમ આવવો જોઈએ. વાતાવરણના અણુઅણુને શિયળની

સૌરભ અડશે તો જ આ દુર્ગન્ધ દૂર થશે.

આપણે જે લોકપ્રિયતાની ચર્ચા કરી રહ્યા છીએ એના સદ્ગુણોના જીવનથી આપણે જીવવું જોઈએ કે જેથી દુનિયા આપણને મર્યા પછી પણ યાદ કરે; નહિ તો આ જન્મનો અર્થ શો? મહાપુરુષો કહે છે કે સળગતા આ સંસારમાં સદ્ગુણની શીતળતા સિવાય બીજું બધું જ વ્યર્થ છે.

માણસ ઉદાર હોય, નમ્ર હોય પણ શિયળવાન ન હોય તો એની બધી જ છાપ ઊડી જાય. અને તેથી જ લોકપ્રિય માણસ, એવો શિયળવાન હોય કે સ્ત્રી માત્ર એનાથી અભય હોય અને સમાજમાં એની એવી ઉજ્જ્વળ પ્રતિષ્ઠા હોય કે એને માટે કોઈ પણ શંકા ન સેવે; લોકો એના સંયમ અને શિયળ માટે પૂરેપૂરો વિશ્વાસ ધરાવતા હોય.

આમ દાન, વિનય અને શિયળ – સદ્ગુણોની આ ત્રિવેણીનો જ્યાં સંગમ થાય તે લોકપ્રિય નામનું તીર્થ બની જાય છે.

તા. ૧૬-૭-'૬૦

## અંકૂર

ઊંચા શિખર ઉપર ચડવા માટે જેમ પગથિયાંના જરૂર રહે છે, તેમ ધર્મને શિખરે પહોંચવા માટે પણ અમુક પગથિયાં જરૂરી બને છે. ધીમે ધીમે અને એક એક કરતાં ચડનારો, ક્યારેક પણ આવા શિખરને હસ્તગત કરી શકે છે.

જીવનનાં બધાં શિખરોમાં, મોટામાં મોટું અને ઊંચામાં ઊંચું શિખર તે ધર્મ-શિખર. હિમગિરિનું ઉત્તુંગ શિખર સર કરી જેમ તેનસિંગે પરાક્રમની પરાકાષ્ટા દાખવી, તેમ આ ધર્મ-શિખરે જે પહોંચે તે આપણા જીવનના અધ્યાત્મની પરાકાષ્ટા દાખવે છે.

આપણે સૌ આ શિખરના પ્રવાસી છીએ. એ ન હોત તો આપણે અહીં ભેગાં ન થાત. દરેકમાં આ ધર્મ-શિખરના પ્રવાસની ઝંખના, ઈચ્છા, કામના છે, એમ જણાય છે.

આપણે જીવનમાં જે પાળવાનું, સાધવાનું છે તે આ ધર્મ-શિખર. પણ આ ધર્મ-શિખરે પહોંચવાનાં પગથિયાં સારાં, વિશાળ જોઈએ કે જેથી સરળતાથી ચડી શકાય. ધર્મ-પ્રવાસ આમ સરળ છે. જેઓ ધર્મને ક્લિષ્ટ કહે છે

એ ધર્મ નથી; એ તો આકાશની વાતો છે.

જે લોકો એમ કહે કે ધર્મ બધાંને ન સમજાય,

धर्मस्य तत्त्वम् निहितम् गुहायाम्
वयम् प्रविष्टा भृपमेव तत्र ।

તો એવા માણસો ધર્મને નામે કાંઈ બીજું વેચવા નીકળ્યા છે એમ સમજજો. ધર્મ તો ગામડાનો ગરીબ પણ સમજે ને આચરી શકે એટલો સરળ છે.

ધર્મનાં આ પગથિયાં ઊંચાં પણ નથી, સાંકડાય નથી; એટલે તમે હાંફ વગર ચડી શકો. આ પગથિયું એટલે એક એક સદ્‌ગુણ. જે માણસના જીવનમાં હેતુ, ધ્યેય, સદ્‌ગુણ નથી તે ક્યાંય પહોંચી શકવાનો નથી.

આપણે આ પહેલાં–ક્ષુદ્રતાનો ત્યાગ, સંપૂર્ણ અંગોપાંગ, પ્રકૃતિ-સૌમ્યત્વ અને લોકપ્રિયતા, એમ ચાર પગથિયાં જોઈ ગયાં. હવે આપણે પાંચમે પગથિયે આવ્યા છીએ.

પણ આ વખતેય પાછલાં પગથિયાં ભૂલી ન જતા. ભણીને પુનરાવર્તન કરવું, તેનું નામ સ્વાધ્યાય. જીવનમાં પાછલાં પગથિયાંથી કેટલી શાંતિ, કેટલો આકાર આવ્યો, તેનો અનુભવ કરો. જેટલું જીવનમાં ઊતરશે એટલો વિજય મળશે; માત્ર સાંભળવાથી કાંઈ ન મળે. ડૉક્ટરે આપેલી દવા જોઈને બેસી રહેવાથી રોગ ન જાય; એનું સેવન, અમલ જોઈએ. તો જ જીવનમાં પરિવર્તન આવે.

આ પાંચમું પગથિયું એટલે ક્રૂરતાનો ત્યાગ. જે ઠરેલો

છે તે જ બીજાને ઠારી શકે, શાંતિ આપી શકે. જે બરફની પાટ પાસે જઈને બેસે તેને શીતળતા મળે; જે ભઠ્ઠી પાસે જઈને બેસે તેને તાપ મળે. વસ્તુનો આ સ્વભાવ છે. એની અસર સામાને થાય છે. બળેલો બીજાને બાળે છે, ઠરેલો બીજાને ઠારે છે. આથી જ જ્ઞાનીઓએ કહ્યું છે કે જે માણસ બોધ પામેલો છે અને બોધ પમાડે છે તે સાચો મહાપુરુષ.

ખરો ધર્મી કેવો હોય ? એનામાં ચંદનની શીતળતા હોય, જેથી એ બીજાને ઠારી શકે. એનામાં શાંતિ, શીતળતા અને સૌમ્યતા હોય. આવો ધર્મી જ્યાં જાય ત્યાં સૌમ્યતાની હવા સર્જી શકે છે.

ક્રૂરતા નહિ, એટલે શું ? એટલે એ કે જીવનમાં કોઈ જાતની ક્લિષ્ટતા ન જોઈએ; કોમળતા જોઈએ. જેનું હૃદય કોમળ હોય, બીજાનું સુખ અને સફળતા જોઈ રાચે, એ ધર્મી.

ઘણા જણ બીજાનું સુખ જોઈ નિરાશ થાય છે. આવો માણસ ક્લિષ્ટતાવાળો છે અને તે ધર્મ માટે યોગ્ય નથી. જ્યારે માણસ હૃદયથી નઠોર, ક્રૂર થાય છે ત્યારે એ હિંસક પશુ કરતાં વધુ ક્રૂર બને છે, અને એની આ ક્રૂરતામાં, સામાને હતો ન હતો કરી દે છે.

એમ કહેવાય છે કે સિંહ અને સર્પ સામે આવતા હોય તો સાવધાનતા રાખવાથી બચી શકાય, પણ જે માણસ બહારથી સૌમ્યતા દાખવી ક્રૂરતા આચરે છે તેનાથી બચવું

એ ધર્મ નથી; એ તો આકાશની વાતો છે.

જે લોકો એમ કહે કે ધર્મ બધાંને ન સમજાય,

धर्मस्य तत्त्वम् निहितम् गुहायाम्
वयम् प्रविष्टा भृषमेव तत्र ।

તો એવા માણસો ધર્મને નામે કાંઈ બીજું વેચવા નીકળ્યા છે એમ સમજજો. ધર્મ તો ગામડાનો ગરીબ પણ સમજે ને આચરી શકે એટલો સરળ છે.

ધર્મનાં આ પગથિયાં ઊંચાં પણ નથી, સાંકડાય નથી; એટલે તમે હાંફ વગર ચડી શકો. આ પગથિયું એટલે એક એક સદ્ગુણ. જે માણસના જીવનમાં હેતુ, ધ્યેય, સદ્ગુણ નથી તે ક્યાંય પહોંચી શકવાનો નથી.

આપણે આ પહેલાં–ક્ષુદ્રતાનો ત્યાગ, સંપૂર્ણ અંગોપાંગ, પ્રકૃતિ-સૌમ્યત્વ અને લોકપ્રિયતા, એમ ચાર પગથિયાં જોઈ ગયાં. હવે આપણે પાંચમે પગથિયે આવ્યા છીએ.

પણ આ વખતેય પાછલાં પગથિયાં ભૂલી ન જતા. ભણીને પુનરાવર્તન કરવું, તેનું નામ સ્વાધ્યાય. જીવનમાં પાછલાં પગથિયાંથી કેટલી શાંતિ, કેટલો આકાર આવ્યો, તેનો અનુભવ કરો. જેટલું જીવનમાં ઊતરશે એટલો વિજય મળશે; માત્ર સાંભળવાથી કાંઈ ન મળે. ડૉક્ટરે આપેલી દવા જોઈને બેસી રહેવાથી રોગ ન જાય; એનું સેવન, અમલ જોઈએ. તો જ જીવનમાં પરિવર્તન આવે.

આ પાંચમું પગથિયું એટલે ક્રૂરતાનો ત્યાગ. જે હરેલો

છે તે જ બીજાને ઠારી શકે, શાંતિ આપી શકે. જે બરફની પાટ પાસે જઈને બેસે તેને શીતળતા મળે; જે ભઠ્ઠી પાસે જઈને બેસે તેને તાપ મળે. વસ્તુનો આ સ્વભાવ છે. એની અસર સામાને થાય છે. બળેલો બીજાને બાળે છે, ઠરેલો બીજાને ઠારે છે. આથી જ જ્ઞાનીઓએ કહ્યું છે કે જે માણસ બોધ પામેલો છે અને બોધ પમાડે છે તે સાચો મહાપુરુષ.

ખરો ધર્મી કેવો હોય? એનામાં ચંદનની શીતળતા હોય, જેથી એ બીજાને ઠારી શકે. એનામાં શાંતિ, શીતળતા અને સૌમ્યતા હોય. આવો ધર્મી જ્યાં જાય ત્યાં સૌમ્યતાની હવા સર્જી શકે છે.

ક્રૂરતા નહિ, એટલે શું? એટલે એ કે જીવનમાં કોઈ જાતની ક્લિષ્ટતા ન જોઈએ; કોમળતા જોઈએ. જેનું હૃદય કોમળ હોય, બીજાનું સુખ અને સફળતા જોઈ રાચે, એ ધર્મી.

ઘણા જણ બીજાનું સુખ જોઈ નિરાશ થાય છે. આવો માણસ ક્લિષ્ટતાવાળો છે અને તે ધર્મ માટે યોગ્ય નથી. જ્યારે માણસ હૃદયથી નઠોર, ક્રૂર થાય છે ત્યારે એ હિંસક પશુ કરતાં વધુ ક્રૂર બને છે, અને એની આ ક્રૂરતામાં, સામાને હતો ન હતો કરી દે છે.

એમ કહેવાય છે કે સિંહ અને સર્પ સામે આવતા હોય તો સાવધાનતા રાખવાથી બચી શકાય, પણ જે માણસ બહારથી સૌમ્યતા દાખવી ક્રૂરતા આચરે છે તેનાથી બચવું

માણસ માટે મુશ્કેલ હોય છે.

આટલા માટે જ્ઞાનીઓ કહે છે કે એવા લોકો તો —

मधु तिष्ठति जिह्वाग्रे हृदये नु हलाहलम् । મોઢે મીઠાબોલા અને હૈયામાં હળાહળ ઝેર રાખનારા હોય છે. જે માણસ ક્રૂર હોય એનામાં દયાનો પ્રકંપ પણ નથી હોતો.

પણ જેનું હૃદય મીણના જેવું, માખણ જેવું કોમળ હોય, દ્રવી શકતું હોય તે જ સાચો ધર્મી બની શકે. આ સમજવા, જેનું હૃદય દ્રવતું હોય એવાનો એક દાખલો જોઈએ.

ચરોતરના એક પટેલ છે. આજે તેઓ આફ્રિકામાં છે; ખૂબ પૈસાદાર છે. એમના કપાળમાં એક મોટો ઘા છે. ઘણા મિત્રોએ એમને કહ્યું કે પ્લાસ્ટીક સર્જરીથી એ ડાઘ કઢાવી, સુંદર બનો ને! ત્યારે એમણે કહેલું કે, "આ ઘા તો મારો ગુરુ છે. એ જો ન હોત તો હું માનવ ન હોત. મારા હૈયામાં દયાના ઝરણાનો જે સ્રોત વહે છે તે વહેતો ન હોત."

એક મિત્રે આ ઘાની વાત પૂછી ત્યારે એમણે કહ્યું કે બાળપણમાં એ ગરીબ હતા. મા-દીકરો ઝૂંપડામાં રહેતાં. મા દળણાં દળી ઘર ચલાવતી. બાજુમાં એક મોટી હવેલી હતી. એના ચોકમાં સૌ બાળકો રોજ રમવા ભેગાં થતાં. બાળકોને તો ભેદભાવ હોતો નથી; એમને મન તો ભેદનો છેદ ઊડી ગયો હોય છે, એટલે સૌ સાથે રમતાં.

બાળકો હતાં. એક ધનિક માએ પોતાના દીકરાના ખીસામાં કાજુ, બદામ ભરીને એને એમ શીખવેલું કે 'આમાંથી કાંઈ આપવું નહિ, અને કોઈ માગે તો ઠિંગો બતાવવો.' જોઈ લો માનું શિક્ષણ! મોટો થાય પછી એ જ બાળક માબાપને અંગૂઠો બતાવે તો એમાં નવાઈ શી?

ખૂણામાં બેસીને તો શ્વાન પણ આમ એકલો ખાય છે, પણ માણસે તો વહેંચીને ખાવું જોઈએ. તમે ઘણાંને જમાડો છો, આમંત્રણો આપો છો – પણ તમારા લાભ સારુ. કોઈ ગુણવાન, ન્યાયી, સંત, પ્રમાણિકને ક્યારેય આમંત્રો છો ખરા? એને તો તમે ઊલટા વેદિયા કહીને નિંદો છો.

આપણે યાદ રાખવું જોઈએ કે જે આપીએ છીએ તે જ આપણને પાછું મળે છે. આ કુદરતનો સિદ્ધાંત છે; Law of Nature. સારું આપીશું તો સારું મળશે; ખરાબ આપીશું તો ખરાબ જ મળવાનું. આપેલું કાંઈ નકામું નથી જતું. હા! કદાચ એ ફળતાં, કુદરતમાં વિલંબ દેખાય છે, પણ ત્યાં અવ્યવસ્થા નથી એટલી શ્રદ્ધા રાખજો.

હવે પેલા ગરીબ બાળકે એકવાર પેલા ધનિક છોકરાને બદામ–કાજુ ખાતો જોયો અને એણે એ માગ્યાં. પેલાએ એને અંગૂઠો બતાવ્યો. આ ગરીબ છોકરો રડતો રડતો ઘેર આવ્યો અને રડતાં રડતાં બધી વાત માને કરી અને મા પાસેથી બદામ–કાજુ માગ્યાં. માની આંખમાં આંસુ આવી ગયાં. બાળકનું દર્દ માતા કેમ જોઈ શકે? માનું

હૃદય દ્રવી ઊઠયું. એ હવેલી તરફ ગઈ. પેલી ધનિક શેઠાણી પાસે જઈને એણે કહ્યું કે "બહેન, તમને કુદરતે તમારા પુણ્યથી આપ્યું છે, તેથી મને આનંદ છે; હું એ વખાણું છું, પણ દયા કરી શેરીમાં છોકરાને મોકલો ત્યારે ખીસામાં બદામ–કાજુ આપીને ન મોકલો તો ઠીક."

હિંડોળા પર ઝૂલતી શેઠાણી ખિજાઈ ગઈ અને બોલી, "જા, રે જા. તું મને કહેનારી કોણ? મારો દીકરો તો ખીસામાં બદામ–કાજુ લાવશે ને અઢાર વાર ખાશે." આ સાંભળી ગરીબ બાઈને બહુ આઘાત થયો. આ આઘાતમાં એ બહાર આવી; ત્યાં તો એનો દીકરો કહે, "મા, બદામ!" માએ ક્રોધમાં પાસે પડેલો પથરો લઈ દીકરાના કપાળમાં માર્યો. માથું ફૂટયું, લોહીની ધારા ચાલી. પછી તો મા ખૂબ પસ્તાઈ, પાટો બંધાયો અને ઘા રૂઝાયો પણ ઘાનો ડાઘ રહી ગયો.

વર્ષો વીત્યાં ને એ છોકરો મોટો થઈ આજે પૈસાદાર થયો છે, પણ આજ સુધી રોજ સવારે એ અરીસામાં મોં જુએ છે ત્યારે પેલો ઘા એને કહે છે :–'બીજાની લક્ષ્મીએ તારા કપાળમાં ઘા કર્યો; હવે તારી લક્ષ્મી બીજાના કપાળમાં ઘા ન કરી જાય એ જોજે.' આમ આ માણસે, મળેલા દુઃખમાંથી સુંદર બોધપાઠ લીધો છે. આમ દુઃખ ઘણી વાર સુખરૂપ બની જાય છે.

આ દૃષ્ટિ તે પાંચમો સદ્ગુણ. આમાં બે ભાવ રહ્યા છે. પોતાની પ્રત્યે કઠોરતા, અન્ય પ્રત્યે કોમળતા; આવા

સત્પુરુષનું હૃદય નીચેના સુભાષિતમાં છે :

वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि।

પારકાનાં આંસુ, દુઃખ જોતાં એ દ્રવી જાય; પણ પોતાના જીવનના સંયમ, નિયમ, જીવનના અંતરાયો વેળા, સામનો કરવા માટે વજ્રતા દાખવે. આપણું કાર્ય એ છે કે અન્ય પ્રત્યે મૃદુતા કેળવવી, સ્વ પ્રત્યે વજ્રતા રાખવી.

આપણા કવિ નિરાળાજીને રૂ. ૧૨૫) પુરસ્કારના મળેલા; તે લઈને તે ઘેર જતા હતા. રસ્તામાં એક ભિખારી બાઈનું દુઃખ જોતાં એમનું હૈયું દ્રવ્યું અને તેણે બાઈને આ રકમમાંથી અંબર ચરખો અપાવ્યો અને સ્વતંત્ર બનાવી દીધી. પત્નીએ પગાર માટે પૂછ્યું ત્યારે એમણે જવાબ આપ્યો કે 'એક બહેનને આવી દશામાં જોઈને મેં મદદ ન કરી હોત તો એવો હેવાન પતિ તને ગમત ખરો ?' અને પત્ની પણ એની આ ભાવનાને સમજી ગઈ, ખુશ થઈ.

આ પાંચમા સદ્ગુણની બે બાજુ છે; હકારાત્મક અને નકારાત્મક. ક્રૂર બનો– તમારી પ્રત્યે; મૃદુ બનો– અન્ય પ્રત્યે. કઠોરતા પોતાને માટે, કોમળતા બીજા માટે. આમ આ બેઉ અંગો એકી સાથે જીવનમાં આચરવાનાં છે.

માણસ ગમે તે પરિસ્થિતિ સામે ક્યારે રહી શકે છે ? જ્યારે પોતે સંયમી હોય, પોતા પ્રત્યે કઠોર બને અને દુનિયા પ્રત્યે કોમળ બને.

આપણું કાર્ય એ છે કે બીજાને માટે આંસુ પાડવાં,

આપણે માટે નહિ.

> Life is mostly froth and bubble,
> Two things stand like stone,
> Kindness in another's trouble,
> Courage in our own.

ફીણ અને પરપોટા જેવી આ જિંદગીમાં, આ બે વસ્તુ ખડકની જેમ અમર બને છે : બીજા પ્રત્યે કોમળતાભરી કરુણા અને પોતા પ્રત્યે હિંમતભર્યું ધૈર્ય.

તા. ૧૭–૭–'૬૦.

## પાપભીરુતા

'ધર્મરત્ન પ્રકરણ'નું છઠ્ઠું સોપાન તે પાપભીરુતા. નિર્ભય બનો અને બીક પણ રાખો – એવા બે વિરોધાત્મક ભાવ આમાં દેખાય છે; પણ એ જરૂરી છે. જેમ માણસે કઠોરતા પોતાના સંયમ પ્રત્યે રાખવાની છે પણ જગત પ્રત્યે તો કોમળતા જ દાખવવાની છે, તેમ આમાં છે.

નિર્ભય બનો, ડરો નહિ પણ એમાં નફટાઈ ન આવે એ જોજો. ન્યાય માર્ગનો ત્યાગ, સદાચારનો ત્યાગ એ તો નિર્ભયતાને નામે છેવટે ધર્મનો ત્યાગ બની જાય છે.

આપણને જે ભીરુતા કેળવવાનું કહ્યું છે તે પાપભીરુતા છે. પાપનું કામ કરતાં ડરવું. અંદરથી માણસના મને–આત્માએ એવા આંચકા જગાવવા જોઈએ કે જેથી કોઈ ખરાબ કામ એનાથી થઈ શકે જ નહિ; મન કરવા દે જ નહિ. ખરાબ કામના પ્રલોભનના સંજોગો તો કદાચ આવશે છતાં 'એ મારાથી નહિ થાય' એમ આત્મા ત્યારે બોલી ઊઠશે. આપણે તો ખોટું કરવું નહિ અને સાચું કર્યા વગર રહેવું નહિ; એ વૃત્તિ કેળવવી જોઈએ. આ એક અનિવાર્ય અને આવશ્યક સદ્ગુણ છે.

આવી પાપભીરુતા જીવનમાં સ્વાભાવિક થવી જોઈ એ તો જ ગોળ અને ખોળનો ભેદ માણસ જોઈ શકશે.

આવા પાપભીરુ માણસનો એક દાખલો જોઈએ. એક વખત એક માણસ રસ્તામાં ભીખ માગતો, ભૂખ્યો ફરતો હતો. સામેથી એક બીજો માણસ ત્યાં એને મળ્યો. પેલાને ભૂખ્યો જાણી, બીજા માણસે એને ખીસામાંથી મૂઠીઓ ભરીને ચણા–મમરા આપ્યા અને તે ચાલ્યો ગયો.

પેલો જ્યાં ચણા–મમરા ખાવા જાય છે ત્યાં તો અંદરથી એક સોનામહોર નીકળી! એ તો ગરીબાઈથી પીડાતો હતો એટલે થયું કે હાશ! સારું થયું.

પણ બીજી જ પળે એનો આત્મા પોકારી ઊઠ્યો; કારણકે એ પાપભીરુ હતો. એનો આત્મા બોલ્યો, "અલ્યા, તને તો ચણા–મમરા ભેટ આપેલા છે; સોનામહોર નહિ. એ સોનામહોર તારી નથી." એક બાજુથી એને એ લેવાનું મન થાય છે; બીજી બાજુ પાપભીરુતાથી એને એ અયોગ્ય લાગે છે.

માણસ માત્રને આવાં બે જાતનાં મન હોય છે – એક જાગૃત મન અને બીજું અજાગૃત મન. સમજણ ભરેલું મન સૂચવે, ખરાબ કામ સામે બળવો કરે; બીજું મન લેવાનું કહે. એ જણાવે કે તને સોનામહોર આપી દીધી એમાં વાંક ને પ્રમાદ પેલાનો. આમ સ્થૂળ મન લેવાનું કહે; સૂક્ષ્મ અને જાગૃત મન આપી દેવાનું કહે. આમ માણસના અંતરમાં યુદ્ધ શરૂ થાય છે.

આખી રાત પેલાના અંતરમાં આ દ્વંદ્વ ચાલ્યું. એને ચેન ન પડ્યું. સવારે એ ફરવા નીકળ્યો ત્યાં પેલો માણસ એને સામે મળ્યો. એણે પૂછયું, "કેમ ભાઈ! આજેય તારે ચણા-મમરા જોઈએ છે?"

પેલાએ કહ્યું, "ના, આજે તો આ તમારી સોના-મહોર હું તમને પાછી આપવા આવ્યો છું." "કેમ, તને રાખવાનું મન ન થયું?" પેલાએ પ્રશ્ન પૂછયો.

"હા, થયું હતું પણ એની વાત જવા દો. કાલે તો એ માટે મારા ઘરમાં ભારે ઝગડો થઈ ગયો."

"કોની સાથે? તું તો કહેતો હતો ને કે-તું એકલો જ છે."

"ઘરની કોઈ વ્યક્તિ સાથે નહિ, પણ મારા અંતરના ઓરડામાં ઝઘડો થઈ ગયો. અંદરથી આત્મા જાગ્યો અને આ કજિયો પણ જાગ્યો. મન કહે કે રાખ અને આત્મા કહે કે આપી દે. મારે આજે આ સોનામહોર તમને પાછી આપી દઈને મારી અંદરનો એ ઝગડો પતાવવો છે."

પેલો આ સાંભળી ખુશ થઈ ગયો. એ કહે છે કે, તું આવો ગરીબ છતાં અંતરનો કેવો જાગૃત છે! તું હવે મારી સાથે ચાલ. જેનો આત્મદીપ જાગેલો હોય એવો મારે મિત્ર જોઈતો હતો ને એવો તું આજે મને મળી ગયો.

આજે આપણા જીવનમાં આપણને આમ ચેતવનાર અને સૂચવનાર કોઈ નથી; આંતરમનનેય આપણે આજે મૂંગું કરી દીધું છે; આ દશા છે.

આજે આપણે આત્માનો એ અવાજ સાંભળવા જ તૈયાર નથી હોતા; બાકી પ્રકાશ ધરતો અવાજ તો મળે છે જ. એને માટેનું સુંદર દ્રષ્ટાન્ત– 'પર્વત ઉપર પ્રવચન' (Sermon on the Mount) માં ઇશુએ બતાવ્યું છે.

એક બાઈથી કાંઈ અનાચાર થઈ ગયેલો. ત્યારે ત્યાં નિયમ હતો કે એવી વ્યક્તિને લોકો ભેગા થઈ પથ્થરે પથ્થરે મારે. આ બાઈને એ જ પ્રમાણે મારવા સૌ તૈયાર થયા. બાઈ મૂઠીઓ વાળીને નાઠી. દોડતાં દોડતાં એ એક ટેકરી પાસે આવી. ત્યાં એક સાધુ ઝૂંપડીમાં રહે. બાઈ ત્યાં આવી અને ઝૂંપડીમાં ભરાઈ ગઈ અને લોકો એને મારવા આવે છે, એની વાત એણે પેલા સાધુને કહી, અને કરગરતી ને અશ્રુ પાડતી જીવનદાન ને રક્ષણ માગવા લાગી.

સાધુ જોઈ ગયા કે એનાથી અનાચાર થઈ ગયો હશે, પણ હવે એ હૃદયથી ઊંડો પશ્ચાત્તાપ કરે છે. લોક કદાચ લપટાઈને પડી જાય–જેમ કેળાંની છાલથી; એમાં પડનારાની ઇચ્છા નથી હોતી; માત્ર સંજોગો એને લપસાવી નાખે છે.

જ્ઞાનીઓ આ ભેદ જુએ છે ને તેથી ભૂલ કરનાર પ્રત્યે કરુણા વહાવે છે. એમના અંતરમાં સાત જણાના ખૂની પ્રત્યે પણ કરુણા, દયા, ક્ષમા હોય છે. કારણ, માનવ આખરે માનવ છે; નબળાઈમાં પડેલો છે. કયાંક છાલ મળતાં લપસ્યો હશે. મહાત્માઓ–સાધુઓ એ જૂએ છે ને એને ક્ષમા આપે છે. બાકી તો બહુ ઓછા લોકો વાતાવરણ,

સંજોગો ઉપર પગ મૂકીને ચાલી શકે તેવા બળવાન હોય છે. આમ જીવવું એ ખરેખર અઘરું પણ છે.

સાધુએ જોયું કે આને સુધરવું તો છે જ. એના અંતરમાં સાચો પશ્ચાત્તાપ જાગ્યો હતો. ઉદાત્ત ભાવનામાંથી, દૈવી ભૂમિકામાંથી આવેલું ઝરણું વહે તો માણસ આમ પુણ્યશાળી થઈ શકે.

આ બાઈનું મોં પડી ગયું હતું. એને અંતરે દુઃખ હતું. સંજોગોના દબાણથી જ એણે અનાચાર કરેલો, પણ હવે એને વિષાદ જાગ્યો છે, એ પેલા સાધુએ જોઈ લીધું. સાધુએ બાઈને કહ્યું કે તું અભય રહે; તું ચિંતા ન કરતી.

ઢેફાં, પથ્થરો અને લાકડીઓ લઈને લોકો જ્યારે ઝૂંપડી પાસે આવ્યા ત્યારે સાધુએ એમને શાંતિથી સાંભળ્યા; પછી એમને કહ્યું કે તમને લાગતું હોય કે આ બાઈ ભ્રષ્ટ છે તો ભલે તમે એને મારજો, પણ તે પહેલાં એક શરત છે; અને તે એ કે જેણે આજ સુધીમાં એક પણ સ્ત્રી પ્રત્યે કુદૃષ્ટિ ન કરી હોય, ખરાબ શબ્દો ન બોલ્યા હોય, જેણે કોઈ સ્ત્રીને જોઈ મનમાં વિકાર ન અનુભવ્યો હોય અને જેને પારકી સ્ત્રીના રૂપની લાલસા ન જાગી હોય તે આગળ આવે અને મારે. તમે સૌ શાંતિથી ઊભા રહી તમારા મનને પૂછો, તમારા ઈષ્ટદેવને પૂછો, અને પછી જો તમને લાગે કે તમે આવા નિર્મળ અને વિશુદ્ધ છો, તો જ ઘા કરો.

સાધુ સંગે સૌ ધ્યાનમાં ઊભા. દરેકે પોતાના અંતરને શાંતિથી પૂછવા માંડ્યું. અંદરનો આત્મા તો જે હતું તે

કહી દેવા માંડ્યો. આપણે દરેક પણ આ કરી શકીએ પણ આજે તો આપણે મનની સાથે વાત કરવાનો સમય જ રાખતા નથી, આપતા નથી.

મૌનનું આ એકાંત એટલે મનની સાથે વાત. આપણે આજે આ કરીએ છીએ ખરા? આપણે તો એકાંત મનથી ડરીએ છીએ. જરાક નવરા પડ્યા કે રેડિયો ચલાવવા બેસો છો, પણ ક્યારેય શાંત બેસી મન સંગે વાત કરી છે? તો કેટલાય વિચારો તમને આવશે. આપણે અનુભવ્યું છે કે મંદિરમાં જઈને બેસવા છતાંય આપણા મનમાં ઠેકડા ચાલે છે. બહાર ન જણાય એટલા વિચારો એકાંતની શાંતિમાં ફૂટી ઊઠે છે. આપણે આ મૌનની શાંતિ શીખવાની છે; તો જ આપણને આત્માનો અવાજ સંભળાશે. એટલા જ માટે ઘણીવાર આપણે વ્યવહારમાં કહીએ છીએ કે 'તારા આત્માને, તારા અંતરને પૂછી જો '....માગીએ તો અંતરનો આ અવાજ જરૂર આવે.

ધ્યાનની આવી શાંતિમાં પેલા મારવા આવેલા બધાએ જોઈ લીધું કે સ્ત્રીની મશ્કરી ન કરી હોય, એની ચેષ્ટા ન કરી હોય, એની પ્રત્યે કુદૃષ્ટિ ન કરી હોય એવો કોઈ ન હતો. દરેક જણ શરમાઈ ગયો અને ધીરે ધીરે એક પછી એક ત્યાંથી સરી ગયો. સાધુએ આંખ ખોલી ત્યારે ત્યાં પેલી સ્ત્રી સિવાય બીજું કોઈ ન હતું.

સાધુએ બાઈને ત્યાંથી રજા આપી અને કહ્યું કે હવે તું તારા જીવનને નવસર્જન આપ. જે માણસ અંધકાર-

માંથી, ખીણમાંથી બહાર આવવા માગે છે તેને નવપ્રભાતનાં સુંદર દર્શન આમ જરૂર મળે છે.

'આત્મા સો પરમાત્મા' એમ જે કહ્યું છે તેનો અર્થ જ એ કે આપણો આત્મા એ કર્મ અને વાસનાથી ઢંકાયેલો પરમાત્મા જ છે. પાપભીરુ મન, ધીરે ધીરે કર્મ અને પાપથી મુક્ત થાય છે અને આત્મા પરની વાસના દૂર થતાં, એ પરમાત્માનો પૂર્ણ પ્રકાશ પામે છે.

પેલા ભિખારીને સોનામહોર માટે અંતરમાં જે કજિયો જાગ્યો તેનું નામ જ શ્રેયસ્ અને પ્રેયસ્નો વિવેક. જેઓ પોતાના મનને ધોઈને સાફ રાખે છે તેઓ શ્રેયસ્ને પહેલાં વધાવે છે; પણ જગતનો મોટો ભાગ તો પ્રેયસ્નો જ રસિયો હોય છે.

આને માટે રોજ શાસ્ત્રોનું સેવન, વાચન, શ્રવણ જરૂરી છે. ચોકીદાર જેમ આખી રાત જાગી આલબેલ પોકાર્યા કરે છે એમ આપણે જીવનમાં સતત સાવધાન રહેવાનું છે. કારણ, ઝોકું ક્યારે આવશે એની શી ખબર? આ માટે જીવનમાં પ્રતિપળની જાગૃતિ આવશ્યક છે.

એટલે આ પાપભીરુતાનો અર્થ એ છે કે આપણાથી પાપ થવું ન જોઈએ, અને થયું હોય તો ખૂંચ્યા કરવું જોઈએ. એવું જીવનમાં રહે ત્યાં સુધી ચેન ન પડવું જોઈએ. જેમ પથારીમાં કાંકરો કે પીન હોય અને તમે બેચેન બની જાઓ છો, એમ આપણને પાપ કરતી વખતે થવું જોઈએ. આપણને એ ખટકવું જોઈએ; 'આમ ન જ થાય' એવો

અવાજ સ્વાભાવિક રીતે અંતરમાંથી જાગવો જોઈએ.

આ ક્યારે આવે? આ આપણે આપણી અંદરથી શોધવાનું છે. જો કે બહારથી ધર્મી કહેવડાવનારા ઘણા હોય છે, પણ આમ અંતરને શોધવું ઘણું મુશ્કેલ છે.

જીવનની બીજી ઘણી ક્રિયાઓ સંયમથી શક્ય બને છે, પણ મન હાથ રાખવું એ વધુમાં વધુ અઘરું છે. એ મન આપણા હાથમાં ન આવે, એનો અવાજ આપણને સદાય સંભળાતો ન રહે ત્યાં સુધી બાકીનું બધું આકાશમાં ચિતરામણ કરવા જેવું છે.

ડૂબકી મારી મનને શોધવું એ કાંઈ બે પાંચ વ્યાખ્યાનો સાંભળ્યે નહિ બને; એને માટે તો જન્મભરની સાધના જોઈશે.

આપણે સાંભળીએ છીએ કે 'જેવી કરણી તેવી પાર ઊતરણી', આ કુદરતનો નિયમ છે. ખુદ ભગવાન મહાવીરનેય નરકે જવું પડ્યું છે. ત્યાં કોઈની લાગવગ ચાલતી નથી. ત્યાં જે સહાયક બને છે તે, આપણા આત્માનું પુણ્ય.

આપણે જીવનના સંજોગોમાંથી લપસી ન પડીએ એ માટે આ છઠ્ઠો સોપાનમંત્ર આપણને અપાયો છે. જગતમાં બળવાન લાગતા માણસે પણ અંતરમાં આ પાપભીરુતા સદા જાગૃત રાખવાની છે.

આવો પાપભીરુ માણસ આ લોકમાં કેમ વર્તે, વિચારે અને પરલોકમાં કેમ શાંતિ પામે એ હવે પછી જોઈશું.

તા. ૧૯-૭-૬૦

## પાપભીરુતા

**પાપભીરુ**નું હૃદય એવું તૈયાર હોય છે કે એ બીજી રીતે અભય હોય. કોઈની પરવા ન કરે પણ પાપનું કામ કરતાં તો એને કંપારી જાગે. આપણામાંનો મોટો ભાગ પાપનો વિચાર જ કરતો નથી. જે લોકો આવા છે તે વધુ બીકણ હોય છે. પાપ કર્યા પછી એમનું શું થશે, પકડાઈ જશે તો! વગેરેથી ડરતા હોય છે. જ્યારે માણસ પાપભીરુ હોય, પાપથી ડરે એ બીજાથી નિર્ભય રહી શકે છે. આપણે યાદ રાખવું જોઈએ કે એક પાપ, પછી અનેક ભયને જગાડે છે, ઊભા કરે છે.

સાચો પાપભીરુ તો સમાજ, દેશ અને રાજ્યને પણ સહાયરૂપ હોય છે. આવો માણસ રાજ્યના, સરકારના નિયમોને મન, વચન, કાયાથી પાળતો હોય છે; એનો ભંગ ન થાય એનું ધ્યાન રાખે છે. કર ન ભરવો, દાણ-ચોરી છુપાવવી, આયાત-નિકાસના પ્રતિબંધનો માલ મેળવવો કે મોકલવો–આ બધું એનાથી ન જ થાય. આ સદ્‌ગુણના અભાવે આજે તો આખો સમાજ આવો ચોર થવા લાગ્યો છે; ત્યાં માત્ર રાજ્ય અને પ્રધાનોને દોષ દેવાનો શો અર્થ ?

રાજ્ય અને પ્રધાન એટલે કોણ ? આપણે પોતે. પ્રધાનો કંઈ ઉપરથી નથી આવતા. એ ચૂંટણી દ્વારા આવે છે. પણ આવે છે તો સમાજમાંથી જ ને ? માણસની પોતાની અંદર જો ન્યાય, કાયદાનો આદર નહિ હોય, જીવનમાં સિદ્ધાંત નહિ હોય તો રાજ્ય ગમે તેટલા કાયદા કરશે પણ તેને

સમાજ તોડશે. આ માટે પ્રજાના જીવનનું ન્યાયધોરણ બદલવું જોઈએ, એમને ઊંચી દૃષ્ટિ આપવી જોઈએ.

એક ન્યાયાધીશ હતા. અત્યંત જરૂરી કામે એમને એક ઠેકાણે જલદી પહોંચવું પડે તેમ હતું. ગતિમર્યાદાના નિયમનો ભંગ કરી, પોલીસની ચોકી વટાવી એ ઝડપથી મોટર હંકારી ગયા. પોલીસે પણ સાહેબની મોટર હતી એટલે ન રોકી. પણ કામ પૂરું કરીને સાહેબ પોલીસ-ચોકીએ પાછા આવ્યા અને નિયમભંગ માટે જાતે નામ નોંધાવ્યું. તેઓ માનતા હતા કે સમાજની પ્રત્યેક વ્યક્તિએ ખુદ પ્રજાજન, પોલીસ અને ન્યાયાધીશ બનવું જોઈએ; તો જ સમાજ ઊંચો આવે. એમણે એમ કર્યું.

આમ આપણે જાતે રાજ્યના કાયદા પાપભીરુતાથી પાળવા જોઈએ. આજે તો વેપારી, કાયદામાંથી ફાયદા શોધવા પાછળ પડ્યો છે. જ્યાં સુધી પ્રજાજનના હૃદયમાં આવો પલટો નહિ આવે ત્યાં સુધી બહારના કાયદાથી શો હેતુ સરવાનો છે!

પાપભીરુએ જેમ રાજ્યના કાયદાને માન આપી જીવવાનું છે એમ જ સમાજની અંદરનાં કેટલાંક કાર્યોને ઘૃણામય, ત્યાજ્ય ગણવાં જોઈએ. આ માટેની હવા પેદા થવી જોઈએ. આજે તો આપણે ત્યાં સમાજનું કાંઈ બંધા-રણ જ નથી. વ્યક્તિ ફાવે તેમ વર્તે છે, સ્વચ્છંદતાથી જીવે છે.

પણ એક કાળ એવો હતો કે જ્યારે માણસ પોતાની

જાતથી અને સભ્ય સમાજથી તેમ જ પવિત્ર લોકોથી ડરતો. અમુક કામ સભ્ય પુરુષથી ન જ થાય, એમ માનતો. આજે એ મર્યાદા રહી નથી. આજે તો સ્વતંત્રતાને નામે માણસે સ્વચ્છંદતાને જીવનમાં પ્રસરાવી દીધી છે. પાપભીરુ માણસે સમાજના સર્વ નિયમોનું પૂરી રીતે ને ભવ્યતાથી પાલન કરીને જીવવું જોઈએ.

પાપભીરુની ત્રીજી દૃષ્ટિ એ ધર્મપ્રત્યેની એની સમજણ છે. ધર્મનો પ્રદીપ બધી બાજુ પ્રકાશ પાથરે છે. એ માને છે કે ધર્મી થઈને જીવે તેને પાપ કરવું ન જ પડે. કહ્યું છે કે, 'धर्मो रक्षति रक्षितः' માણસ જો ધર્મથી જીવે, ધર્મનું જીવનમાં રક્ષણ કરે તો ધર્મ એનું જરૂર રક્ષણ કરવાનો. પણ આજે તો લોકો ધર્મને નિષ્ફળ કરી રહ્યા છે; તો પછી જીવનને શાનો આધાર, કોનું શરણ રહેશે? ધર્મવૃક્ષને તોડીને માણસ ક્યાંથી શાંતિ પામી શકવાનો છે? માટે જ કહ્યું છે કે–'धर्मो हन्ति हन्तः' ધર્મનો નાશ કરશો તો તમારું સર્વ જીવન અભિશાપરૂપ બની જશે.

તા. ૨૦-૭-'૬૦

## અશઠ એટલે સુરીલી સંવાદિતા

ઘણા માણસો મોક્ષ, સ્વર્ગ કે નિર્વાણની ઇચ્છા કરે છે; પણ 'મારે જોઈએ છે' એમ માત્ર કહેવાથી જ એ પ્રાપ્ત ન થઈ શકે; એ માટે સોપાન ચડવાં જોઈએ. આથી, આ પુસ્તકની વિશિષ્ટતા એ છે કે એમાં આવાં સોપાન બતાવવામાં આવ્યાં છે. આ સોપાન એટલે સદ્‌ગુણો. એ સદ્‌ગુણો ઉપર ચડવા માંડો એટલે ઉત્તરોત્તર આનંદ જડશે અને છેવટે કર્મમાંથી મુક્તિ મેળવતાં, મોક્ષ લાધશે. સાધન વગર કોઈ સાધ્ય શક્ય નથી બનતું; એટલે આ સદ્‌ગુણોરૂપી સાધનોનો અમલ કરીએ તો જ આપણે મોક્ષરૂપી સાધ્ય પામી શકીએ.

શઠતાવાળો માણસ જે કરે તેની પાછળ તેની મેલી રમત રહેલી હોય છે. તેની આંખ, ચેષ્ટા, હાવભાવમાં માયા રમતી હોય. જેના હૃદયમાં ક્રૂરતા રમતી હોય તેનું હાસ્ય અને રુદન બેઉ માયાવી હોય છે. પાછળથી ઘા કરે એવા આ માયાવી માણસો, અંદર પડદો રાખીને વર્તે છે. એમની ચેષ્ટા, એમનું હાસ્ય બધું જ ભયંકર હોય છે. એ રડે છે તો ય સમાજનો લાભ લેવાને લોભે;

બીજાનાં હૃદયને પિગળાવી લાભ લેવા માટે જ એ આંસુ સારે છે.

આવો માયાવી માણસ એટલે કોણ? જે પોતે જેવો છે તે ન બતાવે, અને એનામાં જે નથી તે બતાવે તે. અને દુનિયા એવાને જ મુત્સદ્દી કહી શાબાશી આપે છે. એ કદાચ દુનિયામાં જીતી ગયો લાગે છે, પણ એના જીવનમાં એ હારી ગયેલો હોય છે. એટલે પ્રત્યેક માણસે આવી શઠતાનો ત્યાગ કરવો જોઈએ.

માયા વગરની અશઠતાભરી આરાધના જે કરે છે તેને જ મહાનતા વરે છે. પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજે આથી જણાવ્યું કે જે કપડાં ન પહેરે, દિગંબર રહે, સૂકાઈ ગયેલું અન્ન ખાય, તપશ્ચર્યા વગેરે કરે, છતાં જો એનું મન માયામાં રંગાયેલું હોય તો એને અસંખ્ય જન્મો લેવા પડશે.

માયાથી ભરેલું મન એ ખોટું છે. માટે જે કાંઈ પ્રવૃત્તિ, ક્રિયા, આરાધના કરો તે માયા વગરની કરો. અશઠ માણસ બીજાને છેતરે નહિ; એ માયાની જાળ રચતો નથી; જ્યારે શઠ માણસ એની આસપાસ માયાની જાળ ઊભી કરી એક હવા ઊભી કરે છે. પણ આમ છતાં એનામાં કોઈ વિશ્વાસ રાખતું નથી.

આ દુનિયામાં માણસ માટે મોટામાં મોટી જીવનની ભેટ હોય તો તે લોકોનો વિશ્વાસ મેળવવો તે છે. જે માનવી આમ બીજાનો વિશ્વાસનીય નથી બની શકતો, તે

માનવીએ બીજું બધું મેળવ્યું હશે છતાં એ કાંઈ જ ન મેળવ્યા બરાબર છે.

માયાવી માણસ ધીમે ધીમે ગુરુ, મિત્ર, દેવ, માબાપ બધાને છેતરતો થાય છે. એની એ માયા વધતી જ જાય છે. આવો માણસ આરાધનામાંય પછી દંભ કરતો થાય છે. એની આરાધના, એના તપ, પાછળ પણ એ જ વૃત્તિ હોય છે કે બીજાઓ મારા કરતાં પાછળ રહે. આત્મ-કલ્યાણના આ દેખાવ પાછળે ય એની માયા જ હોય છે. આમ છળ-કપટ અને પ્રપંચ કરનાર માણસ એના આવા જીવનને પરિણામે નીચે પાડે છે.

અશઠતાભર્યું જીવન એટલે શું? જેવું મનમાં તેવું વચનમાં; અને જેવું વચનમાં તેવું ક્રિયામાં. આ ત્રણે ય વચ્ચે સુસંવાદ જોઈએ. કહ્યું છે કે,

यथा चित्तं तथा वाचो यथा वाचो तथा क्रियाः ।
धन्यास्ते त्रितयं येषां विसंवादो न विद्यते ॥

બાળકને માયા કરતાં આવડતું નથી તેથી એના અંતરમાં લાગે તેમ જ એ વર્તે છે. માણસ જો બાળક પાસેથી આટલી પણ શિખામણ લે તોય ઘણું છે. વિચાર, વાણી અને વર્તન ત્રણેમાં આવી સંવાદિતા આવવી જોઈએ.

સંગીતમાં જો ગીતના સૂર, વાદ્ય અને તાલનો સુમેળ ન હોય તો સુંદર સંગીત કેમ પ્રગટી શકે? એ ત્રણેય વસ્તુનો સમન્વય થવો જોઈએ. પણ આજે તો

તમારો આત્મદેવ જુદું ગાય છે. વાણીનું તબલું જુદું વાગે છે અને ક્રિયાની પેટી જુદે સૂરે બજી રહી છે. એટલે મન, વચન અને ક્રિયાની આ વિસંવાદિતા ન જાય અને ન રચાય ત્યાં સુધી સાચી સફળતા મળવી શક્ય નથી.

જૂના કાળમાં ઘરની વ્યક્તિઓમાં આવી સંવાદિતા હતી તેથી કુટુંબો સુખી હતાં: આજે તો ઘરનાં સગાં પાસે પણ, આપણી વાતો સાચી છે એ બતાવવા સોગન ખાવા પડે છે; અને એમ સોગન ખાઓ તોય સામી વ્યક્તિ એ વાતને આઠ આના જ સાચી માને છે. આનું કારણ એ છે કે જગતમાં માયા અને જૂઠ ખૂબ વધી ગયાં છે.

અભયા રાણીએ સુદર્શન શેઠને ફસાવ્યો અને શેઠે પોતાનો સંયમ સાચવ્યો, અકાર્યમાં ન ગયા ત્યારે રાણીએ શેઠ પર બળાત્કારનો આક્ષેપ કર્યો, બૂમો પાડી. આખું ગામ સત્ય જાણ્યા વગર સ્ત્રીના, અભયાના પક્ષમાં આવી ગયું. શેઠની પત્ની મનોરમાને કાને આ વાત આવી. એને તો શ્રદ્ધા હતી કે શેઠ મન–વચન–કાયાથી પવિત્ર છે. કોઈ પણ નારીના રૂપ પર પણ એ દૃષ્ટિ ન કરે. એણે પ્રાર્થના કરી કે, 'હે શાસનમાતા! દૈવી તત્ત્વ, અમારું શિયળ અને દામ્પત્યજીવન શુદ્ધ અને પવિત્ર હોય તો પ્રસન્ન થાઓ, નહિતર અત્યારથી જ હું અન્નજળનો ત્યાગ કરું છું.' એણે આવી પ્રતિજ્ઞા કરી, કારણ કે શેઠની પવિત્રતા માટે એની પત્નીને શ્રદ્ધા હતી. એના મન–વચન–કાયાના સંવાદમય સંગીતને એણે જીવનભર સાંભળ્યું હતું, એટલે

જ ગામ ગમે તે કહેતું, પણ પતિ ઉપર એને પૂરો વિશ્વાસ હતો. એના દિલમાં શ્રદ્ધાની જ્યોત જલતી હતી. જેવું એનું ચિત્ત એવી એની વાણી, અને જેવી એની વાણી એવું એનું વર્તન. એટલે શાસનદેવ પધાર્યા. એની અપૂર્વ શ્રદ્ધાથી શૂળી પણ સિંહાસનમાં ફેરવાઈ ગઈ. આમ માણસ ધારે તો એના ગૃહસ્થાશ્રમને પણ પવિત્રતાદ્વારા સ્વર્ગ બનાવી શકે છે.

પણ અંદરની વૃત્તિ ન બદલાય ત્યાં સુધી જીવનમાં આવો પલટો ન આવે. આ માટે પ્રથમ તો મન બદલાવું જોઈએ, અને એ કાંઈ એકદમ ન આવી શકે. એને માટે પૂર્વ તૈયારી જોઈએ. જેણે સાધુ બનવું છે એણે દરેક વૃત્તિને બદલવાની છે; જ્યાં સુધી વૃત્તિઓ સહેજે વિરક્ત ન બને ત્યાં સુધી બીજું બધું નકામું છે. જો મન વિરક્ત નહિ હોય તો એવો માણસ, સાધુ થઈને અહીં આવશે તો અહીં આવ્યા બાદ પણ એનો સંગ્રહ વધવાનો; કારણ કે એની એ વૃત્તિ ગઈ નથી હોતી.

વૃત્તિઓની નિર્મળતામાં જ ધર્મ છે. એ નિર્મળ થાય એટલે સંગ્રહનું મન જ ન થાય. પછી તો એને પરિગ્રહ ભારરૂપ લાગે. માથા પર વાળ વધતાં માણસ બેચેન થાય, તેમ આવો શુદ્ધ વૃત્તિવાળો માણસ પણ પરિગ્રહ વધતાં બેચેન થઈ જાય છે. વાળનો વધારો થતાં માણસ પૈસા ખર્ચીને પણ વાળ કપાવીને ભાર હળવો કરે છે, તેમ એ પણ ભાર ઓછો કરવા દાનની ઝંખના કરે છે.

આજે તો ધનિકોને એમ લાગે છે કે સાધુને પણ અમારા વગર ક્યાં ચાલવાનું છે! એથી એમનામાં આજે ગર્વ આવ્યો છે. એવા ધનિકો માને છે કે અમે સમાજના ઉદ્ધારક છીએ. આ દૃષ્ટિ બદલાવાની જરૂર છે.

આજથી સોળ વર્ષ ઉપરની એક વાત છે. એક સ્થળે એક સંત રહેતા હતા, અને તેઓ એક સંસ્થાનું સંચાલન કરતા હતા. એમની પાસે એક શેઠ આવ્યા અને કહ્યું કે આ ત્રણ લાખ રૂપિયા લો. સંતે માત્ર એક લાખ લીધા અને બે લાખ પાછા આપ્યા. બીજા વર્ષે ફરી એ શેઠ દાન આપવા આવ્યા. સંતે બેમાંથી એક લાખ લઈ એક લાખ પાછા આપ્યા. ત્રીજે વર્ષે એણે ત્રીજા લાખ સ્વીકાર્યા. પેલા ધનિકે કહ્યું કે ત્રણ વર્ષે ત્રણ લાખ લીધા તો એકી વખતે કેમ નહિ? સંતે જવાબ આપ્યો કે એકી સાથે મેં એ રકમ લીધી હોત તો તારામાં ગર્વ આવી જાત, અને તારું દાન નમ્રતાને બદલે અહંકારમાં પલટાઈ જાત. મારે તને સમજાવવું હતું કે પૈસાની લેવડ–દેવડ કરતાં માનવીનો દાનભાવ વધારે મોટો છે.

આટલા માટે જ કહેવાયું છે કે, 'પાંચ કોડીનાં ફૂલડાં, પામ્યા દેશ અઢાર.' પાંચ કોડીનાં ફૂલથી કુમારપાળને અઢાર દેશ કેમ મળ્યા? દાનની રકમ કરતાં એની પાછળ રહેલું દિલ, આપ્યાનો આનંદ–ભાવના એ વધુ મૂલ્યવાન હતાં માટે. આવો અર્પણભાવ હોય ત્યાં જ આનંદ આવે; એ ભાવ ન હોય તો અમરતાની પગદંડી હાથ લાગવાની

નથી. આ પગદંડીના દર્શન માટે દાન આવશ્યક છે. વાદળી જેમ વરસીને હળવી થતી જાય છે એમ માનવીએ દાન દઈને હળવા થઈ, આ આનંદ મેળવવો જોઈએ.

આપણા જીવનની પ્રત્યેક ક્ષણે આ ઉદારતા અને દાનની ભાવના જાગૃત રહેવી જોઈએ. ચિત્તની ઉદારતા વગર ખાલી આરાધનાનો શો અર્થ? આપણું પ્રથમ કાર્ય ચિત્તને કેળવવાનું છે. આ ચિત્તની કેળવણી એ બહુ મોટી વાત છે.

આ માટે આપણને સાતમો સદ્‌ગુણ બતાવ્યો છે. અશઠતા–શઠતાનો ત્યાગ. આવો માણસ નિર્મળ હૃદયવાળો હોય છે. એનું જીવન આંતર–બાહ્ય પારદર્શક હોય છે, ચિત્ત, વાણી અને ક્રિયા પણ પારદર્શક હોય છે. એના જીવનમાં ત્રણેનો સુસંવાદ હોય છે. આવો માણસ વિશ્વસનીય છે અને પરિણામે પ્રશંસનીય છે. એ ઉન્નત બુદ્ધિવાળો હોય છે; એની બુદ્ધિ સરાણે ચડેલી તલવારની ધાર જેવી તીક્ષ્ણ વિદ્યુતમયી હોય છે.

૨૧–૭–૬૦

## ધર્મી જીવનનું સાફલ્ય

**જે માણસ** માયા વગરનો હોય છે તે પોતાના આત્માનું તેમ જ આસપાસનું ભલું કરી શકે. ધર્મી કહેવરાવનારનું મન સ્વચ્છ અને પારદર્શક હોવું જોઈએ. સ્ફટિકપણું એ એની ખાસ વિશેષતા છે.

જેનું મન મલિન હોય, જે કપટી હોય, જે છળકપટ કરે તે કદાચ દુનિયામાં ધર્મી ગણાઈ જાય તો પણ એ વિશ્વસનીય નથી હોતો. લોકો કહેશે કે એનું મન ચોખ્ખું નથી, માટે એનાથી ચેતજો.

ધર્મી માણસ વિશ્વસનીય હોવો જોઈએ. લુચ્ચો કે મુત્સદ્દી નહિ. મુત્સદ્દી એવો હોય છે કે એનું મન કોઈને એ પામવા દેતો નથી, અને બીજાનું મન જાણ્યા વગર એ રહેતો નથી. લુચ્ચાનો સુધારેલો પર્યાયવાચક શબ્દ એટલે આ 'મુત્સદ્દી'.

ધર્મી માણસ સ્ત્રી, બાળક, વૃદ્ધ ગમે તેની પાસે જાય પણ એના ચારિત્ર્ય, એની સરળતા અને એની ક્રિયા માટે કોઈને ભય ન રહે. જેને કોઈ માયા નથી તે સાચો અશઠ.

ત્યારે ધર્મને માટે સાચો ઉચિત કોણ? જે અશઠ છે, જે માયા વગરનો છે, જે હૃદયનો સરળ છે તે જ

લોકોમાં વિશ્વસનીય અને પ્રશંસનીય બને છે. આમ અશઠ માણસ ઉચિત, વિશ્વસનીય અને પ્રશંસનીય હોય છે અને તેથી એની પ્રશંસા દીર્ઘકાળ ટકી રહે છે. ઉચિતતા વગરની પ્રશંસા લાંબી ટકતી નથી. આ એનો ભેદ છે. માણસ જેમ ઉચિત, વિશ્વસનીય અને પ્રશંસનીય હોય છે તેમ તે ભાવ-સાર હોય છે.

ધર્મીનું જીવન ભાવથી તરબોળ જોઈએ. માયા વગર-નામાં જ આવો ભાવ ટકે. આ સરળ ભાવના લાવવા માટે અંદરની કુટિલતા જવી જોઈએ, નહિતર ફૂલના જેવા સુંદર વિચારો એમાં રહે ક્યાંથી? જ્યાં સુંદર જમીન હોય, એને બરોબર પાણી મળે તો ત્યાં છોડ વિકસે અને પુષ્પ ખીલે. એ જ પ્રમાણે જ્યાં હૃદયની સરળતાનું ખાતર છે, ભાવ છે ત્યાં જ ધર્મની આવી ભાવના રહેવાની; છળકપટ હશે ત્યાં એ બળી જવાની.

દુનિયામાં એવા ઘણા હોય છે જેઓ ચમત્કાર કરી બીજાને રાજી કરી શકે, પોતાની આવડતાના પ્રદર્શનથી દોરી શકે; પણ જેનું મન–હૃદય શાંત અને પ્રસન્ન છે તેવા તો જગતમાં કોઈક જ મળે છે.

જગતમાં પૈસા, પ્રતિષ્ઠા, કીર્તિ, માન અને સ્થાનવાળા ઘણા મળશે, પણ જે માણસ મનને સદા પ્રસન્ન રાખી શકે તે સાચો ધર્મી છે. એવા લોકો ઓછા મળશે. બાકી તો કૃત્રિમ આડંબરવાળો, કામનાથી તરબોળ કામી પણ એમ જ બોલે છે. 'સંસાર અસાર છે.' માટે કહ્યું છે કે

એ લોકો તો

> "वैराग्यरंगः परवंचनाय
> धर्मोपदेशो जनरंजनाय ।
> वादाय विद्याऽध्ययनं च मेऽभूत
> कियद्ब्रुवे हास्यकरं स्वमीश ॥"

લોકોને રંજન કરવામાં એ સહાયક બને છે. એમને માટે કૃત્રિમતા, આડંબર અને પારકાની સહાય; આ ત્રણથી પ્રસિદ્ધિ સહેલી બને છે.

આવા માણસોનાં નાનાં કામ પૈસાને લીધે મોટાં થઈ જાય છે. એવા લોકો બહારથી ત્યાગી લાગે છે, મોં ઉપર ખોટા ભાવ બતાવે છે. એ બધી એમની બાહ્ય ચેષ્ટા હોય છે. એનાથી લોકોના મનનું રંજન થાય, પણ એનો આત્મા તો અંદરથી કુટિલ અને મલિન થતો જાય છે.

આવા લોકો આડંબર રાખે છે; ટોળાબંધ શિષ્યો, ભક્તો રાખે છે, જે એમની પ્રશંસા કરે અને પૈસા ખર્ચીને પણ છાપામાં પોતાનો પ્રચાર કરે છે. કૃત્રિમતા, આડંબર અને પૈસા ખરચીને જાહેરાત–આ એમનાં પ્રચારલક્ષણો હોય છે.

જગતમાં આવાની વાહ, વાહ થઈ જાય છે. લોકોનું મન એ રંજન કરે છે, પણ એનું મૂલ્યાંકન કરવાની શક્તિ આત્મામાં હોય છે. આત્મા આવા આડંબરથી નહિ, પણ સાચી કરણીથી જ ખુશ થાય છે.

જે આત્મા ધર્મી થવા માગતા હોય તે તો ભાવથી સારવાળું હૃદય રાખે છે. મન જ્યારે સરળ હોય ત્યારે આ બની શકે. ઘણા લોકો કામ કરીને પોતાની પ્રશંસા કરાવે છે, જ્યારે ભાવ-સારવાળા લોકોને પણ પ્રશંસા તો મળે છે પણ એમને એની સ્પૃહા નથી હોતી. નામના થાય તો તેને આપણાથી રોકી શકાતી નથી, પણ નામના મેળવવાની સ્પૃહા તો જરૂર રોકી શકાય છે.

ફૂલની પાસે આવી ભ્રમર ગુંજારવ કરે તેમાં વાંધો નથી. એમાં ફૂલનો દોષ નથી. એ ગુંજારવ સ્વાભાવિક છે. આમ માણસની લાયકાતને કારણે એને પ્રશંસા મળે તો ભલે; એ અનિચ્છનીય નથી.

આત્મા જ્યારે વાસ્તવિકતાનું દર્શન કરે છે ત્યારે એ ખુશ થાય છે. જ્યાં સુધી ભ્રમરને મધપાન નથી મળતું ત્યાં સુધી તેનું ગુંજન બંધ થતું નથી. આવી રીતે આત્માને જ્યાં સુધી વાસ્તવિક ગુણનું દર્શન ન થાય ત્યાં સુધી એને પ્રસન્નતા લાગતી નથી. આપણે સ્વજનને જોઈએ ત્યારે એ આહ્‌લાદ, એ રોમાંચ ત્યારે જ શક્ય બને-જો એમાં સ્નેહની વાસ્તવિકતા હોય.

આજે આપણું મન અવાસ્તવિકતા તરફ જઈ રહ્યું છે. આપણે આખો વખત બીજાનો વિચાર કરી એનું ધ્યાન કરીએ છીએ, પણ આપણું પોતાનું ધ્યાન ધરતા નથી.

તમે ભલે બધી કરણી કરો, પ્રવૃત્તિ કરો, પણ પછી દરેક વેળા મનને પૂછો કે એનાથી મારું મન, મારો

આત્મા પ્રસન્ન થાય છે? ન થયો હોય તો કયે કારણે નથી થયો? તપાસો. ભૂલ શોધી ભાવિ માટે કાળજી રાખો. વ્યાખ્યાન સાંભળ્યા બાદ એના ઉપર વિચાર કરો. શું મળ્યું? કયો વિચાર, કઈ નવી દૃષ્ટિ મળી? કયો દોષ ગયો? કયા સદ્‌ગુણને પોષણ મળ્યું? આમ કરશો તો જ ચિત્ત એમાં તલ્લીન થતું જશે, લય પામશે અને આત્મા વાસ્તવિકતા તરફ ઢળશે.

સ્તવન પણ એવું કરો કે જેથી બીજાને આનંદ આવે. સ્તવનમાં આપણે રંગાઈ જવું જોઈએ. એ તો આપણા આત્માને પ્રસન્નતા અર્પે છે. આવી પ્રસન્નતા બીજાને પણ આનંદ જ આપશે. જ્યાં સુધી આ દૃષ્ટિ જાગે નહિ ત્યાં સુધી સત્યનું દર્શન નહિ લાધે.

માણસ બધું છોડી શકે છે પણ એ માયામાંથી નથી છૂટી શકતો. સાધુ થયેલો માણસ કંચન–કામિનીને છોડે છે, પણ એવાને પણ કીર્તિની ઝંખના છૂટતી નથી. પણ એ લોકો ભૂલી જાય છે કે માયાનું વચન, એ તો રમતનું વચન છે. માણસ જ્યારે પોતાની જાતને, પોતાના કાર્યને ઓળખી શકે, ત્યારે તે ભવ–સાગર તરી શકે છે. જે માણસ ખોટાને ખોટા તરીકે જોઈ શકતો નથી, પોતાની ભૂલ જોઈ શકતો નથી, એના જેવું ખોટું જગતમાં બીજું કાંઈ નથી.

કુસુમપુર નામનું એક નગર હતું. ત્યાં એક મકાન હતું. ત્યાં બે સાધુ રહેવા આવ્યા. એક ત્યાગી પણ

આડંબરી; બીજો શિથિલ પણ ગુણજ્ઞ. પેલા સરળ સાધુ પાસે જ્યારે ઘરધણી આવ્યો ત્યારે આ સરળ સાધુએ પેલા આડંબરી સાધુની પ્રશંસા કરી, ગુણગાન ગાયાં. આ સાધુ ગુણાનુરાગી હતો. જ્યારે શેઠે ઉપદેશ માગ્યો ત્યારે એણે કહ્યું કે શેઠ, ઉપદેશ તો પેલા તપસ્વી આપશે. શેઠ પેલા તપસ્વી અને આડંબરી સાધુ પાસે ગયા. ત્યાં તો આડંબરી સાધુએ ગુણાનુરાગી સાધુની નિંદા શરૂ કરી. આમ કરતાં એના પોતાના ભવની પરંપરા વધી ગઈ જ્યારે પેલા સરળ સાધુને એ જ ક્ષણે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

માણસ આજે એટલો વામણો થઈ ગયો છે કે એ બીજાની આવી વિરાટતા જોઈ શકતો નથી. પોતે નાનો છે એ જોતાં, એને બીજા માટે અદેખાઈ આવે છે.

પણ માણસમાં જ્યારે વિરાટતા આવે છે, જ્યારે એ મહાન બને છે ત્યારે પોતાના મોટા સદ્ગુણ એને નાના લાગે છે અને બીજાના નાના ગુણને એ મોટા જુએ છે. જે માણસ પોતાની લઘુતા જુએ અને બીજાની વિરાટતા જુએ, તે માણસ માટે જ વિકાસનો અવકાશ રહે છે.

માટે જ કહ્યું છે કે:—

परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यम् ।
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

આપણું કાર્ય બીજાને અનુમોદના આપવાનું છે. એનાં વખાણ કરો, પણ એને વખોડો નહિ. વાસ્તવિકતાને જોનાર માણસ ભૂલ જોઈ શકે છે. આથી જ તેને સુધરવાનો અવકાશ રહે છે.

અકબરે એક વખત બિરબલને કહ્યું કે આ મારી લીટીને કાપ્યાકૂપ્યા વગર નાની બનાવી દો. સૌને વિચાર આવ્યો કે તે શક્ય જ નથી. લીટીને ભૂંસ્યા વગર નાની કરાય જ કેમ? પણ બિરબલે નાનીની પાસે જ બીજી નવી, મોટી લીટી દોરી કે જેથી આપોઆપ અકબરની લીટી નાની દેખાવા લાગી.

આપણે જીવનમાં આનો બોધપાઠ લેવા જેવો છે. બીજાને નાના બનાવવાનું છોડી, આપણે વિરાટ, મોટા બનવા મથવું જોઈએ. જો તમે બીજાને નાના બનાવવામાં જ રહેશો તો તમે મોટા ક્યારે થશો? દુર્ગુણવાળા માણસને દુર્ગુણી ન કહો, માત્ર તમે વધુ સદ્‌ગુણી બનો. લોકો એ દુર્ગુણ અને સદ્‌ગુણનો ભેદ બરાબર સમજી શકવાના છે; એને કાંઈ કહેવા જવાની જરૂર નથી. બીજાની નાનમ ન જુઓ; તમારું જીવન વિરાટ બનાવો.

એક ઠેકાણે બે ડોસીઓ રહેતી હતી. એકનું નામ રિદ્ધિ, બીજીનું નામ સિદ્ધિ. સિદ્ધિ ઈર્ષ્યાળુ હતી; એ બીજાની મહાનતા જોઈ શકતી ન હતી. આમાં ને આમાં ઈર્ષ્યાથી એ પહેલાં પેન્સિલ જેવી હતી, તે હવે સોય જેવી બની ગઈ. એને મનમાં થયું કે પેલી રિદ્ધિની સંપત્તિનો નાશ કરું તો મને ખરો આનંદ આવે. કારણકે એનાથી બીજાનો ઉત્કર્ષ જોઈ શકાતો ન હતો.

આ કારણે એણે તપ કર્યું. તપથી દેવ પ્રસન્ન થયા. એણે પૂછયું કે આમ બળી કેમ રહી છે? એણે કહ્યું કે રિદ્ધિનો ઉત્કર્ષ જોઈ હું બળી રહું છું. માટે દેવ! તમે મને

સુખી કરો; એટલું જ નહિ પણ પેલી રિદ્ધિને દુઃખી કરો. દેવે કહ્યું કે એ તો ન થાય. કારણકે એનું પુણ્ય પ્રબળ છે. પણ આટલું થઈ શકશે. તું જે માગીશ તેનાથી એને બમણું મળશે. સિદ્ધિએ કહ્યું, કે 'તો એમ તો એમ.'

દેવે કહ્યું, 'તથાસ્તુ.'

પેલી સિદ્ધિએ એક ઘર અને દરેક ઓરડામાં એક કૂવો માગ્યો. એને એક તો રિદ્ધિને બે ઘર અને દરેક ઓરડામાં બે કૂવા મળ્યા. પછી પોતે કહ્યું કે મારી એક આંખ ફૂટે કે જેથી પેલીની બે ફૂટે; એ આંધળી થાય અને કૂવામાં પડે. આમ જોશો કે બીજાની અદેખાઈ ખાતર એ પોતાની એક આંખ ફોડીને પણ બીજાનું ખરાબ કરવા ઝંખતી હતી.

માણસની આ બળતરા, તુચ્છતા અને અદેખાઈ આજે આપણા ઘરમાં પણ ઝઘડા લાવી રહી છે. આજે ઘરમાં આપણને ખાવા ખોરાક છે, પહેરવા કપડાં છે અને છતાં દેરાણી-જેઠાણી નાની નાની વાતોમાં કલહ કરે છે. પણ જીવનને જો સુખી કરવું હોય તો નાની નાની આવી તુચ્છ વાતો પ્રત્યે આપણે ઉપેક્ષા સેવી ઉદારતા કેળવવી પડશે.

આપણે જીવનમાં બિરબલની મોટી લીટી અને સિદ્ધિની ઈર્ષ્યાને ધ્યાનમાં રાખવાની છે. જેઓ ધર્મમાં આગળ વધવા માગે છે તેમણે બીજાની લીટી નાની કરવા કરતાં, પોતાની લીટી જ મોટી કરવાની છે. આ જ આપણા જીવનની સફળતાનો સાચો મંત્ર છે.

૨૨-૭-'૬૦

## સુદાક્ષિણ્ય

આઠમો ગુણ એટલે સુદાક્ષિણ્ય.

જેનામાં દાક્ષિણ્યભાવ હોય તે માણસ બીજાને શુભમાં સહાયતા કરવા તૈયાર થાય છે. જીવનમાં આવું દાક્ષિણ્ય જોઈએ. જ્યાં સુધી એ ન આવે ત્યાં સુધી માણસ માત્ર સ્વાર્થ ખાતર જ જીવે છે, અને સ્વાર્થની સાધુતામાં મગ્ન રહે છે. એવો માણસ તો શ્વાન જેવો ગણાય. માત્ર સ્વાર્થ અર્થે ઘેલો એવો શ્વાન, સ્વાર્થની ખાતર લાકડીનો માર પડે તોયે સહન કરે છે; કારણ કે એ માને છે કે ત્યાંથી જ રોટલો મળવાનો છે. પણ માનવીએ તો આના કરતાં વધુ વિશિષ્ટતા બતાવવાની છે. આ માટે માનવીમાં પરમાર્થનું તત્ત્વ આવવું જોઈએ.

જેની આંખમાં સુદાક્ષિણ્યભાવ છે, એની પાસે જ્યારે કોઈ માણસ દુઃખ રડતું આવે ત્યારે એ એને સહાયતા કરે છે. જ્યાં જઈને દુઃખી લોકો પોતાનાં હૈયાં ઠાલવી શકે એવાં સ્થાનો આજે રહ્યાં નથી; જગતમાં આજે આની મોટી ખોટ છે; આપણે એ ખોટ પૂરી કરવાની છે.

શહેરીઓનાં જીવનમાં જોશો તો એનું દરેક ડગલું

અને પગલું માત્ર સ્વાર્થ માટેનું જ હોય છે. ઓટલામાંથી મહેલ થઈ જાય તો પણ સ્વાર્થની એવી વૃત્તિ જતી નથી. માણસ આમ જો પોતાનો જ વિચાર કર્યા કરે ત્યાં સુધી માનવતા કેમ પાંગરે ? માનવીએ પોતાનું જીવન લીલું રાખવું હોય તો એના હૃદયમાં ભીનાશ, આર્દ્રતા આવવી જોઈએ. જેનામાં દાક્ષિણ્યભાવ હોય છે, તેનું હૃદય આવું ભીનું હોય છે; એ સ્નેહાળ હોય છે, અને તે બીજાને સહાનુભૂતિ બતાવી સહાયક બને છે. આવા માણસને કોઈ યાચના કરે તો એ કહે કે, તારા દુઃખને દૂર કરવા હું મારાથી બનતું બધું જ કરીશ. જૂના કાળમાં આવા લોકો દરેક સ્થળે મળી રહેતા, અને તેમની પાસે જઈ લોકો પોતાના અંતરનું દુઃખ ઠાલવતા. આજે તો બીજાનું દુઃખ સાંભળવાની ધીરજ પણ આપણામાં રહી નથી, તો સહાયક તો ક્યાંથી જ થવાના ?

એક શહેરના નગરશેઠ ગુજરી ગયા ત્યારે એમને અંજલિ આપતાં કવિ મેઘાણીએ કહેલું કે એ માણસ મોટા હતા પણ એનો ઓટલો નાનો હતો. કહેવાનો આશય એ હતો કે રસ્તે ચાલતો વૃદ્ધ પણ શેઠ પાસે આવી ફરિયાદ કરી શકતો. વગર તકલીફે એ નગરશેઠ સૌનું સાંભળતા. દરેકને માટે એનાં દ્વાર સદાય ખુલ્લાં હતાં. દુઃખી લોકો તો આવાની પાસે જાય; મહેલમાં બેસી રહેનાર પાસે કોણ જવાનું હતું ?

જૂના કાળમાં માણસ જેમ જેમ મોટો થતો જતો

તેમ તેમ એનામાં ગુણો વધતા. નાના લોકો સાથે પણ એ સંબંધ રાખતો, અને એનું દુઃખ સાંભળી એ સહાનુભૂતિ બતાવતો. કુટુંબમાં પણ જો આવી એકાદ વ્યક્તિ હોય તો કુટુંબનાં બીજાં બધાંમાં પણ એ ભાવ ધીમે ધીમે આવે.

'महाजनो येन गतः सः पन्थाः'ની જેમ મોટાંઓએ નાનાંઓને યોગ્ય માર્ગે લાવવા માટે પ્રથમ પોતાનું જીવન દાક્ષિણ્યભર્યું, પવિત્ર અને પરોપકારી બનાવવું જોઈએ. નાનાંઓ એ જોઈને એમનું અનુકરણ કરશે. માટે આપણો ધર્મ એ છે કે આપણે પહેલાં સુધરવું અને આપણા જ્ઞાનને અમલમાં મૂકવું.

આવો દાક્ષિણ્યભાવવાળો માણસ એટલો પરોપકારી હોય છે કે એ સ્વકીય લાભ અને બીજાના લાભ વચ્ચે તોલ કરે છે. બીજાનું કામ વધુ જરૂરી હોય તો એને સહાય કરવા એ પ્રથમ તૈયાર થાય છે; પોતાના પાંચ રૂપિયાના ભોગે પણ એ બીજાના પાંચ હજાર બચતા હોય તો તેમ કરવામાં સહાય કરે છે.

આવો માણસ અનેકને સહાયક બની શકે. પણ આજે તો માણસ, 'સમય નથી' કહીને કોઈને મદદ કર્યા વિના જ ભાગ્યો જાય છે. આવા માણસો પહેલા નંબરના નવરા હોય છે, પણ પ્રમાદી અને આળસુ હોવાથી 'મારે સમય નથી' એમ કહી ખોટો બચાવ કરે છે.

સાચો અને ઉદ્યમી માણસ તો સમયમાંથી પણ સમય કાઢે છે, જ્યારે પ્રમાદીનો સમય તો એની આળસ

જ ખાઈ જાય છે. પંડિત નેહરુ પણ હમણાં 'આરામ હરામ હૈ'નો સંદેશ આપી રહ્યા છે. ભગવાન મહાવીરે તો આજથી પચીસસો વર્ષ પહેલાં કહેલું કે એક ઘડીનો પણ પ્રમાદ કરશો તો, ઉધઈ જેમ ઘર અને ઝાડને કોરી ખાય છે, તેમ એ પ્રમાદ તમારા ગુણોને ખાઈ જશે.

તમારામાંના ઘણા સવારે આળોટવામાં, તંદ્રામાં કલાકો નકામા બગાડો છો, નકામા વિચારોમાં કલાકો ગાળો છો. પણ આ નકામા વિચારો અને ચિંતા, તમારા અંતરને કોરી ખાશે; માટે એવો સમય જ એને ન આપો. આંખ ઊઘડતાં જ કૂદીને ઊભા થાઓ, ભગવાનનું નામ લો, સુંદર વિચાર કરો અને કામ કરો. યાદ રાખજો કે કામથી કોઈનો આત્મા થાકતો નથી; કામથી એ ઘરડો પણ થતો નથી; કામ જ માણસને તાજો અને તંદુરસ્ત રાખી શકે છે.

ધર્મ આપણને કદીય નિર્માલ્ય બનવાની વાતો નથી કરતો. ધર્મનું કામ તો 'મૃત્યુ મારો મિત્ર છે,' એમ કહીને આગળ વધારવાનું છે. ધર્મીને મૃત્યુનો ડર કદીયે હેરાન કરે જ નહિ.

સુદાક્ષિણ્યવાળો માણસ એની પ્રવૃત્તિઓમાંથી પણ સમય કાઢીને, સ્વકીય વ્યવહાર બાજુએ મૂકીને પણ દાક્ષિણ્યતાને લીધે પરોપકારનું કામ કરવા તૈયાર થઈ જાય છે. આવા માણસને 'ગ્રાહ્ય વાક્ય' કહેવામાં આવે છે, એનું વચન પડ્યા પહેલાં લોકો ઝીલી લે છે.

પણ આવું ક્યારે બને? જો તમે લોકોને માટે ક્યારેક કાંઈક પણ કર્યું હોય તો આમ થાય. આજે તો આપણે અપેક્ષા વધુ રાખીએ છીએ અને ઉપેક્ષા વધુ કરીએ છીએ. પણ લોકોની ઉપેક્ષા કરીને આપણે અપેક્ષા કેમ રાખી શકીએ? ઘણી વાર, 'અમુક માણસે મારું કામ કર્યું નહિ' એમ તમે ફરિયાદ કરો છો; પણ એ વખતે જાતને જરા પૂછો તો ખરા કે તમે એનું આજ સુધીમાં કેટલું કર્યું છે?

બાળક અને માબાપ, શેઠ અને નોકર, પ્રધાનો અને પ્રજા–આજે એક બીજાને આ જ પ્રશ્ન પૂછે છે કે તમે અમારા માટે શું કર્યું છે? ચૂંટણીવેળા મત લઈ ગયા પછી, પ્રધાન મોં બતાવે છે ખરા? અને છતાં એ અપેક્ષા તો રાખે જ છે કે હું કહું તેમ તમે કરો; મત મને જ આપો. પણ આમ માત્ર ભાષણો ઝીંકવા, એ કાંઈ સેવા ન કહેવાય.

પાલિતાણામાં આગમ–મંદિરનું કામ ચાલતું હતું. તે વખતની એક વાત છે. આગમ–સંશોધન માટે પૂ. આચાર્ય શ્રી આનંદસાગરસૂરિજી મહારાજ અવિરત કામ કરી રહ્યા હતા. એમનું કામ જોઈનેય બીજાને થાક લાગી જાય એટલો શ્રમ એ લેતા. મેં પૂછ્યું, 'મહારાજશ્રી! આટલી તકલીફ શા માટે લો છો?' એમણે કહ્યું, 'આ કાંઈ તકલીફ ન કહેવાય; મોજ કહેવાય; અત્યારે તો પ્રત્યેક પળને જ્ઞાનથી ભરવાની છે; વધુ સમય જ કયાં છે?"

આનું મૂલ્ય કદાચ આજે આપણને નહિ સમજાય. એ વાતો તો જૂના ગોળની જેમ વર્ષો પછી વધુ મૂલ્યવાન લાગશે. આવા સમર્થ જ્ઞાની ગુરુ પણ, જો કોઈ સાધુ માંદો પડે તો એની શાતા માટે, આવા જ્ઞાનની સેવાને પણ છોડી દેતા, અને માંદા પાસે દોડી જતા. જ્ઞાનની આવી મહાન સાધના સંગે શુશ્રૂષા અને શ્રમ કરતાં પણ જ્ઞાનીએ આમ શીખવું જોઈએ.

તમે બીજાની પાસેથી કામ લેવા માગતા હો તો પહેલાં તમે એનું કામ કરી આપો. આજના ઘર-ઘરના અને સમાજના ઝઘડા, આને લીધે જ છે: કારણ કે માણસ ઉપેક્ષા કરીને અપેક્ષા ઝંખી રહ્યો છે.

વિક્ટર હ્યુગોમાં એક પ્રસંગ આવે છે. એક સામાન્ય પાદરી હતો. એકવાર રસ્તામાં એણે કોઈ ગૂમડાંવાળો માણસ જોયો. વેદનાનો માર્યો એ રિબાતો હતો. પોતાનું કામ છોડી એ પાદરી ત્યાં રોકાયો અને પેલાને મદદ કરી. તે સમયે બાજુમાંથી અસંખ્ય લોકો પસાર થઈ ગયા. કોઈએ ત્યારે તો પેલાને મદદ ન કરી, પણ દરેક જણના અંતરમાં થયું, "વાહ! આ કેવો સેવાભાવી!" અને પરિણામે એનું આ સેવાકાર્ય હજારોની આંખમાં જડાઈ ગયું, પ્રેરક બન્યું.

આ માણસને મહાન બનાવનાર કોણ? પેલા ગૂમડાં-વાળા માનવીનો પ્રસંગ. આવા પરોપકારના નિમિત્તમાં જ ખરો સ્વઉપકાર રહેલો છે. યાદ રાખજો કે બાજુના પડો-શીને ત્યાંની આગ બુઝાવશો તો એમાં તમારી પણ સલામતી

રહેલી છે; ગુલાબદાનીથી બીજા પર ગુલાબજળ છાંટવા જશો તો તમને પણ એની સુગંધ જરૂર મળવાની જ છે.

આવા લોકોનું વાક્ય ગ્રાહ્યવાક્ય બને છે. એવાનો પડ્યો બોલ તરત ઝિલાય છે. બાકી તો ડોસો પડ્યો પડ્યો બોલે કે, 'અલ્યા, કોઈ પાણી તો પાઓ' ત્યારે ઘરનાં માણસ સંભળાવે : 'તમે ક્યાં કોઈ દિવસ કોઈને પાણી પાયું હતું કે તમને કોઈ પાય !' આ દશા માણસની થવાની. માટે અત્યારથી જ એનાથી ચેતજો.

ધર્મી માણસે એના જીવનથી, આચારથી એવી હવા ઊભી કરવી જોઈએ કે એનો બોલ તરત ઝિલાય. આ ક્યારે આવે ? તમે બીજાઓ માટે પ્રથમ એવું કાંઈ કરીને જીવો તો ! આ તત્ત્વ આપણામાં પ્રથમ આવવાની જરૂર છે.

ખરી રીતે જોશો તો સમાજ કદી કૃતઘ્ની નથી બનતો. એ તો પુષ્પ નહિ તો એની પાંખડી પણ પાછી આપે જ છે. આપણું કરેલું કાર્ય કદી નિષ્ફળ જતું નથી. આજે કદાચ એ નહિ પાકે, તો નવી વર્ષાએ, બીજે ચોમાસે પણ પ્રગટ થશે જ. બી વાવ્યાં હોય તો ફળ આવ્યાં વગર રહે જ નહિ. હા ! વહેલું-મોડું ફળે એટલું જ. પણ ફળે એમાં તો શંકા નથી. આ શ્રદ્ધા કદી ન છોડતા.

તા. ૨૩-૭-'૬૦

## દાક્ષિણ્યમયી દાનભાવના

**સુદાક્ષિણ્યવાન** આત્મા કેવો હોય એ આપણે જોઈ રહ્યા છીએ. પોતાના કુટુંબને માટે તો પશુપંખી પણ પ્રયત્ન કરે છે. આને માટે સુગરીનો માળો જુઓ : એની ગૂંથણી જોઈને ભલભલા કલાકારો પણ સ્તબ્ધ થઈ જાય છે. પશુ-પંખી આ બધું જ કરે છે અને કેટલીકવાર તો માનવી કરતાં પણ સારી રીતે કરે છે.

પશુપંખીની, એના કુટુંબ પ્રત્યેની જવાબદારી તો જૂઓ. સારસની જોડી એક બીજા પ્રત્યે કેવી સ્નેહાળ હોય છે! માણસમાં આજે એટલી વફાદારી છે ખરી? પોતાનાં બાળકો-સ્ત્રીને છોડી પુરુષો આજે કલબોમાં રખડે છે. પણ પંખીની જવાબદારી એટલે પૂરી જવાબદારી. એ બીજાને માટે તાપ, શ્રમ, દુઃખ સહીને સાથે રહે છે. માનવી આજે પંખી જેટલુંય કરે છે ખરો?

સંસારના સુંદર દાંપત્ય–જીવન માટે સુગરીના માળા તરફ કે સારસની જોડલી તરફ નજર કરવી જોઈએ. એ એક બીજા ખાતર ઝૂરીને પ્રાણ દઈ દે છે. ભગવાનના સ્તવનની અંદર પણ કવિએ પંખીની ઉપમા લીધી છે. એ જ વાત

કહી છે કે, હે પ્રભુ ! હું તને ચક્વાક અને ચક્વાકીની જેમ ચાહું છું. તેઓ એક બીજા માટે ઝૂરે છે, તેમ હું તારા દર્શન માટે તલસું છું. આ સુંદર ઉપમા આપણને પંખી પાસેથી મળે છે. આપણે એ જોવાનું છે કે તમારું સંસારનું દામ્પત્યજીવન આજે ચક્વાક–ચક્વાકી જેવું, પંખી જેવું ય રહ્યું નથી. પંખીમાં દિલ અને ભાવની એકતા હોય છે. ઝૂરતા સારસની આંતરવ્યથા જૂઓ તો આ જણાશે.

પણ અમરતાનો વારસો તો માત્ર માનવીને જ મળેલો છે. માનવીએ પંખીની જેમ સાથે રહીને માત્ર મરવાનું જ નહિ, પણ અમર બનવાનું છે. નહિતર તમે એ માનવ નામને શોભાવશો નહિ. મનુષ્યે સાયુજ્ય ભાવથી સાથે ઊંચે ઊડવાનું છે.

જ્યારથી આ જન્મમરણની ગાડીમાં બેઠા, ત્યારથી એ ગાડી એના અંતિમ ધ્યેય તરફ ચાલ્યા જ કરે છે. વાતોમાં અને પ્રવૃત્તિમાં તમારું જીવન વહી રહ્યું છે; કાળનો પ્રવાહ એને ઘસડી રહ્યો છે. આ માટે આપણી આંખો ક્યારે ઉઘડશે ?

આ કાળનો પ્રવાહ ક્યારેક તો બે આત્માને છૂટા પાડી દેવાનો જ છે. અને તેમ થશે તો તમે ક્યાં ભેગાં થશો ? નેમ-રાજુલની જોડી જેવા ઉદાત્ત, ઊર્ધ્વગામી બનવાની કલ્પના કદી આવે છે ? મોક્ષમાં પણ ભેગાં. આનું નામ જ આદર્શ-જીવન. આદર્શ દામ્પત્યમાં એક વ્યક્તિ બીજાની પૂરક બને છે. પણ આજે તો દામ્પત્ય જીવન પશુતાનો

એક અખાડો માત્ર થઈ ગયો છે! ત્યાં મર્યાદા, સંયમ જોઈએ ત્યાં પશુતાનું પ્રદર્શન છે.

આ માટે જ્ઞાનીને સાંભળી એમના વિચારોનું ચિંતન કરીએ કે જેથી આપણે ઊંચે જઈ શકીએ. આપણે ચર્ચી રહ્યા છીએ તે ગુણોનું જીવન, આપણને ધીમે ધીમે ઉપર લઈ જાય છે. મા જેમ બાળકની આંગળી ઝાલી ધીમેથી એક એક પગથિયું એને ચડાવે છે તેમ જ્ઞાનીઓ, ધર્મને એક-એક પગથિયે આપણને ઊંચે લઈ જાય છે. આમાંનું એક પગથિયું તે સુદાક્ષિણ્યભાવ. એવો માણસ પરોપકારનું કામ મળતાં પાછી પાની નહિ ભરે. લોકના સદ્ભાવથી પણ એ કાર્ય કરે જ કરે.

એક ગામમાં એક ફોજદાર; ખૂબ ક્રૂર. એની એક આંખ કાચની, બનાવટી હતી પણ કોઈ ઓળખી ન શકે એવી સુંદર. એક વાર એની પાસે એક ચતુર ગુનેગાર આવ્યો. એને થયું કે એની પરીક્ષા તો લઉં. એણે ગુનેગારને કહ્યું કે જો તું મારા પ્રશ્નનો જવાબ સાચો આપીશ તો તારી શિક્ષા માફ કરીશ. બોલ જોઈએ, મારી કઈ આંખ બનાવટી છે?

ગુનેગારે કહી દીધું કે 'ડાબી.' ફોજદાર સાચી વાતથી ડઘાઈ ગયો. એણે પૂછ્યું કે આ તેં કેમ જાણ્યું? ત્યારે ગુનેગારે કહ્યું કે સાહિબ! કારણ એ કે ડાબીમાં મને દયાનો અંશ દેખાયો. કહેવાનો આશય એ હતો કે તારી સાચી આંખમાં તો ક્રૂરતા જ છે; કાચની આંખ જેટલીય દયા એનામાં નથી, દાક્ષિણ્યભાવ નથી. પેલાને આનો ભારે ઘા લાગ્યો

અને તેને ત્યારથી જીવનમાં નવું જ્ઞાન લાધ્યું.

જ્યાં સ્વાર્થ આવે છે ત્યાંથી સુદાક્ષિણ્યભાવ ચાલી જાય છે. દુનિયામાં આપણે આવ્યા છીએ તો દુનિયાનાં કામો કરવાં પડશે. પણ દિવસમાં એકાદ તો એવું કામ કરો કે જે રાત્રે સૂતી વેળા તમને અંતરનો સાત્ત્વિક આનંદ આપે, ઉલ્લાસ આપે. આનું નામ દાક્ષિણ્ય. એવો માણસ સ્વ તેમ જ પરનો વિચાર એકસરખા ભાવથી કરે છે. બીજી વ્યક્તિનાં દુઃખ અને દર્દના પડઘા જેના અંતરમાં પડી શકે છે તે દાક્ષિણ્યવાન. ધર્મનાં વચનો સાંભળી સાંભળીને થોડુંક જીવન પણ ઊંચું આવે તો યોગ્ય. પણ આ સદ્ગુણો કાંઈ એકદમ આવતા નથી; એ કાંઈ ખરીદી શકાતા નથી.

આપણી અંદરની, અનાદિ કાળથી ચાલી આવેલી ટેવો એકદમ જતી નથી. એ તો માણસના જીવનમાં ઘર કરીને બેઠેલી છે. છીંકણી, બીડી વગેરે વ્યસનોની ટેવ માણસને પાછળથી પડેલી હોય છે, છતાં તે પણ કાઢવી મુશ્કેલ બની જાય છે. તો આ દુર્ગુણોની ટેવ તો અનાદિ કાળથી ચાલી આવે છે. ઘાંચીનાં ગંદાં કપડાંય ખૂબ ધોવાથી જરાક સાફ થઈ શકે છે, તો આપણે પણ આપણા મનને સાફ કરવા તપ, જપ અને જ્ઞાનની પૂર્ણ આરાધના સતત કરીએ તો મનનો એ મેલ અને દુર્ગુણો પણ જરૂર દૂર થાય.

આમ ન થાય ને એવો માણસ જો ભગવાનના

મંદિરમાં જશે તો ત્યાંય ખોટો પૈસો નાખી આવશે અને કહેશે કે પ્રભુ ખોટા માણસને સારો કરે છે તો આ પૈસાને સાચો નહિ બનાવી દે? આ કંઈ દાન નથી. આજે તો કહોવાયેલું નકામું અનાજ હોય તો તે માણસ દાનમાં આપે છે. ઘરમાં ન સંઘરી શકાય એવું ખરાબ હોય ત્યારે જ એની આંખમાં દયા ઊભરાય છે; નહિતર નહિ.

પણ આ કંઈ દાન નથી. દાન તો સારામાં સારાનું જ અપાય. જે તમને સુંદર લાગે, જે તમને વધુમાં વધુ ગમતું હોય તેનું દાન થાય, અને તે જ શોભે.

નચિકેતાએ જ્યારે આવું ખરાબ દાન દેતાં એના પિતાને જોયા ત્યારે એણે કહ્યું કે પિતાજી! આ દાંત વગરની, વસૂકી ગયેલી ગાયો જ શા માટે આપો છો? એ કાંઈ સાચું દાન નથી. આવું જ પેલી મહાસતી દ્રૌપદીના પૂર્વભવના જીવનમાં બને છે. એણે શાકની કડવી તુંબડી સાધુને દાનમાં દઈ દીધી પણ પરિણામે એના ભવ વધી પડ્યા.

દાન તો સુંદરનું જ હોય, અને એ પણ પ્રેમથી અપાયેલું હોય. દાન એ તો આપણા દિલનું, ભાવનું એક પ્રતીક છે. એનાથી માણસની ચેતનાનો વિકાસ થાય છે. આવો ભાવ ન હોય તો એ દાન માત્ર લેવડ–દેવડ બને છે. પૈસા આપી જેમ વસ્તુ ખરીદીએ, એમ દાન આપી પ્રતિષ્ઠા, કીર્તિ પામવા કાર્ય કરીએ, એ કાંઈ ખરું દાન નથી. દાન એ કાંઈ વ્યાપાર નથી. એવા વ્યાપાર માટે

તો જીવનમાં બીજાં ઘણાં ક્ષેત્રો છે.

સાચું દાન તો માણસના સંકુચિત મનને વિકસિત કરનાર એક સુંદર સાધન છે. દાનનો મહિમા તે ચેતનાના વિકાસને કારણે છે. અંદરના સંગ્રહભાવને, સંકુચિતતાને બહાર કાઢવા માટે દાન છે. વસ્તુના પ્રતીકદ્વારા દાન આપવામાં નવી ચેતના પ્રગટ થાય છે. માટે દાનમાં આપણે આવી ભાવના કેળવવી જોઈએ. આવું દાન આપનારા થોડા હશે તો પણ, દાનનો એક સુંદર પ્રવાહ શરૂ થશે. બાકી તો માનવી લાભ, કીર્તિ ખ્યાતિ કે પ્રશંસા માટે જે દાન કરે છે, એ દાન માત્ર શબ્દરૂપે રહે છે, એનો ભાવ ઊડી જાય છે.

આવા આદર્શ-દાનને સમજવા સુરતના હમણાં તાજા બનેલા બે બનાવો ધ્યાનમાં લેવા જેવા છે. સુરતમાં એક આગમ–મંદિર બંધાવવાની વિચારણા ચાલી. પૂજ્ય સાગરજી મહારાજ કહે કે ઘેર ઘેર માગવા જવું નથી; જેનો ભાવ હોય તે લાભ લઈ જાય. સંઘે એક સ્થળે પેટી મૂકી, અને તમને આશ્ચર્ય થશે કે એક લાખ ને દસ હજાર રૂપિયાની રકમ માત્ર ચોવીસ કલાકમાં ભેગી થઈ ગઈ. કોણે શું આપ્યું છે એય કોઈએ જાણ્યું નહિ. આનું નામ દાન.

બીજો પ્રસંગ હમણાં થોડા વખત પહેલાં આવેલ રેલસંકટ ને અતિવૃષ્ટિના સમયનો છે. ગામના લોકો એક જણને ત્યાં ગયા અને પેલાને રૂા. ૫૧)– આપવા વિનવ્યો. પેલાએ તો કહ્યું કે મારે તો એકવીસ જ ભરવા છે. સાંજે

સૌ ભેગા થયા ત્યારે વાતો ચાલી. 'એ માણસ કેવો કંજૂસ' કે રૂ. એકાવન પણ ન આપ્યા!' એની ટીકા, નિંદા ચાલી. ત્યાં એક વૃદ્ધે જણાવ્યું કે ભાઈઓ! માણસને પૂરેપૂરો સમજ્યા વિના ટીકા ન કરો. એને દાન આપીને નામ નહોતું જોઈતું; બાકી તો સવારે છાપામાં જેની વાત આવી છે તે અનામી રહીને રૂ. એકત્રીસ હજાર દેનાર તે આ ભાઈ પોતે જ. આમ સાચું દાન દેનારા એના અંતરના આનંદ માટે. આપે છે; એને નામની ઝંખના નથી હોતી.

આપણા શરીરને મળેલાં નામો-પછી એ કોઈએ પાડેલ હોય કે માબાપે-પણ એ ભ્રામક છે અને એવાં નામો પાછળ, આપણે આખી જિંદગી ખરચીએ. પણ અંદર બેઠેલો તો અનામી છે; એનું દર્શન, એની પ્રતીતિ એ ધર્મનો હેતુ છે.

આપણી જીવનયાત્રા માત્ર પાણી વલોવવાની પ્રવૃત્તિ જ ન બને એ ધ્યાનમાં રાખો. વિચારતા રહો કે તમારી પ્રવૃત્તિઓ નામ માટે છે કે અંદરના અનામી માટે છે? એટલા માટે કહેવાયું છે કે તારાં કાર્યો 'આત્મપ્રીત્યર્થ' કર. અંદરના આત્માને આનંદ આવે તેમ જીવો, કારણ કે મન, ઇન્દ્રિયોની તૃપ્તિ ક્ષણિક છે; આત્માની તૃપ્તિ એ જ શાશ્વત છે.

આત્માને, સાચી તૃપ્તિ તો તમે જ્યારે અનામીને નામે કામ કરો ત્યારે જ થાય. દાન એ ચેતનાના વિકાસનું નિમિત્ત છે. કોઈ ન જાણે એમ દાન આપી, અંદરનો

આવો આનંદ માણતાં શીખો.

પાલિતાણા તો જગવિખ્યાત છે. આવા ઊંચા પહાડ પર આટલાં બધાં મંદિરોની નગરી, તમને બીજે ક્યાંય જોવા કે સાંભળવા નહિ મળે. પણ જાણો છો, એ મંદિરો કોણે બંધાવ્યાં? એ તો કેટલાંય અનામી હૃદયોની ભાવનાનું અર્પણ છે; પ્રેમનો પરિશ્રમ છે.

મહામંત્રી બાહડ મંદિરોનો જીર્ણોદ્ધાર કરવા માગે છે. એને એનો લહાવો લેવો છે, પણ ગામ-લોકો પણ એમાં મદદ કરવાનો લહાવો લેવા માગે છે. દરેકને એમ થાય છે કે મારી પાસે છે તે આપી દઉં. દરેકને થાય છે કે હું દાન આપ્યા વગરનો રહી જઈશ તો! આ ભાવનામાંથી એ મંદિરનગરી ઊભી થઈ છે.

ધ્યાન રાખજો કે અહીં નહિ આપો, તો તમારે ત્યાં આપવું પડશે. માણસ આપ્યા વગર ક્યાંથી બચી શકવાનો છે! કાળની મર્યાદા આપણી સામે ઊભી છે. માનવીની પામરતા એ છે કે મૃત્યુ પછી એ અહીંનું કાંઈ લઈ જઈ શકતો નથી. આ વાત એ જાણે છે છતાં અહીં આપી શકતો નથી. પણ આવી મર્યાદા સાથે માનવીમાં એક વિરાટતાય રહેલી છે. માણસ જો આપી દે તો એની એ વિરાટતા પ્રગટે; રાખીને બેસે તો એ વામણો રહે.

માનવી માટે ભાવનાનું ભાતું એટલે દિલની વિશાળતા. આમ માનવીમાં અસીમ અને સીમાબદ્ધ એવી બેઉ શક્તિ છે. આવી અસીમ શક્તિ પેલા ભીમા કુંડલિયાએ

બતાવી.

જીર્ણોદ્ધારની વાત એને કાનેય આવી. દાનનો પ્રેમ-કલહ જાગ્યો. ભીમાને થઈ ગયું કે હું ય મારી પાસે છે એ બધાનું દાન કાં ન કરું ? એ હતો તો એક સામાન્ય માણસ; ઘીનો વેપારી. એ એની મૂડી ગણવા બેઠો. બધું, નાનું મોટું પરચૂરણ કાઢ્યું તો રૂપિયો દોઢ થયો. ફાટેલું ધોતિયું. એમાં ઘીના ડાઘ, ધૂળથી રગદોળાયેલો પણ આજે એનામાં દાનની ભાવના જાગી ગઈ છે. આ દોઢ રૂપિયો એ એની જીવાદોરી હતી; પણ એને થઈ ગયું કે આ બધું જ આપી દઉં. આમ દાનની ભાવના એ લાખોના ઉપર નહિ, મનના આવા ભાવની ઉપર રહેલી છે.

આ વાણિયાને મન દાન એ હવે એની જીવાદોરી બની ગઈ. વાદળું ભરાય ત્યારે એને વરસવાની ઝંખના જાગે છે. એના વગર એ બેચેન બને છે. માણસને પણ એ પોતે ખાલી ન થઈ જાય ત્યાં સુધી આવી બેચેની જાગવી જોઈએ. એને તો મનમાં રટણ ચાલે કે પ્રસંગ આવે તો ઠાલવી દઉં, આપી દઉં.

આ વાણિયો દૂરને ગામથી નીકળ્યો, દાન આપવા. દોઢ રૂપિયો એ એનું સમસ્ત જીવન, પ્રાણ, મૂડી, ધંધાનો સર્વસ્વ આધાર. સાત માઈલ ચાલીને બાહડમંત્રીની હવેલીએ એ આવ્યો. પણ આવતાં એણે ત્યાં જોયું કે હજારો શ્રીમંત ત્યાં આવીને લાખો સોનામહોરો ધરી રહ્યા છે. એને થયું, આમ જ્યાં લોકો રત્નો ધરી દેવા તૈયાર હોય ત્યાં

એનો કોણ ભાવ પૂછશે? એનું મન નિરાશ થઈ ગયું. છતાં એ દૂર દરવાજે ઊભો છે ને સૌ લોકો દાન દેવા માટે બાહડમંત્રી સાથે મીઠો કલહ કરી રહ્યા છે, એ જુએ છે. મનમાં વિચારે છે, 'ગળામાં નીલમની કંઠીવાળા ત્યાં બેઠા છે એમાં મારા દોઢ રૂપિયાની શી કિંમત થવાની છે! અને આવે કપડે, આવે પગે હું ત્યાં જાઉં તો મને ઊભો પણ કોણ રહેવા દેશે!' બીજાનો વૈભવ જોઇ એનું મન ભરાઈ આવ્યું. થઈ ગયું કે હું કેવો દુર્ભાગી!

એ પાછો વળ્યો અને એક ઝાડ નીચે જઈને બેઠો. એનું મન ત્યારે આલોચના માગતું હતું. એણે વિચાર્યું કે હું ગયો ખરો પણ મેં મંત્રીને "લો મારી ભેટ" એમ કયાં કહ્યું હતું? ભેટ ધર્યા છતાં એણે ના પાડી હોય તો માનવું કે ન લીધું. માટે લાવ, ફરી જાઉં. એને લેવાની નહિ, અત્યારે દેવાની તાલાવેલી જાગી છે.

માણસને જેમ સ્વજનને મળવાની ઝંખના જાગે છે એવી દેવમે માટે, સમાજને માટેના દાન માટે આજે આતુરતા જાગે છે ખરી? આપણે આ પ્રશ્ન વિચારવાનો છે. આ વાણિયાને એવી ઝંખના જાગેલી. એ પાછો હવેલી પાસે આવ્યો. ત્યાં પેલા મંત્રીની નજર એના ઉપર પડી. સૌને ત્યાં જ છોડી મંત્રી દરવાજે આવ્યા. એમને થયું કે કોઈ ગરીબ માનવીને પૈસાની જરૂર હશે ને હું ન આપું અને માત્ર મંદિર બાંધવા બેસું તો માનવતા લાજે. અને મંત્રી સામે પગલે ત્યાં ગયા.

આવી વિચારણા આજે આપણામાં છે? આવું થશે ત્યારે જ ઉપાસના સાથે દાન પણ થશે. પણ આજે તો કંકોત્રીમાં આપણાં નામ છપાય, એ માટે જ આપણે ઝંખીએ છીએ.

પેલા મંત્રી ઊઠ્યા ને તેની સાથે તારામંડળ જેવું શ્રીમંત મંડળ પણ ઊભું થયું. મંત્રીએ જઈને ભીમાને પૂછ્યું કે ભાઈ, બોલ, તારે શાની જરૂર છે? શેઠે વાણિયાને ખભે હાથ મૂક્યો ત્યાં એના હૃદયમાં આહ્લાદ જાગ્યો. એને થયું કે આવો મોટો માણસ મારા જેવાને સ્નેહથી પંપાળે! આજના મંત્રીઓ–પ્રધાનો પ્રજાને આવો ભાવ બતાવે તો!

મંત્રીના વહાલથી વાણિયો અડધો અડધો થઈ ગયો. કહે કે મારે કંઈ જોઈતું નથી. હું તો આપની પાસે આજે આપવા આવ્યો છું. અને એણે ગાંઠડી છોડી, રૂપિયો દોઢ કાઢ્યો. મંત્રી એનો હાથ પકડી એને મખમલના ગાલીચા ઉપર લઈ ગયો.

પેલો કહે કે મારા પગ મેલા છે. પણ મંત્રી હવે એનો દાનભાવ જાણી ગયેલા છે. એણે કહ્યું કે તમારા આ પગની રજ એ તો અમારે મન આજે કંકુના થાપા છે. તમે દિલના દરિયાવ છો કે સર્વસ્વ આપી દેવા આજે અહીં આવ્યા છો. અમે તો લાખમાંથી હજાર આપ્યા છે;

અને મંદિરના જીર્ણોદ્ધારમાં એનું નામ સૌથી પહેલું લખવામાં આવ્યું; એનું દાન સૌથી મોટું દાન બન્યું. કારણ ? એને માટે દાન એ ચેતનાનો વિકાસ હતો; અંતરનો આહ્લાદ હતો; સ્વાર્થના પરિત્યાગની અંદરથી જાગેલી એ ભાવના હતી. જેમનામાં ઔદાર્યભરી દાન–ભાવના જાગી શકે છે એવો માણસ, ધર્મી બની લોભ છોડે અને દાનને વહાવે ત્યારે માનવજીવનની ખરી ધન્યતા.

આવું જ બીજું દૃષ્ટાંત આપણી પાસે રાણકપુરનું છે. એ મહામંદિરમાં ૧૪૪૪ થાંભલા છે. લાખ લાખ ખરચો છતાં એક થાંભલોય ન બને એવા થાંભલા. એ કરાવનાર એક પોરવાડ હતો. જ્યારે વિજ્ઞાનનાં ઠેકાણાં ન હતાં ત્યારે આ મંદિરનું સર્જન થયું. સાતપુડા પર્વતમાં આ મંદિર, એક અપૂર્વ કળા છે. એ એવું ભાવભર્યું સુંદર સર્જન છે કે આજે પણ ત્યાં જૂની ભાવનાનાં પરમાણુઓ વાતાવરણમાં પથરાયેલાં અનુભવી શકાય છે. ત્યાં જવું એમાં આત્માનો આહ્લાદ લાધે છે.

આવા પવિત્ર સ્થળોની ધૂળ માથે ચડાવીએ તોય દિલમાં ભાવ, ઉદારતા જાગે. એના વાતાવરણની આપણા પર ઊંડી અસર થાય છે. આવું સુંદર કલા-સર્જન છતાં પેલા પોરવાડનું નામ નિશાન ત્યાં નથી. માત્ર એક જ થાંભલામાં એ હાથ જોડીને ઊભો છે.

એ કાળ એવો હતો કે જ્યારે દેનારા હતા ને સામે ના પાડનારા પણ એવા જ મહાન હતા. એમને માટે

દાન એ તો પ્રેમ-ભક્તિની મીઠી રમત હતી. આજે તો ભગવાન કરતાં, દાન આપનાર પોતાનું બાવલું મોટું માગે છે. આવો વિચિત્રકાળ આવ્યો છે. પણ યાદ રાખજો કે આપણે જ્યારે આપણી એ પુરાણી દાનભાવના ફરી લાવશું ત્યારે જ આજનો સમાજ ઊંચે આવશે. આ માટે આ સુદાક્ષિણ્ય ભાવ એ એક આવશ્યક સદ્‌ગુણ છે.

તા. ૨૫–૭–'૬૦

## લજ્જાળુતા

**આપણે** છેલ્લા સદ્ગુણમાં જોયું કે ધર્મી આત્મામાં સુદાક્ષિણ્યભાવ હોય, એની આંખમાં નૈસર્ગિક કરુણા હોય. એ પછીનું સોપાન એટલે લજ્જાળુતા. ધર્મી માણસની આંખ લજ્જાવાળી હોય. એને એમ થાય કે આવું કામ તો મારાથી થાય જ નહિ. આવો વિચાર, અંદર લજ્જા હોય તો જ આવી શકે.

માટે જ્ઞાનીઓએ આપણને કહ્યું કે લજ્જાળુ આત્મા હોય તે અકાર્યને દૂર જ રાખે. એવો માણસ અકાર્યમાં જાય નહિ, અયોગ્ય એવું કરે નહિ અને કદાચ નાનું પણ અકાર્ય એનાથી થઈ જાય તો એનું દુઃખ એને ખટકે. એ અયોગ્ય પગલું ભરે જ નહિ; અને કદાચ એનાથી ભરાઈ જાય તો એનો પશ્ચાત્તાપ એને કોરી ખાય. એનું નામ લજ્જાળુ.

આવો માણસ આ સદ્ગુણને લીધે, સદાચારનું જ આચરણ કરે છે. એ અકાર્યથી દૂર રહે છે, અને તેથી સુકાર્યમાં પ્રવૃત્ત રહે છે. પણ જેમને પહેલેથી ખરાબ ટેવો પડી જાય છે તેને પછી સારી વાત ગમતી નથી. ડુંગળી અને લસણ ખાનારાને લાડુ ખાય ત્યારેય ચટણીની દુર્વાસના

ન હોય તો ગમે નહિ; જ્યારે જેને એની ટેવ નથી તે તો એની દુર્ગંધ માત્રથી નાસશે. આનું નામ ટેવ, સ્વભાવ. આમ દુરાચારીને દુરાચાર વગર ચેન પડતું નથી; સદાચારીને સદાચાર વગર શાંતિ થતી નથી. આટલા માટે જ રોજ જ્ઞાનીનાં વચનો સાંભળવાની આવશ્યકતા છે, જેથી તમે સદાચારના વાતાવરણમાં રહી શકો, જીવી શકો.

માંસાહારીને માટે માંસ એ આનંદદાયક છે; એને જોતાં એને મોંમાં પાણી છૂટે છે; પણ બીજો એને જોતાં ચકરી ખાઈ જાય છે. આમ શાથી? કારણ એ કે એક ક્રૂરતાના વાતાવરણમાં રહેલો છે; બીજો દયા અને કોમળતાના સંસ્કારમય વાતાવરણમાં જીવનારો છે. આટલા માટે જ પેલા ચિન્તકે કહેલું કે મારું કુળ અને સંજોગો સારા હતા, તેથી મારાથી ખરાબ કામોથી દૂર રહી શકાયું છે.

સંયોગો શી અસર કરે છે તે માટે સુલસનું દૃષ્ટાન્ત લો. એનો પિતા કસાઈનો ધંધો કરતો, એટલે એની ઇચ્છા નહોતી છતાં, કસાઈનો ધંધો કરવા સ્નેહીઓ અને કુટુંબીજનોએ એને આગ્રહ કર્યો, પણ એને તો અભયકુમારની મૈત્રીનો સહયોગ મળ્યો હતો અને તેમાંથી એનામાં કરુણાનો સ્રોત વહ્યો તેથી પિતાના મૃત્યુ બાદ કુટુમ્બીજનોની સલાહ છતાં, બાપદાદાનો ધંધો એણે ન સ્વીકાર્યો. એને થયું કે હું અભય સંગે બેસનારો, જીવોને અભય આપનારો, પાડાને મારું એ કેમ બને! સારી સોબતની અસર કેટલી ઊંડી થાય છે એ જુઓ. સારા વાતાવરણમાં રહેલો માણસ આમ

ખરાબ કામ કરતાં અટકી જાય છે, બદલાઈ જાય છે.

સુલસ ધંધો બંધ કરે છે એમ ખબર મળતાં, એના કુટુંબીઓ એને સમજાવવા આવ્યા. કહે કે તને આ ધંધામાં પાપ લાગતું હોય તો, કમાણી સાથે પાપનો ભાગ પણ અમે વહેંચી લઈશું. પણ સુલસ જાણતો હતો કે પાપના નફામાં ભાગીદાર થવા સૌ આવે છે, પણ પાપનો ભાગીદાર કોઈ થતું નથી. એ જાણતો હતો કે કહેનારો તો ખસી જશે અને કરનારો ફસી જશે. માટે જ આવે પ્રસંગે વિવેકનો ઉપયોગ રહેલો છે. આથી જ પાપ વેળા આપણને જાગૃત રહેવાનું કહેવામાં આવે છે.

સુલસે ઘણી ચર્ચા કરી પણ કુટુંબીઓ માન્યા નહિ; એટલે સુલસે એક યુક્તિ કરી. એણે કુહાડો લઈ પોતાના પગ ઉપર માર્યો. લોહીની ધારા છૂટી. એણે કહ્યું કે તમે દુઃખના ભાગીદાર થવાના છો તો મારું આ દુઃખ, પીડા વહેંચી લો. બધા કહે કે ઘા તને વાગ્યો, લોહી તને નીકળ્યું, તેથી પીડા તારી, અમે બહુ તો પાટો બાંધીએ, દવા આપીએ અને રાબડી કરીને પાઈએ પણ સહેવું તો તારે જ પડે ને! ત્યારે સુલસે એમને કહ્યું : 'મારા દુઃખમાં ભાગ ન લઈ શકો તો મારા પાપમાં ભાગ કેમ કરીને લેશો?' કુટુંબીઓને ખરું જ્ઞાન થયું. સુલસે કુહાડો પોતાની ઉપર મારીને કુટુમ્બને બોધ આપ્યો, 'મારા આવા ઘામાં ભાગીદાર નથી થતા, એ મારા પાપમાં શું ભાગીદાર થવાના?' સુલસની આ તર્કભરી દલીલ સાંભળી સહુ મૂંગાં થઈ ગયાં.

આપણે જોયું કે સારા મિત્રો, સારી સોબત, સારું વાતાવરણ માણસને પાપકર્મમાંથી કેમ બચાવે છે; ખરે વખતે કેમ મદદગાર બને છે! ખરાબ કર્મમાંથી બચવા માટે સારા કુળમાં જન્મ અને સારો મિત્ર એ બેઉ સહાયક બને છે. આનું નામ જ લજ્જાળુતા. એવો માણસ કદી ખરાબ કામ કરતો નથી. એના જીવનમાં એવો અયોગ્ય પ્રસંગ કે વિચાર કદાચ આવે છે તો એ લજવાઈ જાય છે.

પણ આજે આપણા જીવનમાં આ લજ્જા રહી છે ખરી? પચાસ વરસ પહેલાં લોકો રસ્તામાં બીડી પીતાં શરમાતા. આજે તો જાણે બધે નાદિરશાહે ફરી રહ્યા છે! મોંમાં પાનનો ડૂચો, સિગરેટ અને રસ્તામાં પિચકારી મારતા લોકો ફરે છે. એમનાં આવાં વ્યસન માટે આજે એમને આંચકોય આવતો નથી!

પણ માનવીએ તો નિર્વ્યસન બનવાનું છે. આપણે જન્મ્યા ત્યારે એકેય વ્યસન લાવ્યા ન હતા. આ વ્યસનો તો અણસમજ, નિર્બળતા, અજ્ઞાન અને દુરાચાર તરફ લઈ જાય છે. પરિણામે વ્યસનો આજે માલિક બન્યાં છે અને માણસ એનો ગુલામ બન્યો છે.

થોડા વખત પહેલાં એક જણ મારી પાસે આવ્યો. કહે કે અઠ્ઠમ કરવો છે. ખાધા વગર ચલાવી શકું એમ છું, પણ સવારે દૂધ–ખાંડ વગરની, કાળી ચા જરા ગરમ પી લઉં તો કાંઈ વાંધો ખરો? જુઓ, આ તો પેલો હાથી આખો નીકળી ગયો અને પૂંછડું અટક્યું, એના જેવી વાત

છે. ખાવાનું એ છોડવા તૈયાર હતો પણ ઉકળેલા પાણીમાં ચાર પાંદડી નાખીને પીવાની એની ઇચ્છા ન ગઈ. આજે આ રીતે ચા જેવાં વ્યસનો આપણી ઉપર ચડી બેઠાં છે.

યાદ રાખજો કે વ્યસનોને છોડવા એ પ્રથમ પુરુષાર્થ છે. કેટલાક વ્યસનીઓ તો વ્યાખ્યાન ચાલતું હોય ત્યારે પણ છીંકણીની દાબડી એકબીજાને સેરવતા હોય છે! એ કેવું કહેવાય! આજે આપણા જીવનની આ કરુણતા છે.

પડેલાં વ્યસનોમાંથી જે માણસ બહાર આવવા ઇચ્છે છે એણે, એ વ્યસન કેમ વળગ્યું એ જાણી લેવું જોઈએ. જન્મ્યા ત્યારે તો આપણે એ નહોતા લાવ્યા, તો એ આવ્યું ક્યાંથી? અને જો તમે જ એ સ્વીકાર્યું છે તો તમે એનો ત્યાગ કરવાની શક્તિ પણ ધરાવો છો. આવું સમજનાર માણસ સદાચાર તરફ પ્રયાણ કરી શકે. જ્ઞાનીઓના આવા શ્રવણનો મુખ્ય હેતુ એ જ છે કે ધીમે ધીમે સાંભળીને આપણામાં પરિવર્તન જાગે; અને તો જ વિકાસ શક્ય બને છે.

લજ્જાળુ માણસ અયોગ્ય કામ કરતો નથી; અને થઈ જાય તો એ પશ્ચાત્તાપથી તરત શુદ્ધ થવા મથે છે. એ મોટે ભાગે યોગ્ય કામમાં જ વળગેલો રહે છે અને તેથી અયોગ્ય કામનો એને અવકાશ જ રહેતો નથી.

આ માટે કાર્યનો સમયવિભાગ પાડી સવારે જરા વાર પ્રાર્થનામાં બેસો. સુંદર વિચાર કરો. સવારના જ્ઞાનના

એ વિચારો અંદર ભરી રાખો, તો ચોવીસ કલાક એની તાઝગી રહેશે. આમ પ્રાર્થના એ તો પાણી છે. મનની ભૂમિને એ સીંચો તો ચિત્તવૃક્ષ સુંદર રહેશે, અને પછી અન્ય વ્યવસાયમાં હશો ત્યારેય એ વિચારો તમારી પડખે રહેશે. બની શકે તો એક નાની એવી ચોપડી સાથે રાખો. અવકાશ મળે ત્યારે એમાંથી વાંચો. રાત્રે ઘેર આવો ત્યારે શાંતિ જાળવો. ઘરનો દરેક જણ જો આમ કરવા માંડે તો દરેક ઘરનું જીવન કેવું સુખમય બની જાય ?

લજ્જાળુ માણસ સદાચાર આચરે અને દુરાચારને દૂર રાખે. આથી મનોભૂમિકા તૈયાર થાય છે, અને તેથી મન અયોગ્ય બાબતોમાં પડતું બંધ થાય છે. અંદરની લજ્જા જીવનમાં કેવી સહાયક બને છે એનું એક સુંદર દૃષ્ટાંત છે.

એકવાર વિક્રમ પાસે ચાર ગુનેગારોને લાવવામાં આવ્યા. બધાનો ગુનો એક જ જાતનો હતો. ચારેય એકમાં સંકળાયા હતા. પણ વિક્રમે બધાને એક સરખી શિક્ષા ન કરી. એણે તો દરેકની સ્થિતિ, સંજોગો, સંસ્કાર, ઉછેર વગેરે જાણી લીધું અને પછી ચારેયને યોગ્ય હતી તે જ શિક્ષા કરી.

પહેલાંને એણે શિક્ષામાં આટલું જ કહ્યું કે તારા જેવો સંસ્કારી, ખાનદાન માણસ આવું કરે ? બીજાને કહ્યું કે તું નાલાયક છે, માટે તારો સો રૂપિયા દંડ ! ત્રીજાને કહ્યું કે તારા જેવા તો બીજાને બગાડે, માટે તું બાર માસ માટે દેશનિકાલ. ચોથાને કહ્યું કે તું તો અધમતાની

પરાકાષ્ઠાથી ભરેલો છે; માટે તને અવળે ગધેડે બેસાડી, તારું મોં કાળું કરી ગામમાં ફેરવી તને ગામ બહાર તગડી મૂકવો પડશે.

આ સભામાં એક ડાહ્યો માણસ બેઠો હતો. એણે રાજાને પૂછયું કે ગુનો એક જ જાતનો અને છતાં શિક્ષા આમ જુદી કેમ? રાજાએ કહ્યું કે એનો મર્મ તમને પછી સમજાશે. જુઓ, આપણે આ દૂતને ચારેયની તપાસ કરવા મોકલીએ અને એ શી વાતો લાવે છે તે જોઈએ.

દૂતે આવીને ચારેયની, ચારેય જણાની, જોયેલી વાત દરબારમાં રજૂ કરી. પહેલાને કહેલું કે 'તારાથી આવું થાય?' અને એ ઘેર જઈ, બારણું બંધ કરી રડયો. એને થયું "વિક્રમે મને આવા શબ્દો કહ્યા! આના કરતાં તો તલવારનો ઝાટકો મને સુંવાળો લાગત." જુઓ એની માનસિક ભૂમિકા! એક જ વાકય એને એવું ખટકયું કે બાર માસ સુધી લોકોને મોં ન બતાવવું એમ એને થઈ ગયું. આનું કારણ એ કે તે લજ્જાળુ હતો.

બીજાને ૧૦૦ રૂા. દંડ કરેલો. એ બહાર જઈને વાતો કરવા લાગ્યો કે 'એમાં શું? અરે! હજાર દંડ કરત ને તોય હું આપી દેત; રાજાને તો આમ કરીને કમાણી જ કરવી છે ને!' જુઓ કે એની લજ્જા ચાલી જવા માંડી છે.

ત્રીજાને દેશનિકાલ કરેલો. એ દિવસે તો ગામબહાર રહે, પણ રાત્રે છાનોમાનો ગામમાં આવતો રહે. એ કહેતો

કે 'રાજાનો એવો દેશનિકાલનો હુકમ કોણ માને છે!' જોશો કે એનામાં નફ્ફટાઈ વધી રહી હતી.

ચોથાને ઊંધા ગધેડા ઉપર બેસાડી ગામમાં ફેરવ્યો; ત્યારે કહે કે 'શો જિંદગીનો લહાવો છે! આમ નગારાં વાગે ને લોકો મને જુએ. આવો અવસર ફરી ક્યાં આવવાનો છે?' એના ઘર પાસે એ આવ્યો ત્યારે એ કહે કે 'હવે જોરથી નગારાં વગાડો.' એની પત્ની એને જોવા આવી ત્યારે કહે કે 'જરા ઠંડું પાણી તો લાવ. ગળું સુકાયું છે. એટલીવાર ભલે આ લોકો નગારાં વગાડતાં.' જોઈ એની નફ્ફટાઈ!

આ ઉપરથી જોશો કે જ્ઞાની અને લજ્જાળુ માણસ નાની વાતમાંથી બોધ લઈ ઊંચે ચડે છે. એટલે, આપણે પણ કોઈની ટીકાથી ક્રોધ ન કરવો. ઊલટું માનવું કે એ મારો હિતસ્વી છે કે મારી ભૂલ બતાવે છે. પડખે આવીને તમને ભૂલ બતાવે તો એનો આભાર માનો. જિંદગીમાં આવી પ્રત્યેક ક્ષણ મેળવવા માટે છે; એને ગુમાવતા નહિ. સદાય જાગૃત રહેજો.

આપણે જે લજ્જાળુતાની વાત કરીએ છીએ એવી લજ્જાવાળા માણસને નાની વાત, બેચાર શબ્દો પણ એના જીવનને બદલાવી નાખે. ચંદનબાળા મૃગાવતીને માત્ર આટલું જ કહે છે કે 'આર્યાઓને ઉપયોગની શૂન્યતા ન શોભે.' આટલું જ વાક્ય મૃગાવતીને વિચારમાં નાખી દે છે. એવા સાધનાવાળા પાસે લાંબી દલીલ ન હોય. મૃગાવતી

સાધક હતી. એને એ વાક્યમાંથી વિચારણા જાગી ઊઠી અને અંતમાં એ કેવળજ્ઞાન પામી.

માણસમાં જ્યારે આવો લજ્જાનો ગુણ આવી જાય છે ત્યારે એનામાં મનની કેળવણી આવે છે. એનો માનસિક વિકાસ વધે છે અને તેને પછી અયોગ્યનું મન જ થતું નથી. અને કદાચ થઈ જાય છે તો એ પશ્ચાત્તાપ કરી ફરી એવા કાર્યમાં કદી પ્રવૃત્ત બનતો નથી.

તા. ૨૬-૭-'૬૦

## મંગળ મંદિરને પંથે

**ધર્મરત્ન** પ્રકરણમાં આ મહાપુરુષ આપણને મંગળ-મંદિર તરફ લઈ જવા મથે છે. મંદિરે પહોંચવું એ પ્રત્યેક માનવીનું ધ્યેય હોવું જોઈએ. આજે આપણું જીવન માત્ર એક વ્યથા, એક દુઃખ, એક તરફડાટ બની ગયેલ છે. જીવ માત્રને ઉગારવા માટે, ધર્મીના હૃદયમાં એક ઝંકાર જાગે છે. વિશ્વ માત્રને તારવાનો વિચાર આવી કરુણાવાળો જ કરી શકે છે.

જો આપણે ધીમે ધીમે પણ પ્રયત્ન કરીએ તો એ મંગળમંદિરે પહોંચી શકીએ. મોક્ષનું એ મંદિર ઘણું ઊંચું છે. એવા ઊંચે સ્થાને જવા માટે પ્રયત્ન, સાધના કરવાની રહે છે. મહાપુરુષોના હૃદયમાં માનવ માત્ર માટે અપાર કરુણા પડી હતી, તેથી એમણે આ બધા ગ્રંથો લખ્યા છે અને આપણને પંથ દાખવ્યો છે.

લોકોના હૃદયના નિર્ણયો અને પ્રતિજ્ઞાઓ જોતાં થાય છે કે હજીય થોડી માનવતા જાગ્રત છે ખરી. આજે એક જાતનું પરિવર્તન થઈ રહ્યું છે અને માણસ અંધારા

ઓરડામાંથી બહાર આવી રહ્યો છે; આ એક સારી આશા છે.

કુદરતનો એક નિયમ એ છે કે 'શુદ્ધિ શુદ્ધિને લાવે છે, અને અશુદ્ધિ અશુદ્ધિને લાવે છે.' આ પ્રમાણે પ્રયત્ન કરી તમે આગળ વધશો તો ખરાબ ચીજો ધીમે ધીમે છૂટતી જશે.

મૂળ વાત એ છે કે આ એક ભાવના છે, એક વિચાર છે, એક પ્રયત્ન છે. આ મંગળમંદિર તરફ આપણે દૃઢ વિચારથી પ્રયાણ કરવાનું છે.

માનવજીવનનો હેતુ શો છે? આપણે જે શોધવું છે તે શ્રવણ, મનન અને ચિંતન કર્યાથી જ મળી શકશે. અંધારું ઘેરું છે અને માર્ગ મળવો મુશ્કેલ છે અને છતાં સતત પ્રયત્નથી માણસ આગળ વધી શકે છે; એની શ્રદ્ધા રાખજો.

હમણાં આપણે ધર્મરત્ન પ્રકરણની પગદંડી પર ચાલી રહ્યા છીએ. પ્રત્યેક પગલે આપણે ધ્યેયની નજીક જઈ રહ્યા છીએ.

આ નવમો ગુણ તે લજ્જાળુપણું. આજે તો આને બદલે માણસોના જીવનમાં નફ્ફટાઈ આવી રહી છે. પણ લજ્જાથી જેની આંખ ઢળી જાય છે, જેનામાં લજ્જા છે તેને કોઈ વાર પણ લજ્જાને લીધે તરવાનો વારો આવે છે; પણ જ્યારે લજ્જાની પાળ તૂટી જાય છે ત્યારે જીવનનાં

પાણી વેરવિખેર થઈ જાય છે.

માનવીની દૃષ્ટિ, વિચાર, આચાર શુદ્ધ હોવાં જોઈએ. લજ્જાની પાળથી ચારિત્ર્ય, સંયમ આદિનાં પાણી સચવાય છે. કોઈ પણ અનુચિત કામ કરતાં પાંપણ ઉપર ભાર આવે ત્યારે જાણજો કે હજી લજ્જા રહી છે. અને તેથી ક્યારેક પણ આગળ વધી શકવાની આશા રહે છે.

તા. ૨૭-૭-'૬૦

## દયાનું ઝરણું

**ધર્મી** આત્માનું મન દયાથી ભીનું હોવું જોઈએ; દયાથી કૂણું અને દયાથી આર્દ્ર. એટલે આપણે પેલી પ્રાર્થનામાં સાંભળ્યું કે :

> 'દીન, ક્રૂર ને ધર્મવિહોણા,
> દેખી દિલમાં દર્દ રહે.'

ધર્મી એટલે જડ નહીં. ધર્મ તો એનું નામ છે જે જડતાને કાઢી નાખે. જ્યારે માણસમાં ધર્મ આવે, જ્ઞાન આવે ત્યારે માનવ પોતે દયાનું ઝરણું બની જાય. પછી તો સ્ફટિક કે નિર્મળ પાણીમાં જેમ સૂર્યનું પ્રતિબિમ્બ પડે તેમ એના મનમાં વિશ્વના સુખદુઃખનાં પ્રતિબિમ્બ પડે. આવું હૃદય જેનું હોય એ જ માણસ જ્ઞાનીના જ્ઞાનનાં કિરણોને ઝીલી શકે.

દયા તો ધર્મનું મૂળ છે. ગમે તે ધર્મ હોય પણ જ્યાં દયા નથી, ત્યાં ધર્મ નથી. દયા વિના ધર્મ આવી શકતો નથી. જે આત્મા ધર્મી હોય તેનું ચિત્ત દયાથી ભીનું હોવું જોઈએ; દુઃખ જોઈ દ્રવી જાય તેવું હોવું

જોઈએ. ધર્મી માણસ ક્રૂર, નિષ્ઠુર, નફ્ફટ હોઈ શકે નહિ. જેના અંતરને બીજાનાં દર્દની અસર થતી નથી, એ ધર્મી બની શકે નહિ.

પણ માણસમાં જો જ્ઞાન ન હોય તો આ દયા જણાય કેમ ? અજ્ઞાની માણસ અહિંસા અને હિંસાનો વિવેક કેમ કરે ? દયાનું કાર્ય કરવા જાઓ ત્યારે તમારે જ્ઞાન લઈને જવું જોઈએ. જે લોકો દયા–અદયાનો ભેદ ન સમજે, બે વચ્ચે વિવેક ન કરી શકે, એ દયાને નામે હિંસા કરે અને છતાં કહેવડાવે કે પોતે દયાળુ છે. દયાનું કાર્ય કરતી વખતે, જ્ઞાનનો પ્રકાશ જો લાગણી ઉપર નહિ હોય તો કાર્ય નામનું જ–અર્થહીન બનશે.

માટે કાં તો જ્ઞાની બનો અને કાં તો જ્ઞાનીની સલાહ લઈને વર્તો. જ્ઞાનીને ચરણે બેસી, અર્પણભાવે શીખો. આજે લોકો જરાક જાણે છે ત્યાં એને જ્ઞાનનો ગર્વ આવી જાય છે, અથવા તો જ્ઞાનની જડતા આવી જાય છે. અંધારામાં ગોળ તો ગળ્યો જ લાગે છે, પણ એટલું તો જ્ઞાનથી જુઓ કે એની ઉપર ગરોળીની લાળ તો નથી પડી ને !

જે માણસ અભણ હોય અને કબૂલ કરે કે એ પોતે સમજતો નથી તો એને જલદીથી સમજાવી શકાય છે; પણ જે જાણતો નથી અને છતાં જાણ્યાનો દંભ કરે છે એને સમજાવવો મુશ્કેલ હોય છે.

જ્ઞાની માણસથી ભૂલ થઈ જાય છે તો એ તરત જ

ભૂલને જોઈ શકે છે અને સુધારવા મથે છે. વિશેષજ્ઞની આ વિશિષ્ટતા છે. ડાહ્યા માણસને ભૂલ કબૂલ કરતાં વાર નહિ લાગે, પણ જે અર્ધદગ્ધ છે, અર્ધજ્ઞાની છે અને છતાં પોતાને પંડિત માને છે એ તો કહેશે કે તમે કહ્યું એ તો હું જાણતો જ હતો; હું એમ જ કરવાનો હતો. આવા માણસને તો બ્રહ્મા પણ ન સમજાવી શકે. આવા માણસનો જીવનમાં ક્યાંય આરો નથી.

માટે કાં તો જાતે જ્ઞાની બનવા મથો અથવા તો જ્ઞાનીની નિશ્રામાં રહો અને એની સૂચનાનું પાલન કરો; તો કોઈક દહાડો પણ તરવાની આશા રહેશે. જ્યાં શરણાગતિ ન હોય, જ્યાં શ્રદ્ધા ન હોય. ત્યાં માણસ ક્યાંયનો નથી રહેતો.

આપણે ભવસાગરમાં નકામા ભટકીને ભવ પૂરો કરવાનો નથી પણ આગળ વધીને વિકાસ સાધવાનો છે. એટલે કાં તો પૂર્ણ જ્ઞાન કેળવી જાણો અથવા જ્ઞાની, માર્ગદર્શક પાસેથી એ જાણી લો.

એક માણસને કૂતરું કરડ્યું. સાત ઇન્જેકશન લેવાં પડ્યાં અને તે બચી ગયો. પછી એને થયું કે કોઇ બીજાને આમ કૂતરું કરડશે તો! એને દયા આવી અને તેણે પચાસ હજાર રૂપિયાનું દાન કર્યું કે બધાં કૂતરાંને ઝેર આપી મારી નાખો, કે જેથી એ કોઈને કરડે નહિ. એણે માણસને બચાવવા, આમ દયા બતાવી ખરી, પણ જ્ઞાન વગરની. એ દયામાં એમણે શ્વાનસંહારની ક્રૂરતાનો વિચાર

ન કર્યો. મહાપુરુષોએ આથી જણાવ્યું છે કે ધર્મ, દયા અને દાનની સાથે જ્ઞાન–સમજણનો પ્રકાશ જોઈએ.

જ્યારે માણસ પ્રથમવાર હિંસાનું દૃશ્ય જુએ છે ત્યારે એનામાં પ્રકંપ જાગે છે અને એને ચક્કર આવે છે. પછી વારંવાર એવું જ દૃશ્ય જુએ છે, હિંસાની વાતો સાંભળે છે અને પછી એ ટેવાઈ જાય છે. પછી એની કરુણા બુઠ્ઠી અને કુંઠિત બને છે.

એક દિવસ એવો હતો કે હિંસાની વાતથી આપણાં હૃદય દ્રવી જતાં. આજે હવે એની બેચેની આપણને રહી નથી. આજે તો આ ક્રૂરતા અને હિંસા આડકતરી રીતે તમારા ઘરમાં પણ આવી રહી છે. જો કે તમે જાતે હિંસા નથી કરતા, પણ બીજાને કરવામાં સહાય તો કરો જ છો.

ઘણા લોકો સુંવાળા ચામડાના બૂટ, ચંપલ, પાકિટ વગેરે વાપરે છે. પણ તમે જાણતા હશો કે મરી ગયેલા જાનવરનું ચામડું કઠોર થઈ જાય છે, પણ જો એને જીવતું મારી એની ખાલ ઉતારે તો જ એ કોમળ રહે છે. ઉપલી વસ્તુઓની સુંવાળપ જોનાર, આ વાત યાદ રાખે છે ખરો ?

આપણે ત્યાં આજે અહિંસાની ભાવના વધુ ને વધુ સ્થૂળ થઈ રહી છે ત્યારે લંડન જેવાં શહેરોમાં શાકાહારી કલબો શરૂ થઈ રહી છે. તે લોકો અહિંસક ચામડાનો જ વપરાશ કરે છે. મન, વચન અને કાયાથી અહિંસા રાખવાની વાતો કરનાર અને ચૌદશને દહાડે લીલોતરી ન

ખાનાર માણસ દિવસભર કડવી વાણી બોલે છે, ઘરમાં કલહ કરે છે ને તેની સ્ત્રીને અગ્નિસ્નાન કરવું પડે છે! આવું ક્રૂરતાભર્યું અને દયાહીન જીવન માણસ જીવે ત્યાં ધર્મ કેમ શોભે? ધર્મ કેમ પાંગરે?

આજની વૃદ્ધ સાસુઓ, એવા ચૂંટી ચૂંટીને શબ્દો વહુને સંભળાવે છે કે વહુના હૃદયમાં ભાલાની જેમ એ ભોંકાય છે, અને તે આત્મઘાત કરે છે. સાસુઓ એવાં ટોણાં મારે કે વહુને પછી જીવન જીવવા જેવું લાગતું નથી. અને એ જ ડોસીઓ પાછી આઠમ ને ચૌદશ કરવા બેસે છે; ધર્મી હોવાનો ડોળ કરે છે. મને ઘણી વાર પ્રશ્ન થાય છે કે વહુઓ આવા ત્રાસથી આપઘાત કરતી સંભળાય છે, પણ કોઈ ડોશીએ વહુના દુઃખથી અગ્નિસ્નાન કર્યું સાંભળ્યું છે ખરું?

શબ્દોમાં શક્તિ હોય છે. એટલે શબ્દો વાપરતાં વિચારો કે એ કોમળ છે, દયાળુ છે? ઠપકો આપો ત્યારે શબ્દની પસંદગી કરો. ગાંધીજી જ્યારે બહુ ક્રોધમાં આવતા ત્યારે વધુમાં વધુ આટલું બોલતા 'દુનિયા પાગલ ઔર પાજી હો ગઈ હૈ'. આમ શબ્દો એવા ચૂંટવા જોઈએ કે થોડા શબ્દમાં ઘણો ભાવ કહેવાઈ જાય.

જૂના કાળમાં માણસ ગુનો કરતો ત્યારે હક્કાર, મક્કાર અને ધિક્કાર–આવા શબ્દો એને કહેવામાં આવતા. આજની ફાંસી જેવું ત્યારે માણસને આ શબ્દો સાંભળતાં લાગી આવતું. શબ્દોનો ત્યારે કેવો મહિમા હતો! આજે

તો કઠોર શબ્દો સાંભળીને, એને ઘોળીને પી જનારા લોકો પડયા છે!

આપણે ભાષાસમિતિની વાત કરીએ છીએ; વચનગુપ્તિની વાત કરીએ છીએ. આ વચનગુપ્તિ એટલે શું? વિચારો. વચનને ધ્યાનમાં રાખવું, એ એનો અર્થ છે. તીર ને વચન છૂટેલાં પાછાં આવતાં નથી. માટે કોઈ ખરાબ શબ્દ મોંએ આવી જાય તોય બોલો નહિ, ગોપવી રાખો. હોઠ પર આવે તો પાછો લઈ જાવ.

બોલવામાં ઓછામાં ઓછા શબ્દો વાપરો; તો સુખી થશો. વધુ અને ગમે તેમ બોલશો તો 'આમ ન બોલ્યો હોત તો ઠીક થાત' એમ પાછળથી પસ્તાવું પડશે. કોઈ આપણાં જડબાં પહોળાં કરીને પરાણે આપણને બોલાવતું નથી, માટે આપણે જાતે જ એનો સંયમ કેળવવાનો છે.

જે દયાની આપણે વાત કરીએ છીએ તે દયાળુપણું શબ્દમાં પણ હોવું જોઈએ. શબ્દો સુખદ, આનંદકર હોવા જોઈએ. આપણામાં અહિંસક વિચાર, અહિંસક વાણી અને અહિંસક કાર્યની જરૂર છે. ઘણા જણાને અહીં સભાખંડમાં જગ્યા નથી મળતી કે ભગવાનની મૂર્તિ પાસે યોગ્ય જગ્યા નથી મળતી તો એ ગરમ થઈ જાય છે. આમ અહીં ઉપાશ્રય ને દેરાસરમાં ગરમ થનારા, ઘરમાં કેવી ગરમી લાવતા હશે, એ વિચારો.

જ્યારે આપણાં વચનો સુંદર, અહિંસક અને દયાથી

ભરેલાં હોય ત્યારે જ એ તપેલાને શાંતિ આપી શકે.

માણસ માત્રે પ્રવૃત્તિ તો કરવી જ પડે છે, પણ એ પ્રવૃત્તિ કેવી હોવી જોઈએ? મહાપુરુષોએ કહ્યું છે કે 'જે જયણા અને કરુણાથી ચાલે છે, બોલે છે, ખાય છે એવો માણસ બધી ક્રિયા કરે, છતાં પાપને બાંધતો નથી.'

કેટલાક જણ ખાતી વખતેય શાંતિ રાખી શકતા નથી. એડવર્ડની વાત છે કે એ ખાતી વખતે લબલબ કર્યા કરતો, બોલ્યા કરતો, પણ ત્યારે કોઈ વચ્ચે બોલે તો એ તપી જતો. એકવાર એના પાઉં ઉપરના મુરબ્બામાં નાનો વાંદો આવ્યો. પાસે બેઠેલી આઠ વરસની બાળકી એ જોઈ ગઈ અને દાદાને ના કહેવા ગઈ, પણ દાદા ખિજાઈ ગયા. બાળકી મૂંગી રહી. ભોજન પછી દાદાએ પૂછ્યું કે જમતી વખતે તું કેમ વચ્ચે બોલવા જતી હતી? બાળકીએ વાત કરી કે મુરબ્બામાં વાંદો હતો તે તમે ન ખાઓ એમ મારે કહેવું હતું; પણ હવે તો વાંદો તમારા પેટમાં ચાલ્યો ગયો છે એટલે એની વાત શી કરવી! દાદા પસ્તાયા. એને ભૂલ સમજાઈ.

જીવનનાં બધાં કાર્યો પાછળ ઉપયોગની દૃષ્ટિ જરૂરી છે. જેની પાસે ઉપયોગની દૃષ્ટિ નથી, એ કદી દયાળુ બની શકે નહિ. આપણી વાચા, આપણી પ્રવૃત્તિ, દરેક બાબતમાં જયણા રાખીએ તો ફાયદો થાય. ઉપયોગની શૂન્યતા માણસને હેરાન કરે છે. જે માણસ ઉપયોગ રાખીને જીવે છે તેને પશ્ચાત્તાપના પ્રસંગો બહુ ઓછા આવે છે. દયાનો

ગુણ જીવનમાં આ રીતે અત્યંત ઉપયોગી છે.

એક શેઠ હતા. એને પુત્રની ખૂબ ઝંખના. કોઈએ કહ્યું કે તમે દેવીને બોકડો ચઢાવો તો તમારે ત્યાં પુત્રનો જન્મ થશે. શેઠ કહે કે મારાથી કાંઈ એવું કામ થાય! એક જણે ઉપાય બતાવ્યો કે તમે એવું કામ જાતે ન કરતા. મને રૂા. ૫૦૦ આપો, અને હું એ કામ કરીશ. સંસારની આસક્તિ કેવી છે? શેઠે એમ કર્યું અને દૈવયોગે શેઠને ત્યાં બાળક જન્મ્યો.

પુત્ર એક વરસનો થયો ત્યાં શેઠ ગુજરી ગયા. મરીને એ બોકડો થયા. આ છોકરાએ દર વર્ષે ચાલ્યા આવતા ક્રમ પ્રમાણે દેવીને બોકડો ચઢાવવાનું ઠરાવ્યું. ગામમાંથી બોકડો મંગાવ્યો. બોકડો જ્યાં દુકાન પાસે આવ્યો ત્યાં તો એને જાતિસ્મરણ થયું. 'આ મારી દુકાન; આ મારો દીકરો!' બોકડો ત્યાં થંભી ગયો. એ ચાલતો નથી એટલે છોકરાએ કહ્યું કે એને મારીને લઈ જાઓ.

આટલી વારમાં એક સાધુ ત્યાં આવી ચડ્યા. એમના ચિત્તમાં કરુણા ઊભરાતી હતી. દીકરાના સાંભળતાં પેલા બોકડાને સાધુએ કહ્યું કે "દીકરા માટે તેં બોકડો મરાવ્યો, તો આજે તારે બોકડો થઈ ખેંચાવું પડ્યું છે. આસક્તિ વખતે ઉપયોગ ન રાખ્યો, તો હવે શા માટે ખેંચતાણ કરે છે?" પછી તો ગુરુએ એને ઊગાર્યો. પણ એક નાની મમતા ખાતર જીવને કેટલું ભોગવવું પડે છે એ આમાંથી તારવવાનું છે.

આટે કહેવામાં આવ્યું છે કે આત્માની અધોગતિ કરી કોઈ કાર્ય કરશો નહિ. જેના હૃદયમાં દયાનું ઝરણું વહેતું હોય તેનાથી, જેમાં હિંસાને ઉત્તેજન મળે એવું કામ થાય જ કેમ?

ધર્મી માણસ સાચો દયાળુ હોવો જોઈએ ને એણે મનસા, વાચા, કર્મણા અહિંસક ભાવનાથી જીવવા પ્રયત્નશીલ રહેવું જોઈએ.

૨૮-૭-૬૦

## દયાના બે સ્રોત

**જે ધર્મી** આત્મા, ધર્મની અંદર આગળ વધવા માગતો હોય, તે પોતાની હૃદયભૂમિકામાં દયાનું વૃક્ષ વાવે. જ્યાં આ દયાનું વૃક્ષ નથી, ત્યાં શાંતિની છાયા નથી હોતી; અને તો પછી બીજો દુઃખી જીવ એને ત્યાં આવીને શાંતિ પામે ક્યાંથી? *આટલા માટે ધર્મી માટે આ ગુણ અનિ*-વાર્ય છે.

આ દયા સ્વ અને પર, બન્ને પરત્વે રાખવાની છે. કોઈને વાગ્યું હોય, કોઈ ગરીબ હોય, કોઈ આંધળો હોય અને મદદ માગે તો આપણે સહાય કરીએ છીએ. આ દ્રવ્ય-દયા સાથે, ભાવ-દયાની પણ જરૂર છે. જેની પાસે આત્માનું ધન, ધર્મ નથી તે વધારે દરિદ્ર છે; અને તેવાને દયા બતાવનાર જગતમાં આજે બહુ ઓછા લોકો છે. ધન નથી તે નિર્ધન; તેમ જ જેને ધર્મ નથી તે નિર્ધર્મ છે અને તે વધુ સહાયને પાત્ર છે.

નિર્ધનને પૈસા નહિ મળે તો એ કદાચ ઓછાં પાપ કરશે, પણ જો માણસ નિર્ધર્મી હશે ને એને જીવનની દૃષ્ટિ નહિ મળે તો તે વધુ પાપ કરશે. માણસ ઘણીવાર

સમૃદ્ધિનાં સાધનોથી નીચે જાય છે. એનાં સાધનો એનાં પાપને સગવડ કરી આપે છે. પૈસાદાર જો અન્યાય અને અનીતિનાં કાર્યો કરશે તો પણ એને રોકનાર કોઈ નથી, જ્યારે મધ્યમ વર્ગનો માણસ આજુબાજુના લોકોની ટીકાઓને લીધે, એની બીકે પણ મર્યાદામાં રહે છે. કરોડાધિપતિ દારૂ પીએ, સિનેમામાં રખડે, નટનટીઓનો સંગ રાખે છતાં એને કહેવાની કોઈ હિંમત નહિ કરે. કારણ લોકોને એનો વૈભવ આંજી દે છે. આમ પૈસાને પાપની છૂટ મળી રહે છે.

એટલા જ માટે દુઃખિયા કરતાં સુખિયા લોકોની, જ્ઞાનીઓને વધારે દયા આવે છે, કારણ એવા લોકોને ડૂબવાની વધુ શકયતા હોય છે. આને કારણે જ જ્ઞાનીઓમાં આવા માટે વધુ ભાવદયા જાગે છે.

દયાના અનેક પ્રકારો છે. તમે લૂલા-લંગડાની દયા ખાઓ છો, એના કરતાં જેનાં જીવન પાપથી, કલુષિતતાથી ભરેલાં છે તેને છોડાવવા માટે વધુ દયા બતાવો. દુઃખમાંથી માણસ ઊંચે જઈ શકે છે, પણ સુખીનું સુખ એને નીચું પાડે છે. દાદર ચડવામાં કદી નથી પડાતું; પણ ઊતરતાં ક્યારેક લપસી પડાય છે. મુસીબત, દુઃખ માણસને સારો બનાવે છે; જ્યારે પૈસો અને પ્રતિષ્ઠા આવે ત્યારે લપસવાનો ભય વધુ જાગે છે. પછી તો એના મિત્રો, નોકરો સૌ એનાં વખાણ જ માત્ર કરે છે; એના દોષ એને કોઈ ચિંધતું નથી, અને એની કોઈ દયા પણ ખાતું નથી.

પણ દુઃખ તો માણસને સ્વર્ગ સુધી લઈ જઈ શકે છે. દેવલોકમાં વધુ સંખ્યા કયા વર્ગમાંથી આવે છે, ખબર છે? પશુઓમાંથી. માનવોમાંથી જેટલા દેવો બને છે એના કરતાં પશુઓમાંથી દેવ બનીને આવનારા વધુ સંખ્યામાં હોય છે. દેવલોકના થાળાને ભરનાર આમ પશુઓ વધારે છે; માનવી ઓછા.

ગાડું ખેંચતો બળદ, માર ખાતો, ખાતો, ભૂખ્યો, તરસ્યો અકામ નિર્જરા કરીને દેવ બને છે; પણ માનવી તો આને બદલે પુણ્ય પૂરું કરીને આજે નીચે ને નીચે જઈ રહ્યો છે. માનવીમાં નથી, તે અકામ નિર્જરાની શક્તિ પશુઓમાં રહી છે. માટે હું એમ કહું છું કે ભલે તમે દેવ ન બનો, પણ માનવી તો રહો! દૂધપાક ને પૂરી ભલે ન પામો, પણ મળે છે તે ખીચડીય શું કામ ખૂઓ છો?

જેનામાં ક્રોધ, માન, માયા, લોભ વગેરે પાતળાં હોય તે મરીને ફરીથી મનુષ્યજન્મમાં આવી શકે છે. વળી દાનની રુચિ એ પણ માનવીને માનવજન્મ અપાવવામાં સહાયક બને છે. કોઈ લઈને રાજી થાય છે, તો કોઈ દઈને રાજી થાય છે. જ્ઞાનીઓ કહે છે કે જગતમાં બીજાનું ખાઈને આનંદ માનનારા ઘણા છે, પણ ખવરાવીને આનંદ લેનારા ઓછા છે. પ્રેમાળ પત્ની જેમ પતિની વાટ જુએ છે તેમ ભક્તનું હૃદય દાનના પ્રસંગ માટે કાયમ વાટ જુએ છે. ભગવાન આવે કે ન આવે, પણ ભક્તને તડપવું પડે છે. પ્રભુને પધરાવવાની આવી ધૂન પેલા જીરણ શેઠને લાગેલી.

આહા ! એનું દિલ ભક્તિ અને દાનભાવથી કેવું ઊભરાતું હતું ! ભાવમાં ને ભાવમાં એણે બાર દેવલોક સુધી ઊર્ધ્વ-ગમન કર્યું; આનું નામ ખરી ભક્તિ.

આવો ધર્મ, બહારની વસ્તુ કરતાં આંતર વસ્તુ સાથે વધુ સંબંધ ધરાવે છે. દાન વિના દેવ મળે નહિ, પણ એમાં દાન એ તો ગૌણ છે; ભાવના એ જ મુખ્ય વસ્તુ છે. ભાવના જાગ્યા પછી દાન આપ્યા વિના રહેવાય જ નહિ. આવું દાન દેવા માટે અંતરમાં ઝંખના જોઈએ; ઉલ્લાસ જોઈએ.

જીરણ શેઠને આવું થયેલું. એને થાય છે કે શેરીએ શેરીએ જળ છંટકાવું. એ એની ભાવના બતાવે છે. આજે તો સાધુના ત્યાગ પ્રત્યે જે રાગ જોઈએ તેને બદલે લોકોમાં ત્યાગ પ્રત્યે વૈરાગ્ય વધુ જાગ્યો છે ! આજના લોકો ત્યાગને ત્યજતાં શીખ્યા છે અને રાગને ભજવા લાગ્યા છે. ત્યાગની ભાવના આજે જૂના વખતની જેમ માનવીમાં પૂજ્યભાવ નથી જગાવતી.

આપણા હૃદયમાં પણ આજે તો રાગ આવીને બેઠો છે. એક સગો આવે કે જમાઈ આવે તો લેવા ને મૂકવા જાઓ છો, પણ સાધુને માટે એટલોય ભાવ આજે જણાતો નથી. જીરણ શેઠમાં આ ભાવ હતો, તો એને લીધે એ બાર દેવલોક સુધી પહોંચી ગયા.

દાન આપતાં પહેલાં દાનની રુચિ જાગવી જોઈએ. એ એનામાં જાગી ગઈ હતી. એવી રુચિ હોય ત્યારે દાન

દેવામાં કાંઇક જુદી જ મજા આવે છે. સમાજમાં નામ થશે, પ્રતિષ્ઠા વધશે માટે તમે ફાળામાં પૈસા ભરો એવા દાનની કાંઈ જ કિંમત નથી. ખરી રુચિ હોય તો અંદરથી દાનનો ઉલ્લાસ, ઊમળકો જાગે. આ રુચિ હોય તો મનુષ્ય સાચો મનુષ્ય બની શકે. સાચું દાન મનુષ્યને બીજે જન્મે પણ મનુષ્ય બનાવે છે.

આ તો દાનની વાત થઈ. પણ આપણે તો દયાની વાત ચાલે છે. ગરીબો પ્રત્યે દયા આણવી તે દ્રવ્ય-દયા; ધર્મ વગરના ધનિકો પ્રત્યે કરુણા લાવવી તે ભાવ-દયા; પણ પોતે જ્યારે ક્રોધ, માન, માયા, લોભમાં સપડાઈને અવળે માર્ગે જતો હોય ત્યારે, વિચારીને પોતાની ઉપર દયા લાવવી, તે સ્વ-દયા. તમે ભિખારીની દયા ખાઓ છો, પણ તમે તમારી દયા ખાઓ છો ખરા ? શું તમારામાં કષાય નથી ? છે. તો પછી તે માટે કદી વિચાર કર્યો છે કે મારા આત્માનું શું થશે ? આવી દયા આવે છે ખરી ?

તમે ક્રોધ કરો ત્યારે તમારી દયા ખાઓ. એ શીખશો, પછી બીજાને માટેની સાચી દયા, પર-દયા તમારામાં જાગશે. ભગવાનને ડંખવા જ્યારે પેલો ચંડકોશી ગયો ત્યારે ભગવાને એના ક્રોધની દયા ખાધી. આનું નામ પર-દયા.

આજે તો માણસ પોતાની આસપાસ પાપની પાળ બાંધીને જાતે જ અંદર પુરાઈ રહ્યો છે. જો આ સ્વ-દયા બરાબર સમજાશે તો ભાવ-દયા સમજતાં વાર નહિ લાગે.

ભાવ–દયા આવતાં મા-બાપપણું આવશે. પોતાના જ દીકરાને કારણે મા દુઃખી હોય, છતાં પડોશી પૂછવા આવે ત્યારે એ પુત્રનું ઉપરાણું લે છે. એમ આપણે બીજાના દોષો, ખાનગી વાતો જાણતા હોઈએ છતાં અન્યને કહીએ નહિ, એને બદનામ ન કરીએ.

ગુનેગારને સુધારવો હોય તો એની વાતો સાંભળીને ચારે બાજુ ચંદરવો ન બાંધો; એથી તો તમે ય નીચા ઊતરો છો. બીજાને સુધારવા માટે મા જેવા બનો; શોક્ય જેવા નહિ. બીજાને સુધારવા માટે અંતરની આવી ઉદારતા અત્યંત આવશ્યક છે.

આજે લોકો દાની અને ધર્મી બનવા દોડ કરે છે, પણ ખરી રીતે જેમ મરજીવો સાગરને તળિયે ડૂબકી મારી મોતી શોધી લાવે છે, તેમ ધર્મી આત્માએ જિંદગીના ઊંડા સમુદ્રમાં ઊતરીને દર્શન, જ્ઞાન, ચારિત્ર્યરૂપ ધર્મની શોધ કરવાની છે. આ મુશ્કેલ છે અને અનેક જન્મો પછી એ પ્રાપ્ય બને છે. આપણે તો આજે વગર સાધનાએ જરાક તપ કરીને મોક્ષની ચિઠ્ઠી ફડાવવાની ઇચ્છા રાખીએ છીએ. પણ કુદરતનો તો કાનૂન છે: 'જેવી કરણી તેવી પાર ઊતરણી.' કુદરતને ત્યાં કાંઈ લાંચરુશ્વત ચાલતાં નથી. ત્યાં તો અખંડ ને અમર એવો કાયદો જ કામ કરે છે.

આ દર્શન આપણને એમ સમજાવે છે કે મુક્તિ તરફ જનારે જીવનમાં ઊંડા ઊતરવું પડશે. દુનિયા પ્રત્યેની બાહ્ય દયા એ તો સામાન્ય દયા છે. પણ આપણું દિલ

તો મા અને ગુરુ જેવું જોઈએ. આપણે કોઈની નિંદા ન કરીએ. આજે સોમાંથી પંચાણું જણ પાછળથી બીજાની ટીકા કરનારા હોય છે. પણ વાત્સલ્યથી, ભાવથી મોઢે ભૂલ કહી સહાય કરનાર માણસ નથી દેખાતા. જ્યાં સુધી આ સમજણ નહિ આવે ત્યાં સુધી આપણામાં ભાવ–દયા નહિ આવે.

બીજાને સહાયક થવા માટે આપણામાં સમ્યગ્ દર્શન, પવિત્ર સમજણ લાવવાની જરૂર છે. આ ન જાગે ત્યાં સુધીની દયા તે બાહ્ય દયા છે, ભાવ–દયા નહિ.

આપણે જીવનમાં દયાનાં બેઉ પાસાં જોવાનાં છે; સ્વ–દયા અને પર–દયા. પર આત્માની અધોગતિ ઉપર તમે દયા ખાઓ છો, પણ આજના તમે કરોડાધિપતિ કાલે ક્યાં કેંકાઈ જશો એની, તમારી પોતાની દયા ખાઓ છો ખરા ? જે માણસની અંદર આ સ્વ–દયા અને ભાવ–દયા બેઉની સમજ છે તે જ ધર્મનો સાચો અધિકારી છે.

આવી દયા આપણામાં આવી છે ? ન આવી હોય તો વિચારો કે શાથી નથી આવી ? દરરોજ શીખેલું ફરી વિચારી જાઓ. સદ્ગુણનો વિચાર કરો અને દ્રવ્યદયા અને ભાવદયાની ભાવના કેળવવા પ્રયાસ કરો.

તા. ૨૯–૭–'૬૦

## વિશ્વ-એકાત્મભાવ

આપણે દયા વિષેના બે વિચાર-સ્વદયા અને પર-દયા જોયા. હજી એક ત્રીજો વિચાર જોવાનો બાકી રહે છે. આપણે ઘણી વાર બોલીએ છીએ કે 'दया धर्मका मूल है' પણ આનો અર્થ શો? ધર્મના અનેક પ્રકારો અને દૃષ્ટિઓ હશે, પણ એમ છતાં બધા ધર્મના મૂળમાં દયા રહેલી છે. બીજી અનેક બાબતોમાં ધર્મોની દૃષ્ટિ કદાચ જુદી પડતી હશે, પણ દયાની બાબતમાં કોઈ ધર્મ જુદો પડતો નથી.

જગતમાં દરેક માણસ દયાથી જીવવા ચાહે છે. તમને જેમ મૃત્યુ, હેરાનગતિ, ક્રૂરતા પસંદ નથી, એમ જગતનેય એ ગમતાં નથી. જેમ મોતીની માળામાંનાં મોતી બધાં જુદાં હોય છે, છતાં અંદરનો દોરો એક અને સળંગ હોય છે, એમ વિશ્વના બધા ધર્મોમાં દયાનો દોર એક સરખો સમાન પડેલો છે.

વિશ્વ માટે એકાત્મભાવ એ દયાની નવ્ય દૃષ્ટિ છે. માટે આપણે પેલો મંત્ર સાંભળીએ છીએ કે 'आत्मवत् सर्व भूतेषु सुखदुःखे प्रियाप्रिये' બીજાનાં દુઃખનો પડઘો

આપણા હૃદયમાં પડે તો એક વિચારનો ઉદ્ગમ થાય કે મને નથી ગમતું તે બીજાનેય નથી ગમતું; મને ગમે છે તે જ બીજાને ગમે છે. આમાંથી જ વિશ્વ–એકાત્મભાવ ધીમે ધીમે પ્રગટે છે.

સ્વદયા અને પરદયાની સાથે આ ત્રીજી ભાવના–વિશ્વ–એકાત્મભાવની પણ ખાસ જરૂર છે. એનાથી વિશ્વ સાથેનો, જિંદગી સાથેનો સંવાદ જાગે છે. પછી તો એ માણસ બધામાં શુભની ભાવના જોતો થાય છે; એ દ્દષ્ટા બને છે. પણ આવું દર્શન માત્ર આંખથી નહિ, વિચાર-આત્મા દ્વારા આવે છે.

આપણે તો વિશ્વમાં સંવેદન જગવવાનું છે. જેમ એક દિલરુબા કે સિતારના એકાદ તારને પણ તમે સ્પર્શો તો બીજા બધા તાર રણઝણી ઊઠે છે, એ રીતે વિશ્વના માનવીઓ સંગે આપણે સહાનુભૂતિ રાખી શકીશું તો આખા વિશ્વ સાથે એવું તાદાત્મ્ય સાધી શકીશું.

માટે યાદ રાખો કે મને ગમે છે તે જ બીજાને ગમે છે; મને દુઃખકર છે એ બીજાને ય દુઃખકર બને છે. આથી દરેક શબ્દ બોલતી વખતે વિચારો કે આ શબ્દ સામાને ગમશે ?

માનો કે તમને કોઈને 'નાલાયક' કહેવાનું મન થયું. તો પ્રથમ એ શબ્દ તમને પોતાને લગાડી જુઓ અને તમને ન ગમે તો બીજાને ય નહિ ગમે એમ માની એ છોડી દો. માણસને મોઢું મળ્યું છે માટે બોલી કાઢવું

એમ ન ચાલે. અંદરથી શબ્દ આવે કે જરી એને ઊભો રાખો. તમે વાપરવા ધારેલ વિશેષણ તમને સારું, વહાલું લાગે છે? આમ વિચારો. પણ આજ તો દયાની માત્ર વાતો રહી ગઈ છે, અને વિશ્વ સંગેની અનુભૂતિ, સંવેદનના તાર તૂટી ગયા છે.

એકવાર એક વણજારો થોડુંક સોનું વેચવા માટે એક ચોકસીને ત્યાં ગયો. જઈને કહ્યું કે શા ભાવે સોનું ખરીદશો? ચોકસીએ કહ્યું કે રૂપિયે તોલો. વણજારાને તો આશ્ચર્ય થયું. 'રૂપિયે તોલો?' એને થયું કે ત્યારે તો એ જ ભાવે હું જ સોનું ખરીદું તો કેવું! એણે ચોકસીને કહ્યું કે ત્યારે તો હું જ એ ભાવે થોડું સોનું ખરીદવા માગું છું; તો એ ભાવે મને સો તોલા સોનું તોળી આપો. ત્યારે ચોકસી કહે કે 'મારા સોનાનો ભાવ તો ૧૦૦ રૂપિયે તોલો છે.' જુઓ! લેવા માટેનો ભાવ રૂપિયે તોલો અને વેચવા માટેનો ભાવ સો રૂપિયે તોલો! આજે આપણા જીવનનાં બધાં ક્ષેત્રોમાં આમ ચાલે છે. મારો પ્રાણ મોંઘો —સો રૂપિયે તોલો—પણ બીજાનો પ્રાણ રૂપિયે તોલો! હું આજે ઘસાવા તૈયાર નથી, ભલે આખી દુનિયા મારે માટે ઘસાય.

આજે આપણી એકની સગવડ ખાતર, સુખ માટે આપણે ન કરવાનું કરવા તૈયાર થઈએ છીએ. એક માણસને રોજ પથારીમાં ફૂલ પાથરીને સૂવાનો શોખ હતો. માળીને કાયમ માટે એણે આ હુકમ કરી દીધેલો. પોતાને ફૂલની શય્યાનો શોખ. પણ એક રાતની ઊંઘને માટે હજારો ફૂલોનો કેવો નાશ! આમ જ જીવહિંસા કરી, શોખનાં

સાધનો વાપરતાં માણસને આજે આંચકો લાગતો નથી.

ખરી રીતે તો વિશ્વના નાનામાં નાના જંતુ સાથે સમવેદના જાગવી જોઈએ. જ્યાં સુધી આપણે આવી આત્મીયતા નહિ સાધીએ ત્યાં સુધી સાચો દયાભાવ જાગશે નહિ, અને અહિંસાની વાતો માત્ર ઊંચે આકાશમાં જ રહેશે.

આપણે તો સર્વ સંગે આત્મીયતા સાધવાની છે. મારા પ્રાણ અને જીવન જેટલાં જ બીજાના પ્રાણ અને જીવન કિંમતી છે, એ સમજવાનું છે. પણ આજે તો આપણે આપણી જાતને જ મહત્ત્વ આપીએ છીએ. બીજાને માટે તો આજે પ્રકંપ જ રહ્યો નથી. બંગાળનો દુષ્કાળ, જાપાનની ધરતીકંપની ખાનાખરાબી, અનેકનાં મૃત્યુની સરખામણીમાં આજે તો માણસને પોતાનું નાનું ગૂમડું વધારે દુઃખદ લાગે છે. એને ખાતર એ દોડાદોડ કરી મૂકે છે; જગતના ધરતીકંપ કરતાં એનો પોતાનો નાનો દાંતનો દુખાવો એને વધારે પીડા આપે છે.

જ્યાં સુધી આ રીતે માણસ બીજાના કરતાં પોતાના પ્રાણને, દુઃખને મહત્ત્વ આપે છે ત્યાં સુધી એનામાં અહિંસાની ભાવના આવે ક્યાંથી? તમે ખાદી પહેરો છો અને એ અહિંસાનું પ્રતીક છે એમ બોલો છો, પણ તમે વિશ્વ સંગે એકાત્મભાવ, સમસંવેદન, પ્રકંપ અનુભવો છો ખરા? ખાદી પહેરનાર જો સાચો અહિંસક હોય તો એની વાણીમાંથી મત્સ્ય-ઉદ્યોગની અને 'પશુઓને મારો' એવી વાણી નીકળી શકે ખરી?

અહિંસા અને દયાને ઘણો નિકટનો સંબંધ છે. જ્યાં દયાનાં ઝરણાં વહેતાં નથી, ત્યાં અહિંસાનો અંશ પણ નહિ મળે. જીવનનો આ સિદ્ધાંત આપણે બરાબર સમજવાનો છે.

એક હતા શેઠ. એને ત્યાં એક ઘરઘાટી હતો. શેઠની નાની છોકરીને એણે ઉછેરેલી. પછી એ દેશમાં ગયો. પાછળથી આ છોકરી માંદી પડી અને મરી ગઈ. શેઠે ઘાટીને ખબર આપી. આઠ મહિને એ પાછો આવ્યો. ઘરમાં દાખલ થતાં જ એની આંખમાંથી આંસુ ચાલ્યાં. શેઠે પૂછ્યું: 'કેમ રડે છે?' ગદ્‌ગદ્ કંઠે માંડ માંડ ઘાટીએ જવાબ આપ્યો. 'મૂલગી ગેલી' એ વધુ બોલી ન શક્યો.

શેઠને એમ કે એ ઘાટીની પુત્રી મરી ગઈ લાગે છે. એટલે એણે આશ્વાસન આપતાં કહ્યું: 'એ તો હોય; જન્મે એ તો જાય જ ને? એમાં રડવાનું શું?' રામો વિચારતો હતો કે શેઠ કેટલા જ્ઞાની છે? એટલામાં શેઠે પૂછ્યું: 'કેટલા વર્ષની છોકરી હતી?' રામાને લાગ્યું કે શેઠ ઊંધું સમજ્યા લાગે છે. એટલે તેણે સ્પષ્ટ કહ્યું કે 'शेठ तूमची मूलगी' અને પળવારમાં શેઠને એ ભુલાયેલી પુત્રી યાદ આવતાં જોરથી એ રડવા બેઠા. પારકી દીકરી એટલે કાંઈ નહિ અને પોતાની પુત્રીની વાત આવી ત્યાં કેવો મોહ! આવે વખતે જ આપણે વિશ્વ-એકાત્મભાવના દોરનો વિચાર કરવાનો છે. સાચા ધર્મીના અંતરમાં આવું, દયાનું ઝરણું નિત્ય વહેવું જોઈએ.

એટલે સ્વદયા ને પરદયાની સાથે આપણે ત્રીજી ભાવના વિશ્વ એકાત્મભાવ કેળવવાનો છે. જ્યારે મારા જેવો જ

આત્મા સર્વત્ર છે, સૌને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે એમ આપણે સમજતા થઈએ ત્યારે વિચારના ગળણાથી ગળ્યા વગરની, દરેક અળગણ પ્રવૃત્તિ આપણે કરતાં અટકીશું. પછી એવો વિચારક સહેજે જોશે કે હિંસક દવાઓ, હિંસક ચામડાની વસ્તુઓ એ બધું અયોગ્ય છે. પણ આને માટે સૌથી પ્રથમ તો આપણું મન, વિશ્વની સાથે એકાત્મભાવ અનુભવતું થવું જોઈએ; પછી દયા, અહિંસા વગેરે સ્વાભાવિક બની જશે.

એક મોટા સાધુ સંગે, એક નાનો સાધુ શ્રમણ જંગલમાં વિહાર કરી રહ્યો હતો. આમ તો એ છોકરો નાનો હતો છતાં એનો આત્મા જાગૃત થયેલો, છતાં ઉંમરની અસર પણ રહે ને! એણે પાણીનું ભરેલું એક ખાબોચિયું જોયું. એની બાલ્યવૃત્તિને પાણીમાં છબછબિયાં કરવાનું મન થયું. એણે તેમ કર્યું. ખાબોચિયાને સાગર કલ્પી, લાકડાના પાત્રને હોડી માની, એ તરાવી આનંદ માણતો હતો, ત્યાં પેલા સાધુએ આ જોયું. એણે એને કહ્યું કે પાણીમાં જીવ હોય, વનસ્પતિ હોય, ને આપણાથી આવું થાય! બસ સાંભળતાં જ છોકરો જાગ્રત થઈ ગયો. 'आत्मवत् सर्व भूतेषु' સમજનાર આવું કરે? એવો જ્ઞાની ઉતાવળે કોઈ પ્રવૃત્તિ કરે નહિ અને કદાચ થઈ જાય તો પશ્ચાતાપ–અનુતાપ કરે.' આને પણ અનુતાપમાંથી, ગદગદતી વિચારણામાંથી કેવળ જ્ઞાન જાગી ગયું.

એ મુનિનું નામ હતું અતિમુક્ત! પશ્ચાતાપ દ્વારા એ કેવો જલદી મુક્ત થઈ ગયો!

એવો પશ્ચાતાપ એ મનોભૂમિકાની વાત છે. આપણાં શ્રવણ, વાચન–પ્રવાચનમાંથી આવું માનસિક પરિવર્તન જાગવું જોઈએ. એને બાહ્ય દેખાવ સાથે કશો સંબંધ નથી, એને કોઈ જાતના થર્મોમીટરથી માપી શકાતું નથી. આત્માની અંદર આવી રીતે જે સૂક્ષ્મ સ્પંદનો જાગે છે, તેને માપી શકાતાં નથી, પણ એની અનુભૂતિ જરૂર થઈ શકે છે.

આવા માનસિક પરિવર્તનથી ગઈ કાલનો ખરાબમાં ખરાબ ગણાતો માણસ, આજે સારામાં સારો બની શકે છે. જેને મનની સમજણ જાગી જાય છે એના મનપરિવર્તન સૂક્ષ્મ હોય છે. કયો માણસ ક્યારે મનમાં અનુતાપનાં આંસુ પાડી નિર્મળ બનશે તે આપણે જાણતા નથી.

આ માટે આપણે આપણી માનસિક ભૂમિકાઓ વિશુદ્ધ બનાવવી જોઈએ, આત્મસંવેદના અનુભવતા થવું જોઈએ, તો જ વિશ્વ એકાત્મભાવ આવી શકશે.

દયા અને અહિંસા એક જ સિક્કાનાં બે પાસાં છે. એક વિધેયાત્મક છે; બીજો નિષેધાત્મક છે. આપણને ન ગમે તે બીજાને માટે ન વિચારીએ, ન બોલીએ, ન કરીએ, તો આવું વિશ્વ–એકાત્મભાવનું સંવેદનમય અને સંવાદમય સંગીત પ્રગટે.

તા. ૩૦–૭–'૬૦.

## માધ્યસ્થ

આજે આપણે ૧૧મા સદ્ગુણનો વિચાર કરવાના છીએ. ધર્મનો સાચા સ્વરૂપમાં કોણ વિચાર કરી શકે? જેનામાં માધ્યસ્થ હોય અને સૌમ્યદૃષ્ટિ હોય. આ બે ભાવનાઓને સંયુક્ત રીતે મૂકીને એક સુંદર વિચાર આપવામાં આવ્યો છે. માધ્યસ્થ એટલે? જેના મનનાં દ્વાર સદાય ખુલ્લાં હોય, જેને કોઈ પણ ધર્મ પ્રત્યે પૂર્વગ્રહ ન હોય; જેને દુરાગ્રહ ન હોય; નવા સત્યનો સ્વીકાર કરવા જે તૈયાર હોય.

આ માધ્યસ્થ ભાવ સાથે, પ્રકૃતિથી એ સૌમ્ય હોવો જોઈએ. માધ્યસ્થ સાથે સૌમ્યતા ન હોય તો દ્વેષ આવી જાય. બુદ્ધિની અંદર માધ્યસ્થપણું અને પ્રકૃતિમાં સૌમ્યતાનો અંશ હોય તો તે માણસ જીવનના કોયડાઓનો શાંતિથી ઉકેલ આણી શકે છે. જેના મનમાં પક્ષપાત છે તે શાંતિથી સામાન્ય વિચાર નહિ કરી શકે, તો ધર્મ જેવી અસામાન્ય વાતનો વિચાર તો એ ક્યાંથી કરી શકે?

જીવનમાં જેને ધર્મ આચરવો છે, તેનામાં આ બેઉ

ભાવ જોઈએ; માધ્યસ્થ અને સૌમ્યતા. અતિરાગ પણ નહિ અને તિરસ્કાર પણ નહિ. સામાન્ય રીતે માનવીનું મન ચંચળ છે. ચંચળ મન શાંતિથી વિચાર કરી શકતું નથી. જીવનની સામાન્ય વાતો માટે મન–બુદ્ધિની આ સ્વસ્થતા અનિવાર્ય છે. એ વખતે, દૃષ્ટિ દ્વેષ વગરની અને બુદ્ધિ માધ્યસ્થ ભાવવાળી હશે તો જ તે સત્યનું દર્શન કરી શકશે.

એક ગુરુ પાસે બે શિષ્યો ગયા. ઉપદેશમાં ગુરુએ બેઉને એક સરખી ત્રણ વાતો કહી: લોકપ્રિય બનવું, મીઠું ખાવું અને સુખેથી સૂવું. એમાનો એક શિષ્ય પ્રજ્ઞ હતો અને એણે પોતાનો માર્ગ લીધો; બીજો માધ્યસ્થ–સૌમ્યદૃષ્ટિવિહોણો હતો.

આ બીજા શિષ્યે તો ગુરુના શબ્દોને જ પકડયા. એણે મંત્રતંત્ર શરૂ કર્યા, વૈદું શરૂ કર્યું અને લોકપ્રિય થવા માંડયું. ભિક્ષામાં રોટલી–રોટલાને બદલે પેંડા, મેસૂર, ગુલાબજાંબુ લેવા માંડયાં; અને રાતના આઠથી સવારના આઠ સુધી સૂવા માંડયું. એણે માની લીધું કે પોતે ગુરુના શબ્દોને બરાબર પાળે છે.

આ શિષ્યે ગુરુના માત્ર શબ્દો જ સાંભળ્યા. પણ એ શબ્દોનો મર્મ એ પામ્યો નહોતો. આવા લોકો શબ્દોના અર્થનું, ભાવનું ખૂન કરે છે. આજે લોકો ધર્મગુરુઓના, મહાપુરુષોના શબ્દોને જ માત્ર વળગ્યા છે, પણ એનો ઊંડો મર્મ, અર્થ ભૂલ્યા છે. આથી જે મહાપુરુષો વિશ્વમાં

શાંતિ અને સમાધાન સર્જવા આવ્યા હતા તેમના જ શબ્દોને નામે, એના ભક્તોએ આજે અનેક પ્રકારના ઝઘડા, કજિયા, પંથ અને માર્ગો ઊભા કર્યા છે. માટે શબ્દને ન વળગો; એની પાછળના અર્થને શોધો, સમજો.

"ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર" એમાં એ જ કહેવા માગે છે કે શબ્દને ન વળગો; ભાષાનો ભાવ જાણો. આને માટે સતત માધ્યસ્થની જરૂર છે. આ ભાવના માટે શ્રમ અને સાધના બેઉ જોઈએ.

એક કાવ્યપંક્તિ લો. 'રામ ! તારા રાજ્યમાં દીવા-નથી અંધારું છે.' આ પંક્તિમાંથી એક માણસ એમ સમજે કે દીવાનથી રાજ્યમાં અંધારું છે; તો 'રામ એને કાઢી મૂકે; પણ 'રામ ! તારા રાજ્યમાં દીવા નથી, (તેથી) અંધારું છે' એમ સમજે તો બીજો જ ભાવ સમજાય. આપણે તો આમ ભાષાના વિરામ અને વિચારનો ખ્યાલ કરતા રહેવાનું છે. આ પ્રમાણે માણસ જો અનેકવાર ધર્મસૂત્રોનું વાચન કરી જાય પણ એનો અર્થ ન જાણે તો જીવનમાં એને મજા નહિ આવે.

માટે આપણને કહ્યું છે કે શબ્દોને લો ત્યારે એની ઉપાસના કરો; એનું દર્શન પામો. એના ભાવમાં જ્યારે તમે એકાકાર થશો ત્યારે એમાંથી મધુરતા જાગશે. પેલા શિષ્યે ત્રણ મંત્રોનો ખોટો ઉપયોગ કર્યો અને પરિણામે એણે ખોટી લોકપ્રિયતા મેળવેલી તે આખરે ગઈ ને ફજેત થયો. ખાઈને માંદો પડ્યો અને ઊંઘીને પ્રમાદી બન્યો, કારણ ? એનામાં

માધ્યસ્થપૂર્ણ સાચું જ્ઞાન, વિજ્ઞાન, ચેતના નહોતાં જાગ્યાં.

એકવાર ફરીથી એને એનો પ્રજ્ઞ ગુરુબન્ધુ મળ્યો. એણે જોયું કે એણે તો માત્ર ગુરુના શબ્દોને પકડયા છે, પણ એના ભાવને એ સમજ્યો નથી. મોઢે શબ્દો કર્યા છે, ગોખ્યા છે, કડકડાટ બોલી જાય છે પણ એ ભાવને ભૂલ્યો છે.

એ પ્રજ્ઞ શિષ્યે પછી પેલાને બતાવ્યું કે ગુરુના ત્રણ સંદેશનો ભાવ તો એવો હતો કે મીઠું ખાવું એટલે એકાંતરે ખાવું, તપ કરીને ખાવું; ખરી ભૂખ લાગે ત્યારે ખાવું. તપને પારણે સૂકો રોટલો પણ મીઠો બની જાય છે.

ચીનનો એક તત્ત્વચિંતક એકવાર અમેરિકા ગયો. ત્યાં એ દાક્તરોની પરિષદમાં ગયો. દાક્તરોએ એને પૂછ્યું કે તમારે ત્યાંના દાક્તરો કેવા છે? કાંઈ જાત અનુભવ છે?

તત્ત્વચિંતકે કહ્યું કે 'હા, એકવાર હું માંદો પડ્યો. મેં દાક્તરને બોલાવ્યો. એણે એકના બે રોગ કર્યા. બીજાને બોલાવ્યા; એણે ત્રીજો રોગ ઉમેર્યો. પછી મેં ત્રીજા દાકતરને બોલાવ્યો, પણ ત્યારે એ ગામમાં ન હતો. એ એક અઠવાડિયે આવ્યો પણ ત્યાં તો દવા વગર જ મારો રોગ મટી ગયેલો.' આજના ઘણા રોગો વિષે આ શું સાચું નથી? કેટલાક રોગો ડૉકટરોથી જ નથી વધ્યા? હા, કેટલાક જરૂર મટયા હશે પણ વધ્યા છે કેટલા?

આપણા રોગોનું કારણ એ છે કે આપણું અન્ન

આજે મીઠું નથી રહ્યું. આપણે તો તીખું, ચટાકેદાર ખાઈએ છીએ. બાકી ખરેખર ક્ષુધા લાગે ત્યારે તો સાદું અન્ન પણ મીઠું લાગે.

પેલા ગુરુએ કહેલું કે 'મીઠું ખાઓ' એટલે ત્યારે ખાઓ કે જ્યારે અન્ન મીઠું લાગે; ભૂખ લાગે ત્યારે; તપ અને તિતિક્ષા પછી જ ખાઓ. અને લોકપ્રિયતા એટલે? નિઃસ્પૃહતા. જે માણસને દુનિયામાંથી કાંઈ પણ લેવાની ઈચ્છા નથી, તે લોકપ્રિય થાય છે. આવી લોકપ્રિયતા ભાષણોથી, મીઠી વાતો કરવાથી કે જ્યોતિષના મંત્રતંત્રથી નથી આવતી. એ તો જેને લેવાની ઈચ્છા નથી, પણ આપવાની સ્પૃહા છે, તેને જ વરે છે.

જેના અંતરમાં માત્ર અપેક્ષા જ પડેલી હોય એ કેવી રીતે લોકપ્રિય થઈ શકે? એ તો ગરોળી જેવો કહેવાય. ગરોળી માત્ર લેવાનો જ સદા વિચાર કરે છે; કાંઈક મેળવવાની જ એ ઈચ્છા રાખે છે. આવી રીતે ઘણા માણસો માત્ર અપેક્ષા જ રાખે છે. એ ક્યારેય એમ નથી વિચારતો કે હું શું કરું કે જેથી બીજાને લાભ થાય.

આપણે આપણાં બધાં કામ જાતે જ કરવાં જોઈએ. કોઈની અપેક્ષા ન રાખો. આમ કરશો તો થશે એવું કે નહિ સોંપો તોય હજાર હાથ તમને સહાય કરવા દોડશે. આનું નામ લોકપ્રિયતા, નિઃસ્પૃહતા. માટે કહ્યું છે કે :—

'સહજ મિલા સો દૂધ બરાબર,
માંગ લિયા સો પાની;

ખિંચ લિયા સો ખૂન બરાબર,
યદ ગોરખકી વાણી.'

સહજ ભાવે મળી જાય એ જ સારું; બાકી માગીએ તો આપણું પાણી ઊતરી ગયું. એટલે, જીવનમાં આપણે ઓછામાં ઓછી જરૂરિયાત રાખવી. બધાય વગર ચલાવતાં શીખો. આવો ભાવ જાગે ત્યારે આત્માની અસ્મિતા આવે. આપણે સંપત્તિનાં, સાધનોનાં દાસ થવાનું નથી; આપણે તો દિલ–સંપત્તિની શ્રીમંતાઈ બતાવવાની છે. અને તો જ જીવનમાં ખરી ખુમારી આવી શકશે.

આપણે જ કરેલી જરૂરિયાતો આપણને પછી એની પાછળ કેવી દોડાવે છે તે જુઓ. જરૂરિયાતો આમ માણસને નીચેમાં નીચે લઈ જાય છે; પણ ઊંચે જવા માટે તો માણસે આ જરૂરિયાતો ઓછી કરવાની છે. અન્ન, વસ્ત્ર અને રહેઠાણ જરૂરી છે; પણ એ સિવાયનાં બીજાં સાધનો આજે તમારી બેડીઓ બની બેઠાં છે. વસ્તુના આવા ગુલામ ન બનો. એમાં ઘેરાઈ ન જાઓ.

જિંદગીમાં પ્રથમ ઇચ્છા કરીએ અને એ ન મળે એટલે આપણને દુઃખ થાય છે. ખરી રીતે દુઃખ છે જ નહિ, પણ ઇચ્છાને લીધે આપણે દુખ ઊભું કરીએ છીએ; આપણે લાવીએ છીએ. ઇચ્છાને બોલાવો એટલે એનો ભાઈ દુઃખ એની પાછળ અટળ ચાલ્યો જ આવે છે.

આમ લોકપ્રિયતા એટલે નિસ્પૃહતા. આ એક જ રીતે આવે કે સ્પૃહા જ ન કરવી; સંતોષથી જીવવું. આ

વસ્તુ ખૂબ મજા આપશે. મિત્રો કહે કે લો અને આપણે ના કહીએ; એ નિઃસ્પૃહતાથી લોકપ્રિયતા આવે.

ગુરુનો ત્રીજો સંદેશ એટલે 'સુખે સૂવું' એનો અર્થ એ કે આત્માના વિચારમાં મનને રોકવું. માત્ર દેહ થાકે ત્યારે શરીરને ઢળવા દેવું: આવો માણસ ઊંઘે, પણ ઊઠે એટલે સ્વસ્થ. એને ઊંઘમાં સ્વપ્નાં, બકવાટ, ધમપછાડા મારવાનું રહેતું નથી.

સુખેથી સૂવું એટલે આત્માની વિચારણામાં મસ્ત રહેવું. જીવન એવું બનાવવું કે જેમાં ભય ન હોય અને તેથી એ સુખેથી સૂઈ શકે. જેનું મન અભય છે, એવો માણસ ભૂમિ ઉપર પણ બાદશાહી આરામથી સૂશે.

ફૂટ પાથ ઉપર થાકીને ઊંઘતા માણસને જે આનંદ હોય છે એ આનંદ, હવેલીમાં સૂતેલાને નથી મળતો; કારણ ? એકનું મન ભયમુક્ત અને શ્રમની સાધનાવાળું છે, બીજાનું ભયવાળું અને શ્રમ વગરનું છે.

આ ત્રણે ઉપદેશનો ખરો અર્થ, પ્રજ્ઞ શિષ્ય જેનામાં માધ્યસ્થભાવ હતો અને જેનામાં સૌમ્યદૃષ્ટિ હતી તે એ સમજી શક્યો. એ શિષ્યને કશો પૂર્વગ્રહ ન હતો. સૌમ્ય દૃષ્ટિ હોવાથી એનામાં દ્વેષ ન હતો; આથી એ બીજા શિષ્ય સાથે લડ્યો નહિ; એણે તો એની દયા ખાધી. પરિણામે એના વિચારો બીજા શિષ્યે ઝીલ્યા.

આપણે પણ આમ શબ્દોની પાછળની લક્ષણા સમજવી જોઈએ. 'ગંગામાં ઝૂંપડું' કહીએ એટલે ગંગાના

પાણીમાં ઝૂંપડું બાંધવાની વાત નથી, પણ ગંગાને તીરે ઝૂંપડું એમ ભાવ-અર્થ છે. મહાપુરુષોનાં વાક્યોમાં આવો લક્ષણાભાવ હોય છે; એ અર્થગંભીર હોય છે. જેનામાં માધ્યસ્થ હોય, જેનામાં સૌમ્યતા હોય તેઓ આ સમજી શકે. વિકાસ માટે બુદ્ધિમાં માધ્યસ્થ અને દૃષ્ટિમાં સૌમ્યતા બેઉ જોઈએ. આવો માણસ ધર્મવિચારને સાચા સ્વરૂપમાં જાણી શકે છે, સમજી શકે છે.

તા. ૧-૮-૬૦

## માધ્યસ્થનું માધુર્ય

**ધર્મનો** યોગ્ય અધિકારી માણસ બુદ્ધિમાં માધ્યસ્થ અને દૃષ્ટિમાં સૌમ્યતા દાખવે. એનો સ્વભાવ જડ ન હોય. એવા માણસને જ્યાં વાળવો હોય ત્યાં વાળી શકાય. જેનામાં રાગદ્વેષની તીવ્રતા ન હોય તે માણસ સરળતાની વસ્તુને– ભાવને ગ્રહણ કરી શકે. આજે લોકોમાં માધ્યસ્થભાવ નથી એટલે પોતાની ખોટી વાતને નકામા વળગી રહે છે ને છોડવા તૈયાર થતા નથી. ઊલટું તેઓ એમ માને છે કે પોતે જે કરે છે, એ જ સાચું છે અને પોતે ધર્મમાં વિશ્વાસવાળો છે.

પણ આવો માણસ ભૂલે છે કે કોઈ પણ વસ્તુને આકાર આપવો હોય તો એ વસ્તુ નરમ હોવી જોઈએ. માટી સૂકી હોય ને આકાર આપો તો તેમાં તરડ પડી જાય. જો માટી નરમ, ભીની, આર્દ્ર, કોમળ હોય તો એને યોગ્ય આકાર આપી શકાય. આ પ્રમાણે, જેના જીવનમાં માધ્યસ્થ નથી, તેવો માણસ મિથ્યાત્વમાંથી ઊંચે નથી આવી શકતો; પણ જેના સ્વભાવમાં જે સદ્‌ગુણો છે તે [illegible]ની વાતને [illegible] કરવા તૈયાર હોય છે.

જેનામાં માધ્યસ્થભાવ નથી તે એક બાજુ નમી પડે, ઢળી પડે છે ને વાતને એવી રીતે પકડે છે કે પછી એ બીજાને સાંભળવા તત્પર નથી હોતો; છેવટે સત્યથી વંચિત રહીને જિંદગી પસાર કરે છે. આવા માણસને કદી સત્ય મળી શકતું નથી.

તમે જોયું કે આ માધ્યસ્થભાવ સાથે સૌમ્યતા જરૂરી છે. માધ્યસ્થ સાથે સૌમ્યતાની દૃષ્ટિ હશે તો એ જરા જરા વાતમાં ઉગ્ર નહિ બને. જો માણસ જરાક નિમિત્ત મળતાં ઉગ્ર થઈ જાય, તો પછી ધર્મનો અર્થ શો? નાની વાતમાં આવેશમાં આવી જવું અને નિમિત્ત ન મળે ત્યાં સુધી 'હું ગુસ્સો નથી કરતો' એવો આડંબર કરવો એ તો ખોટું છે. એમ જુઓ તો કૂતરુંય નિમિત્ત ન મળે ત્યાં સુધી તો ભસતું જ નથી! એ પણ અજાણ્યાને જુએ છે તો જ ભસે છે. નિમિત્ત ન મળે ત્યાં સુધી જ શાંત રહીએ, એ તો કૂતરુંય કરે છે; પછી એનામાં ને માણસમાં ફેર શો?

દરેક પ્રવૃત્તિમાં માધ્યસ્થભાવ અને સૌમ્ય દૃષ્ટિ કેળવો. સામો માણસ કદાચ તપી જાય તો પણ તમે ગરમ ન થાઓ. તમે જાણો છો કે હથોડો પોતે જો ઠંડો રહે તો જ એ લોખંડને ટીપી શકે. એ પોતે ગરમ થઈ જાય તો એ પોતાના હાથાને જ પ્રથમ બાળી નાખશે. યાદ રાખજો કે ઉશ્કેરાટ અને અશાંતિ સાથેની અનેક ક્રિયાઓ કરતાં, એક મિનિટની શાંતિપૂર્ણ ક્રિયા વધુ મહત્ત્વની છે. અશાંતિ તો બધી ક્રિયાઓને ભરખી જાય છે.

કહેવાય છે કે ' મીયાં ચોરે મૂઠે અને અલ્લા ચોરે ઊંટે.' એમ આપણે ખૂબ મહેનત કરી ધર્મક્રિયા કરીએ, પ્રવૃત્તિ કરીએ, પૂજા–સેવા કરીએ, સમતા કેળવીએ અને જરાક નિમિત્ત મળતાં જો એક જ મિનિટની ગરમીમાં એ શાંતિનો નાશ કરીએ, તો કેટલું નુકશાન થાય ! એક નાનો એવો અગ્નિનો તણખો કરોડ મણ રૂને બાળી નાખે છે. એમ આપણી અશાંતિ, આપણા ક્રોધની એક જ ચિનગારી, સમતારૂપી રૂને બાળી નાખશે.

આપણી આ સમતા જીવનના પ્રસંગોમાં કેમ ચોરાઈ જાય છે એ જોતા રહો. સારા અને ખરાબ પ્રસંગ વખતે આપણું માનસિક સમતોલપણું જળવાય છે કે તૂટે છે, એનું ધ્યાન રાખો.

એક ટેકરી ઉપર એક સાધુ રહેતા હતા. ત્યાં એક દિવસ એક ભક્ત આવ્યો અને સાધુને કહે કે મારે જાત્રાએ જવું છે, માટે આ સો સોનામહોર સાચવો. સાધુ કહે ભાઈ! મેં સંસાર છોડ્યો છે, તે શું તારી સોનામહોર સાચવવા ? એ કાંઈ મારું કામ નથી. પણ પેલાએ બહુ જ આગ્રહ કર્યો, ત્યારે સાધુએ કહ્યું કે ભલે. પેલી બાજુ ખાડો ખોદીને મૂકી જા. ભક્ત તો એમ કરી, નિર્ભય થઈને જાત્રાએ ગયો.

બાર મહિને એ પાછો આવ્યો. સાધુ પાસેથી પેલી કોથળી માગી. સાધુએ કીધું કે તેં કોથળી જ્યાં મૂકી હશે ત્યાં જ એ હશે. ખોદીને સોનામહોરોની કોથળી એણે કાઢી

અને પછી બે મોઢે સાધુની પ્રશંસા કરવા માંડયો. આટલી સ્તુતિ કરવા છતાં પેલા સાધુને એની કાંઈ જ અસર ન થઈ. પણ આપણે તો જરાક અનુકૂળતાં મળતાં ફુલાઈ જઈએ છીએ અને પ્રતિકૂળતા મળતાં સંકોચાઈ જઈએ છીએ. એટલે આપણે યાદ રાખવું જોઈએ કે જીવનમાં તો બેઉ રહેવાનાં. બધા દહાડા કાંઈ સરખા નથી હોતા. જીવનમાં સંયોગ અને વિયોગ આવ્યા જ કરે છે, અને આવ્યા જ કરવાના. આપણે એ વખતે સમતા કેળવવાની છે. એટલે ધીમે ધીમે મનને શાંત કરવા મથો. મન જ્યારે આવેગમાં કે આવેશમાં આવી જાય ત્યારે અંદરના આત્માએ એને શાંત કરવા મથવું જોઈએ; પ્રગતિની શાંતિ જાળવી રાખવી જોઈએ. આપણે જોયું કે પેલા સાધુની સ્તુતિ થઈ ત્યારે એ ફુલાયા નહિ; એમ જ પ્રશંસાથી આપણે ફુલાવાનું નથી; નિંદાથી મૂંઝાવાનું નથી.

કોથળી લઈને પેલો ભકત ઘેર આવ્યો. સ્ત્રીને કહ્યું કે નાહીને આવું છું; પછી જમીએ. પેલી સ્ત્રીએ તો હરખમાં ને હરખમાં લાડુ બનાવવાનો વિચાર કર્યો. પેલી કોથળીમાંથી એક સોનામહોર કાઢી ચીજ વસ્તુ લઈ આવી અને ભોજન તૈયાર કર્યું. પેલો નાહીને આવ્યો અને લક્ષ્મીવંદન કરવા બેઠો. પણ મહોરો ગણી તો એક ઓછી. એને થયું કે પેલો સાધુ જ ચોર લાગે છે. મારા બેટાએ ધીમે રહીને એક કાઢી લીધી લાગે છે અને પાછો સંત થઈને બેઠો છે! હું જાઉં અને એને ખબર પાડી દઉં. આવેશમાં ને આવેશમાં એ દોડયો. જુઓ! આવેશમાં હવે અસ્થિ-

રતા આવતાં એ કોઈને સાંભળવા તૈયાર નથી. બૈરી પૂછતી રહી અને એ તો ભાગ્યો સાધુ પાસે. આવેશમાં એનું મગજ પણ એના કાબુમાં ન રહ્યું.

સાધુ તો ચેલાઓ વચ્ચે શાંતિથી બેઠા છે. ત્યાં તો એણે આવીને 'ચોર પાખંડી! ઊભો રે! તારી ખબર લઉં' કહેતો ગમે તેમ બોલવા લાગ્યો. આવેશ માણસમાં કેવો દૃષ્ટિભ્રમ અને મતિભ્રમ ઊભા કરે છે! એ ગમે તે બોલી નાખે છે. ચૂંટી ચૂંટીને હલકામાં હલકા શબ્દો એણે સાધુને સંભળાવ્યા અને કહ્યું કે સોનામહોર ચોરી છે તે આપ, નહિતર આખા ગામમાં બદનામ કરીશ. સાધુ તો શાંત રહ્યા. પેલો થાકીને પાછો ફર્યો. રસ્તામાં જેટલા લોકો મળ્યા તે બધાને કાને સાધુનું ખરાબ બોલી એણે એને બદનામ કર્યા.

ઘેર આવીને એણે સ્ત્રીને બધી વાત કરી કે એ સાધુએ સોનામહોર ચોરી પણ હું એને કેવો ફજેત કરી આવ્યો! ત્યારે સ્ત્રીએ કહ્યું: 'તમે આ શું કર્યું?' અને એણે વાપરેલી એક સોનામહોરની વાત કરી. વાત સાંભળતા જ એ અવાક થઈ ગયો. શરમાઈ ગયો. જમ્યા વગર જ એ સીધો સાધુ પાસે દોડયો અને પગમાં પડી એમની માફી માગી, 'મેં આપની કરેલ નિંદાથી આપને દુઃખ તો નથી થયું ને?' સાધુએ જમીન પરથી ધૂળની ચપટી લઈ, નીચે નાખતાં કહ્યું કે આમ 'સાધુઓને મન નિંદા અને સ્તુતિ, બેઉ આ ધૂળ જેવી છે.' સાધુ તો ચંદન

જેવા શીતલ હતા. તેઓ એ જ શાંતિ બતાવી રહ્યા હતા. એ તો પ્રશંસાથી ન ફુલાયા કે ગાળોથી ન દુભાયા. એમણે સમતા રાખી અને તેથી એ જીતી ગયા.

આ દૃષ્ટાંત આપણને શીખવે છે કે ઘરમાં અને બહાર આપણે જીવનમાં શાંતિ અને સમતા રાખવી જોઈએ. કોઈની ભૂલ થઈ જાય તો શાંત વાતાવરણ વખતે એને સમજાવો, વિચારણા આપો, પણ તમે ગરમ ન બનો.

પેલા સાધુને સ્તુતિ કે નિંદા કાંઈ સ્પર્શી શકી નહિ. એનામાં માધ્યસ્થ ભાવ અને સૌમ્ય દૃષ્ટિ, બંને હતાં. જેનામાં આ બે ગુણ હોય તેવો આત્મા જ ધર્મની આરાધના કરી શકે. આવા માધ્યસ્થ ભાવવાળો માણસ સારાનો સ્વીકાર કરે અને દૃષ્ટિની સૌમ્યતા કેળવે. દુર્ગુણને એ દૂરથી જ છોડી દે છે. આમ જ્યારે માણસને સદ્‌ગુણ સોના જેવો, અને દુર્ગુણ પેલા વીજળીના તાર જેવો ભયંકર લાગશે, ત્યારે એ સાચો ધર્મી થઈ શકશે.

એવો માણસ સદ્‌ગુણનો સદા સંસર્ગ કરે છે, અને દુર્ગુણનો સદા ત્યાગ કરે છે. આવા માણસમાં જ માધ્યસ્થ અને સૌમ્યતા આવી શકે, ટકી શકે.

તા. ૨–૮–૬૦

## ગુણાનુરાગ

**આજે** બારમા સદ્‌ગુણનો આપણે વિચાર કરવાના છીએ. આ ગુણ એટલે ગુણાનુરાગીપણું. આ દુનિયામાં, કાગની દૃષ્ટિ તો સૌને વરેલી હોય છે, પણ હંસદૃષ્ટિ આવવી મુશ્કેલ છે. બીજાના દોષ જોવાનું કામ આપણે અનાદિ અનંત કાળથી કરતા આવ્યા છીએ. એ આપણે માટે સરળ બની ગયું છે. આને પરિણામે, સંસારમાંથી આજસુધી આપણે માત્ર દોષ જોયા કર્યા છે; ગુણ નથી તારવ્યા.

જેમ ગળણીમાંથી ઘી ગળાઈ જાય અને કચરો ગળણીમાં રહી જાય છે, તેમ સંસારને જોવાની આપણી દૃષ્ટિ દોષવાળી હોય તો એ ગળણીમાંથી સારા ગુણો ગળાઈને ચાલ્યા જશે અને માત્ર દુર્ગુણો જ આપણા ભાગ્યમાં રહેવાના.

ગુણાનુરાગી માણસ ગુણવંતનું બહુમાન કરે. એ પોતાના કરતાં બીજામાં વિશિષ્ટ તત્ત્વ જોવા મથે છે, એની પ્રશંસા કરે છે. જેમ ઝવેરી ગમે તેટલાં મોતી અને હીરામાંથી, સાચાં મોતી અને ખરા હીરાને પારખી કાઢે છે

એમ ગુણાનુરાગી આત્મા, બીજાની પાસેથી ગુણ જોઈ ગુણ-નો ભંડાર બને છે. કાગડા જેવી દૃષ્ટિ રાખી જીવનને ખરાબ કરવું એના કરતાં હંસદૃષ્ટિ રાખતાં ક્યારેક છેતરાઈ જવામાં પણ ફાયદો છે.

એક વખત ઇન્દ્રસભામાં વાત ચાલી કે ગુણાનુરાગી હોય તે ગુણવંતની કદર કરનારો હોય, અને જગતમાં આવી વ્યક્તિ શ્રીકૃષ્ણ મહારાજા છે. આ સાંભળી એક દેવથી ન રહેવાયું. એણે એમની કસોટી કરવા માટે શ્વાનનું રૂપ લીધું અને રસ્તામાં જઈને એ ઊભા. કહોવાઈ ગયેલું એનું શરીર, ખસથી ખવાઈ ગયેલું પૂંછડું, લબડી ગયેલા કાન અને દુર્ગંધ મારતી કાયા. સૌ એને જોઈ મોં ફેરવી ચાલ્યા જાય છે.

શ્રીકૃષ્ણ મહારાજ ત્યાંથી નીકળ્યા. એ તો ગુણાનુરાગી હતા. એમણે જોયું કે આમાંય કાંઈક તો સારું છે જ: એમણે વિચાર્યું: 'એના દાંત કેવા મજાના દાડમની કળી જેવા છે!' આ સાંભળી શ્વાનના રૂપમાં આવેલો દેવ એમને નમી પડ્યો. એણે કહ્યું કે ભગવન! શ્વાનના દુર્ગુણને જોનારા ઘણા હતા પણ દુર્ગુણમાં સદ્ગુણને જોનારા, ગુણાનુરાગી તો આપ એક જ નીકળ્યા, આપને હું વંદું છું.

આપણે આ દુનિયામાં થોડાં વર્ષોનું જીવન જીવવાનું હોય છે અને એમાંનો ચોથો ભાગ ખાવામાં અને ચોથો ભાગ સૂવામાં જાય છે, બાકીનો સમય થોડાક ધંધો કરવામાં

અને બીજો બધો સમય બીજાના દોષો જોવામાં અને પોતાનાં રોદણાં રોવામાં જાય છે. આમાં આપણા આત્મા માટેનો વિચાર કરવાનો સમય ક્યાં?

પારકાની વાતો કરવામાં, એની વાતો યાદ રાખવામાં, આપણે એટલી શક્તિ ખરચીએ છીએ કે સાચું યાદ રાખવાનું યાદ રહેતું નથી. આમ તમે જો બીજાનું, ભળતું જ બધું યાદ રાખી બેસી રહો, તો તમારા આત્માને કયારે યાદ કરવાના! આજે આપણું મન આવી વાતોથી એટલું બધું ભરેલું છે કે કાલનીય વાત આપણને આજ યાદ રહેતી નથી. નકામી વાતોની યાદથી આપણાં મન આજે ઠાંસોઠાંસ ભરેલાં છે, અને તેથી નવી, સારી વાતને મનમાં રહેવાનો અવકાશ જ નથી રહ્યો. આ બતાવે છે કે આપણા મગજમાં નકામું ઘણું ભર્યું છે.

આ દશામાંથી સુધરવાનો એક માર્ગ એ કે ગુણાનુરાગી બનવું. ગુણવંત પાસેથી જે સારું મળે તે લ્યો; બાકીની બધી વાતો ભૂલી જાઓ. જેમ ભ્રમર ફૂલ ઉપર બેસી, મધ ચૂસી, બીજાને પીડા આપ્યા વગર વિચરે છે, એમ તમે પણ ગુણની ગૌચરી કરો. લોકો પાસેથી, ગમે ત્યાંથી શીખો, જેથી ખરાબ વાતો મગજમાં ભરાઈ ન જાય અને સારું મળી રહે.

પણ આને માટે આપણે ગુણના એકલા પ્રશંસક જ નહિ, પણ એના રાગી બનવાનું છે. જેના પર આપણને રાગ હોય તેને માટે જેમ બધું કરવા આપણે તૈયાર થઈએ

સ્ત્રીએ, તેમ ગુણાનુરાગી બનવા માટે પણ કરો. જેમ પોતાનું બાળક દાઢી ખેંચે, ધક્કો મારે તોય મીઠું લાગે છે તેમ. કારણ ? એની પાછળ પિતાને બાળક માટેનો રાગ ભર્યો છે.

દુનિયાના રાગી ન બનતાં આપણે હવે ગુણના રાગી બનવાનું છે. જેમ વેપારી માણસ એના વેપાર પ્રત્યેના રાગને કારણે બજારમાં દોડે છે, એમ આપણામાં સદ્‌ગુણ માટેનો રાગ જાગવો જોઈએ; તો તમે ગુણવંત તરફ દોડી જશો, અને કાંઈક મેળવવા પ્રયાસ કરશો. એવા ગુણવાન પાસેથી લૂંટાય એટલું લૂંટો; તમારો જીવનભંડાર સદ્‌ગુણથી ભરો. આ ગુણ, ગુણીજન વ્યક્તિમાં પોતાનામાં હોય છે. હીરાનાં કિરણો હીરાની અંદર રહેલાં હોય છે; મોતીનું પાણી મોતીમાં છે, એના ભૂકામાં નહિ. આમ, ગુણીમાં આપણે ગુણ જોવાનો છે. જ્યારે આપણે આવા ગુણાનુરાગી ને ગુણવંત પુરુષોના પૂજક બનીશું ત્યારે જ આપણામાં મહાનતા આવશે. ગુણવંતનું સન્માન કરો તો એ ગુણ તમારામાં આવે; પણ આજે એ માનભાવ રહ્યો નથી; આપણે એ કેળવવાનો છે.

બે બ્રાહ્મણો કાશીમાં સંસ્કૃત ભણીને પાછા આવ્યા. બંને એક ધર્મશાળામાં ઊતર્યા હતા. ગામના એક શેઠ ત્યાં આવ્યા અને બેઉને પોતાને ત્યાં જમવા નોતર્યા. એમાંનો એક ન્યાય ભણીને પંડિત થયેલો; બીજો વ્યાકરણમાં પંડિત બનેલો. ન્યાયશાસ્ત્રી કહે કે વૈયાકરણીઓ પિશાચ જેવા હોય છે; તો વૈયાકરણી કહે કે ન્યાય ભણનારા રીંછ જેવા

હોય છે. આમ બેઉને, પરસ્પરની વિદ્યા માટે માન નહોતું પણ ધિક્કાર હતો. બેઉ પંડિત થયેલા પણ એમને એમ ન થયું કે સામાની દૃષ્ટિ પણ સમજવા મથું. જો એમ કરત તો એ બેઉ જણ એક બીજાના પૂરક, પ્રશંસક બનત અને પોતે ગુણ મેળવત.

સમાજમાં જુદાં જુદાં ક્ષેત્રોમાં જુદા જુદા લોકો કામ કરે છે. હજામ, ધોબી, કાપડિયો–બધાનું સમાજમાં સરખું સ્થાન છે. એમ ન ચાલે તો દરેક જણ બીજાનો વિરોધક અને વિઘાતક બની જાય. ખરી રીતે તો સમાજ આપણને ઉપયોગી છે, તેમ આ દરેક ધંધાદારીએ સમાજને ઉપયોગી થવાનું છે.

બીજે દિવસે બેઉ પંડિતો પેલા શેઠને ત્યાં જમવા આવ્યા. બેઉને જુદા ઓરડામાં બેસાડ્યા. બેઉનામાં એક-બીજા માટે પૂર્વગ્રહ પડેલો છે. દરેકને એમ લાગે છે કે શેઠને ત્યાં મારા જેટલું માન, બીજાને ન મળવું જોઈએ, કારણકે મારું જ્ઞાન વધારે ઊંચું છે.

પેલો ન્યાયશાસ્ત્રવાળો શેઠને કહે કે શેઠ! પેલો માણસ વ્યાકરણ ભણેલો છે પણ સાવ ગધેડા જેવો છે; ન્યાયનું તો એને જ્ઞાન જ નથી. આમ કહી એણે એના ન્યાયનું પ્રદર્શન કર્યું. પછી શેઠ ત્યાંથી ઊઠીને વૈયાકરણી પાસે ગયા, તો એ કહે કે શેઠ! ન્યાયવાળો તો સાવ બળદ છે; એને વ્યાકરણનું જરાય ભાન નથી. ક્યાં ષષ્ઠી અને ક્યાં સપ્તમી વાપરવી એટલુંય જ્ઞાન એને નથી. એમ

કહી એણે પોતાની લાયાનું પ્રદર્શન કર્યું.

શેઠ સમજી ગયા કે આ બેઉ ન્યાય અને વ્યાકરણ ભણ્યા છે પણ અંદરથી બળેલા છે. આ તો બંને સરખા પોથી-પંડિતો છે, પણ એમના જીવનમાં શૂન્યતા છે. એને થયું કે પંડિતો આવા! સંસ્કારી માણસ આવો હોય! વિદ્યા, શાસ્ત્ર, ચારિત્ર્ય વગેરે જો જીવનમાં પચે નહિ તો એમના શબ્દો કેવા દુર્ગંધ મારતા નીકળે! એણે નક્કી કર્યું કે ડાહ્યાનું કામ એ કે ભૂલેલા પંડિતોનેય માર્ગ બતાવવો. મારે આ કામ કરવું પડશે.

શેઠે પછી બેઉને જમવા બેસાડ્યા. પાટલા અને થાળી મૂક્યાં. ચાંદીની થાળી અને ચાંદીના લોટા. એકને ભૂંસું પીરસ્યું; બીજાની થાળીમાં ઘાસ પીરસ્યું. પેલા પંડિતોએ તો થાળીમાં આવું જોઈ, રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું, અને ત્રાડ નાખી: 'અમારું આવું ઘોર અપમાન!'

શેઠે કહ્યું કે ગરમ ન થાઓ. જુઓ! હું તો આપ જેવા પંડિતોનું કહેલું ન પાળું, તે કેમ ચાલે! આપે કહ્યું હતું તે પ્રમાણે, આપમાંના ગધેડા પાસે મેં ભૂંસું મૂક્યું છે, અને બળદ પાસે મેં ઘાસ મૂક્યું છે, અને તે યોગ્ય છે. આ સાંભળી પંડિતો પોતાના શબ્દો યાદ કરીને શરમાઈ ગયા. શેઠે એમને શીખવ્યું કે તમે શાસ્ત્રો ભણ્યા છો, પણ તમારી દૃષ્ટિ ખુલી નથી. તેથી જ મેં તમને આજે જીવનનું આ જ્ઞાન આપ્યું છે; પણ હવે યાદ રાખજો કે બીજાને ઉતારી પાડનાર પોતે ઊંચો નથી રહી શકતો. અને આ સાંભળી

બેઉએ પરસ્પરની માફી માગી. શેઠે એમને આમ સત્કાર અને સન્માનથી સુધાર્યાં.

સંસારમાં ને કુટુંબમાં તમે પણ એક બીજાની નિંદા ન કરો. એક બીજાના પૂરક બનો. તો જ સંસાર મીઠો લાગશે.

ગુણાનુરાગીનું કામ, ગુણવંતનું માન કરવાનું છે. બાકી તો જગતમાં દોષ કોનામાં નથી હોતા? પણ વહુ અને સાસુ, દેરાણી અને જેઠાણી સૌમાં ત્રૂટી ન જોતાં એના ગુણ જૂએ. આજે વિશ્વની મોટામાં મોટી ખામી એ છે કે સૌમાં દોષદૃષ્ટિ વધી રહી છે; ગુણદૃષ્ટિ ઘટી રહી છે.

તા. ૪–૮–'૬૦

## સદ્‌ગુણની ઉપાસના

દોષદૃષ્ટિ એ માણસનો અનાદિ કાળનો એક કુસ્વભાવ છે, ટેવ છે. કોઈ વસ્તુ ઢાળ તરફ વહી જાય તો એમાં કાંઈ એની મહત્તા નથી. જિંદગીમાં ચઢવું જ મુશ્કેલ હોય છે; ઊતરવું તો સાવ સહેલું છે. દુનિયામાં માણસને અધમ બનાવનાર તે આ દોષદૃષ્ટિ છે; જ્યારે જીવનને આગળ વધારનાર તો ગુણદૃષ્ટિ છે.

તમને ખબર છે કે આખા ગામનો કચરો ભેગો કરનાર માણસ, પોતે કચરો સંઘરીને ઘરમાં નથી રાખતો. કચરાને ભેગો કરી એ ઉકરડામાં નાખે છે. તો પછી, આપણે લોકોના દોષની ગંદકી આપણી સાથે લઈને શું કરવા ફરવું? આમ કરનાર માણસ તો પેલા કરતાંય વધુ નીચ છે. એ તો બધાના દોષો જોઈ, પોતાનામાં સંઘરી રાખે છે. આવો માણસ જ્યાં ખરાબ વાતો થતી હોય ત્યાં દોડી જાય છે અને ઘરનું દિવેલ બાળી બીજાના દોષ શોધે છે.

માટે સમાજને સ્વચ્છ રાખવા માટે મહાપુરુષો આપણને ગુણાનુરાગી થવાનું કહે છે. દોષથી ભરેલી આજની દુનિયામાં ગુણનું દર્શન દુર્લભ છે. દરેક ઘરમાં બગીચાઓ

નથી હોતા; એમ સર્વત્ર સદ્‌ગુણ પણ નથી હોતા. એક સ્થળે કહેવામાં આવ્યું છે કે—

'નિંદા ન કરજો પારકી,
ન રહેવાય તો કરજો આપકી.'

જો નિંદા કર્યા સિવાય ન રહી શકો તો માત્ર તમારી પોતાની જ નિંદા કરજો.

ધોબી પણ પૈસા લઈને કપડાં ધૂએ છે, પણ આપણે તો આપણી જીભથી મનુષ્યના મેલને મફત ધોઈએ છીએ. માટે નકામી વાતો ઓછી કરો અને કામની વાતો તરફ વધુ ધ્યાન આપો. આમ કરશું તો જ હંમેશાં આપણા મોંમાંથી સુવાક્યો નીકળશે.

આજે આપણે સોળ સતીઓનાં ચરિત્ર સંભારતાં નથી; આપણા ચોવીસ તીર્થંકરોનાં ચરિત્ર આપણને યાદ નથી. આ આપણું સદ્‌ભાગ્ય છે? આ સ્થિતિમાં આપણે તેમની શી આરાધના કરી શકીએ? જો સમજણપૂર્વકની આરાધના હોય તો જ તે અદ્‌ભુત બની શકે છે.

આજે આપણા જ્ઞાનતંતુઓ શિથિલ થઈ રહ્યા છે, કારણ કે એની ઉપર નબળા શબ્દોના ઘા સતત ચાલુ જ છે. શબ્દની અસર જબ્બર થાય છે એ યાદ રાખવું જોઈએ. ક્રોધભર્યા એક શબ્દથી આપણી આંખના ખૂણા લાલ થઈ જાય છે, અને મર્મભર્યા એક સારા શબ્દથી, આપણે હાસ્યમાં મસ્ત થઈએ છીએ. શબ્દોની આમ કેવી અસર છે! જેમ એક સુંદર તંતુવાદ્યના તારને સ્પર્શતાં જ એમાંથી સૂર

ઝણઝણી ઊઠે છે, એમ જ્ઞાનતંતુઓનું પણ છે.

જો હથોડાથી ઘા કરવાનો હોય તો કાંડે બાંધેલું સો રૂપિયાનું ઘડિયાળ કાઢી નાખો છો ને ? કારણ કે એને આંચકા લાગે. પણ કરોડો રૂપિયાનું મગજ સાચવવા આજે કોઈ ધ્યાન આપતા નથી.

માણસે પોતાનું મન શ્વેત વસ્ત્ર જેવું રાખવું જોઈએ કે જેથી એની ઉપર ડાઘ ન પડે; અને કદાચ પડે તો એ તાજો હોય ત્યારે જ તરત ધોઈ નાખો. યાદ રાખજો કે જો એ સુકાઈ જશે તો પછી નીકળવો ભારે પડશે. કપડાંને સાબુથી સ્વચ્છ કરી શકાય છે, તેમ મનને સદ્ગુણના સંપર્કથી સાફ કરી શકાય. ધ્યાન રાખો કે તમારા મનની સ્લેટ ઉપર કોઈ પણ નકામી વાત લખાઈ ન જાય. જેમ શાહીના અક્ષરો કાઢતાં કાગળ ઘસાઈ જાય છે, તેમ મનની ખરાબ વાતોને પાછળથી ભૂંસવાનો પ્રયત્ન કરતાં મનની મુલાયમતા ઘસાઈ જાય છે, ઓછી થઈ જાય છે.

એટલે પ્રથમથી જ મનને સુંદર, મુલાયમ રાખવા માટે ગુણાનુરાગી બનો. તમારી બેઠક તમારા કરતાં ચઢિયાતા હોય એવા લોકોની સાથે રાખો. એમની સોબતથી, એમની કોઈક સારી અસર તમારી ઉપર ક્યારેક પણ થવાની.

માણસ અમુક વ્યસનને અધીન કેમ થાય છે? એના વિના કેમ નથી રહી શકતો? એ વ્યસનનો પ્રારંભ તો સંગના રંગથી જ થાય છે, પણ અંતે એ ટેવ બની જાય છે. વ્યસનીઓની સાથે રહેવાથી વ્યસનોની અભિવૃદ્ધિ થાય

છે, અને નિર્વ્યસનીની સાથે રહેવાથી વ્યસન મટી જાય છે. જેમ લસણ સંગે રહેવાથી દુર્ગંધ મળે છે અને સુખડ-ચંદન સંગે રહેવાથી સુગંધ મળે છે, એમ વ્યસની અને નિર્વ્યસનીનો સંગ છે.

આટલા માટે કહ્યું કે એક ઘડી નહિ તો અડધી ઘડી પણ, કાઢો અને સારાનો સંગ કરો. તુલસીદાસજીએ તેથી કહ્યું કે સારા વાતાવરણ વિના, દુનિયાના અપશબ્દોમાંથી તમને બીજું કોઈ નહીં બચાવી શકે.

સાચો સાધુ તો એ કે જેને એમ થાય કે મને જે માર્ગ મળ્યો છે તે વિશ્વને પણ જણાવું. સારા રંગથી પાણીમાં પલટો આવે છે. ગટરનાં પાણી પણ જો ગંગામાં વહે છે તો એ પણ ગંગાની સંગે રહેતાં, ગટરજળ મટી ગંગાજળ બની જાય છે.

કેટલાક કહે છે : 'શત્રુના ગુણ ગાવા અને ગુરુના પણ દોષ હોય તો તે જાહેર કરવા ', પણ તે બરાબર નથી. નિર્ગુણી હોય તેની ઉપેક્ષા કરો. એના દોષ ગાશો તો એ કદી બંધ નહિ થાય. ગુણવાનની કદર કરો, પણ દોષિતની નિંદા કરશો તો તમારું જ્ઞાન અને ચારિત્ર્ય પણ મલિન થશે. આપણું કાર્ય એ છે કે ગુણ દરેકના લેવા, પણ દોષ કોઈના ન લેવા.

આપણે બોલવું ખરું, પણ મીઠું અને હિતકર તથા સત્ય હોય તે જ. જે માણસ ગુરુની નિંદા કરે, તેનામાં ગુરુ પ્રત્યેનો માનભાવ ક્યાંથી જાગે! દુનિયામાં બીજાના

દોષોની જાહેરાત કરવી, એ ડાહ્યા માણસનું કામ નથી. જો માણસ જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યને નિર્મળ રાખવા માગતો હોય તો તેણે માત્ર આટલું જ કરવાનું છે કે:

'માર્ગ ભૂલેલા જીવનપથિકને માર્ગ ચીંધવા ઊભો રહું;
કરે ઉપેક્ષા એ મારગની તોયે સમતા ચિત્ત ધરું.'

બીજાને તારવાનું કામ આપણું છે; બીજાને મારવાનું નહિ.

ગુણાનુરાગી થવાનો આ સદ્ગુણ અત્યંત સૂક્ષ્મ છે. ગુણવંતની ઉપાસના કરવી અને ગુણનો આદર કેળવવો. એકલવ્યે શ્રી દ્રોણાચાર્યની પ્રતિમા બનાવી ગુરુપદે સ્થાપી, પોતાની શ્રદ્ધા એનામાં રેડી, અને એમાંથી એણે પ્રેરણા મેળવી શ્રેષ્ઠ વિદ્યા સાધી.

માટે તમે ગુણાનુરાગી બની, ગુણના ઉપાસક બનો. અત્તરના કાગળને કપડું જરાક અડે અને જેમ અત્તરની સુવાસ એને લાગી જાય છે, તેમ ગુણવાનનો સંસર્ગ રાખશો તો તમારામાં પણ એવા ગુણો જાગશે. આપણે આ બારમું પગથિયું ચડશું એટલે તેરમું આવીને ઊભું જ રહેશે.

તા. ૭-૮-'૬૦

## સત્કથા

**બારમા** પગથિયા ઉપર ચડેલ માણસ ગુણાનુરાગી હોય છે. આવો માણસ તેરમા ગુણમાં પ્રવેશ કરી શકે છે. એ ગુણીનો ભક્ત બને છે; એના ચરણમાં બેસે છે. આવો માણસ પછી સહજ ભાવે જ સત્કથા કરે છે. સત્કથા એટલે સારી કથા કહેનારો. તેના મોંમાંથી સ્ત્રીકથા, દેશકથા, રાજકથા, ભક્તકથા (ભોજનની કથા) ન આવે, પણ સારી કથા જ આવે.

આજે બધે દેશકથા અને પ્રાંતકથા વધી રહી છે. ભ્રાતૃભાવના દોરાથી બંધાયેલી આપણી માનવજાત, આજે પ્રાંતવાદના ટુકડાથી વહેંચાઈ ગઈ છે. ગુજરાત ને મહારાષ્ટ્ર આજે વહેંચાયા છે, એટલું જ નહિ પણ પ્રાન્તે પ્રાન્તે ભાગલાની કથા છે. લોકો માત્ર પોતાનું જ હિત જોતા થયા છે. એમાંથી દષ્ટિભેદ, વિચારભેદ, મતભેદ અને મનભેદ શરૂ થયા છે.

દેશકથા અને પ્રાંતકથાની જેમ, આજે સ્ત્રીકથા પણ વધી ગઈ છે. એ કથામાં માણસને બીજું ભાન જ નથી રહેતું. એની એ જ વાતો, ને એનાં એ જ ચિત્રો! માત્ર ફેર

એટલો કે આજે સ્ત્રી-કથા, સુધરેલા રૂપમાં આવી છે. આજે લોકો સુધારક મવાલી બની રહ્યા છે. કઈ નટી કેવાં કપડાં, આભૂષણો પહેરે છે એની વાતો આપણાં ઘરોમાં આવી રહી છે. આરામનો સમય આજે આમાં લૂંટાઈ રહ્યો છે.

જૂના વખતમાં કહેવત હતી કે 'ચાર મળે ચોટલા તો ભાંગે ઘરના ઓટલા.' પણ આજે જરાક ફેરવીને એમ કહેવું જોઈએ કે 'ચાર મળે ચોટલી, તો તોડી નાખે રોટલી.'

જેમ વારંવાર ઓરડામાં થયેલા ધુમાડાની અસર ત્યાં રહી જાય છે એમ આજે લોકોના મગજની અંદર આવી બધી વાતોની અસર રહી જાય છે. મગજની દીવાલને એ કાળી કરી નાખે છે. એ પરમાણુઓ પછી જતાં નથી, સારા વિચારને એના ઉપર ઉપસવા દેતાં નથી.

માટે આપણે જે ગુણ કેળવવાનો છે તે સત્કથાનો. તમે સારી જ વાત કરો તો બીજાને પણ એનો ચેપ લાગશે. માણસ જો એકની એક સારી વાત અનેકવાર સાંભળે તો દરેક વખતે તેની ઉપર અમુક અસર થાય. પછી એવી વાતોનું રટણ ચાલશે તો છેવટે જીવનમાં એ પલટો લાવશે. અને જ્યાં આવા સંસ્કારી લોકો હોય, ત્યાં તેનાં છોકરાં એવાં સંસ્કારી જ બને.

શંકરાચાર્ય દિગ્વિજય કરવા નીકળેલા છે. એ કુમારિલ ભટ્ટને જીતવા માગે છે. ગામને પાદર પાણી ભરતી બાઈ-ઓને, કુમારિલ ભટ્ટ કયાં રહે છે તે પૂછે છે. સ્ત્રીઓ જવાબ આપે છે કે જેને બારણે બેઠેલાં મેના-પોપટ

શાસ્ત્રની વાતો કરે, તત્ત્વજ્ઞાનની ચર્ચા કરે, ઈશ્વરવાદની ચર્ચા કરે, એ ઘર જાણજો કે કુમારિલ ભટ્ટનું છે.

જેના ઘરના વાતાવરણમાં રહેલાં મેના-પોપટ જ્યાં શાસ્ત્રચર્ચા કરતાં હોય તો ત્યાંનાં માનવી તો કેવાં હશે? આવા વાતાવરણની અસર માત્ર આપણાં સંતાનો ઉપર જ નહિ, પણ નોકરો ઉપર પણ થાય છે; અરે! પશુ ઉપર પણ થાય છે.

એક ગામમાં એક બાઈએ એક વાછરડી પાળેલી. બાઈ ખાય પછી જ એ વાછરડી ખાય. એકવાર આ બાઈએ અઠ્ઠમ કર્યો. એટલે વાછરડીએ પણ ખાવાનું બંધ કર્યું. સ્વામિની ન ખાય તો એ કેમ ખાય? વાછરડીએ પણ અઠ્ઠમ કર્યો. પછી બાઈએ અને વાછરડીએ સાથે પારણાં કર્યાં. આનું નામ વાતાવરણની અસર.

પશુ ઉપર વાતાવરણની કેટલી ઊંડી અસર થાય છે એનો બીજો સુંદર દાખલો તે 'હિઝ માસ્ટર્સ વૉઇસ'ના ગ્રામોફોન ઉપર દેખાય છે, તે કૂતરો છે. એનો માલિક રોજ વાદ્ય લઈને વગાડવા બેસતો, ત્યારે એનો કૂતરો પણ સામે બેસી રહેતો. શેઠ પોતે જમવા બેસે ત્યારે કૂતરો પણ ટેબલ પાસે બેસે ને આપે તે બ્રેડ ખાય. એ તો એટલો બધો શેઠથી ટેવાઈ ગયો કે ન પૂછો વાત. કૂતરું આમ માણસ માટે જેટલું વફાદાર હોય છે એટલું આજે માણસ બીજા માણસ માટે વફાદાર છે ખરો?

થોડા સમય બાદ શેઠનું મૃત્યુ થયું અને એનું પેલું

સંગીત પણ બંધ થયું. હવે કૂતરાને ન સંગીત સંભળાય, ન માલિક દેખાય! એને આઘાત લાગ્યો. ખાવું, પીવું છોડીને એ પરવશ પડ્યું રહેતું. ઘરનાં માણસોએ ઘણા ઉપાયો કર્યા પણ એણે ખાવાનું ન લીધું. છેવટે એક જણને વિચાર આવ્યો કે શેઠના સંગીતનું રેકર્ડિંગ કરેલું છે, એ એને સંભળાવીએ. એ લોકોએ તેમ કર્યું, અને શેઠનો અવાજ સાંભળતાં કૂતરું હર્ષમાં આવ્યું, નાચવા લાગ્યું અને આનંદનાં અશ્રુ સારવા લાગ્યું. પછી તો રોજ એ રેકર્ડ સાંભળે, તો જ ખાય. જુઓ! શ્વાનમાં પણ કેવો ભાવ! વાતાવરણને પરિણામે કેવી સમજણ આવી! વાતાવરણની અસર એણે કેવી ઝીલી! હીઝ માસ્ટર્સ વૉઇસની રેકર્ડ જોજો કે માલિકના અવાજને એ કૂતરું કેવી એકાગ્રતાથી સાંભળે છે!

માટે હંમેશાં સારી કથા કરો. આથી આપોઆપ ખરાબ કથા બંધ થઇ જશે. બાકી તો જે લોકો અગાઉ કહી છે તેવી ચાર કથામાં પડ્યા રહે, તેમનાં મન કલુષિત થાય છે. પછી ધુમાડાને લીધે ચીમની ઉપર મેશ વળતાં દીવાનો પ્રકાશ જેમ નથી દેખાતો, એમ આ ચાર કથાના કરનારાને, વિવેક રૂપી રત્નનો પ્રકાશ દેખાતો નથી; એનો તેજોમય ઝળહળતો પ્રકાશ એને જણાતો નથી. અને જ્યાં આમ વિવેક નષ્ટ થાય છે પછી ચારે બાજુ અંધકાર સિવાય શું રહે?

કોઇ પણ કાર્ય માટે પ્રથમ આ વિવેક જરૂરી છે.

માણસને તો આલોક અને પરલોક બેઉનો વિચાર કરવાનો છે. જે માણસ સત્ અને અસત્‌નો વિચાર કરી વર્તે છે તેને પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ જ નથી આવતો. પોતાને. પોતાના મનને, શરીરને નુકશાન કરે તેવું એ કાંઇ જ નથી કરતો.

ધર્મ શું છે? ધર્મ એટલે વિવેકનો સાર. જે પ્રવૃત્તિ કરો તેમાં વિવેક ન હોય તો એ ધર્મકાર્ય નથી. ધર્મમાં વિવેક પ્રથમ જોઈએ. વિવેક વગરનું કાર્ય માણસને નુકસાન કરે છે.

એકવાર એક કાશ્મીરી અને એક મદ્રાસી મુંબઈમાં ભેગા થયા. બન્નેને મૈત્રી થઈ પણ મદ્રાસનો માણસ ચકોર હતો જ્યારે કાશ્મીરી, લાગણીવાળો ઉદાર પણ વિવેકહીન હતો. લાગણી સાથે વિવેક પણ જોઈએ; એ એનામાં નહિ. છૂટા પડતી વખતે બેઉએ એકબીજાને સરનામાં આપ્યાં, અને પોતાને ત્યાં આવવા આમંત્રણ આપી રાખ્યું.

પછી ઉનાળો આવ્યો ત્યારે કાશ્મીરી મદ્રાસ ગયો. મદ્રાસીએ ભાવથી એનો સત્કાર કર્યો. ખૂબ તાપના એ દિવસો હતા, આથી મદ્રાસીએ ભોજનમાં શ્રીખંડ આપ્યો; નાહવા માટે ઠંડું પાણી આપ્યું; ઝીણાં કપડાં આપ્યાં; જમવા બેસાડ્યો અને પાસે બેસીને પોતે પંખો નાખ્યો. આ ભાવથી કાશ્મીરી તો ખુશ ખુશ થઈ ગયો.

પછી શિયાળો આવ્યો અને મદ્રાસી મિત્ર કાશ્મીર ગયો. કાશ્મીરી તો વિવેકહીન હતો એટલે એણે મદ્રાસીની

જેમ જ બધું કર્યું. નાહવા ઠંડું પાણી, ભોજનમાં ઠંડો શ્રીખંડ, પહેરવા ઝીણાં વસ્ત્રો અને ઉપર પંખો! પેલો તો ધ્રૂજવા લાગ્યો. જમાડતાં જમાડતાં એણે પૂછ્યું કે આપની કાંઈ સેવા કરું? ત્યારે પેલો ધ્રૂજતાં ધ્રૂજતાં મનમાં બોલ્યો કે હવે લાકડાં સળગાવવાનાં જ બાકી રહ્યાં છે! જુઓ! બેઉની સેવા એકની એક હતી પણ તે કાળ, દેશ, પરિસ્થિતિને ધ્યાનમાં લઈ કરવી જોઈએ; એટલો વિવેક પેલામાં નહોતો.

ધર્મને પણ દેશ, કાળ, અનુસાર વિવેકપૂર્વક સાચવવો જોઈએ; નહિતર ધર્મની પણ આવી મશ્કરી થશે. આજે આપણે આ વિવેક ખોઈ બેઠા છીએ. એક કાળે વરઘોડો એ પ્રભાવનાનું કારણ મનાતું; આજે કાળા બજારના પૈસાનું જ એ પ્રદર્શન હોય છે. એમ બીજાઓ માને છે પણ ધર્મ એટલે તો વિવેક-સાર. દેશ, કાળની પરિસ્થિતિ મુજબ જ એ આચરવો જોઈએ.

આજે તો વગર વિવેકે, એક જૂનું દેરાસર ઊભું હોય છે અને માણસ એની પાસે બીજું નવું ઊભું કરે છે, પણ જૂનાનો જીર્ણોદ્ધાર કરવાનું એને નથી સૂઝતું. રાજસ્થાનમાં આજે આવાં કેટલાંય જૂનાં મંદિરો અપૂજ પડ્યાં છે. પાલીતાણાનાં નીચેનાં દેરાસરોએ અને ધર્મશાળાઓની પેઢીએ, મુખ્ય મંદિરને કેટલું નુકસાન કર્યું છે એની કલ્પના કોને છે!

માટે કાળ-સમયનો વિવેક કરો. વિચાર વગરની પ્રવૃત્તિ થાય તો ધર્મને નામે અધર્મ થઈ જવાનો બહુ ભય રહે છે. ધર્મના ભ્રમમાં ન તણાઈ જાઓ. આપણે આ

ખાસ સંભાળવાનું છે, સમગ્ર જીવનનો વિચાર. એ ખરો ધર્મ. ધર્મ એટલે વિવેકનો સાર. વિવેકવાળો માણસ સારા અને ખરાબને જુદાં પાડી શકે છે. જૂનું છે માટે સારું છે એમ ન માનો; પણ સારું છે તેથી સારું છે એમ સ્વીકારો.

આ રીતે પ્રવૃત્તિ અને જીવનનો વિચાર–એ બેને પરિણામે જે આવે તે ધર્મ. સત્કથ માણસ આવો વિવેક-વાળો હોય. ગમે તેટલી લાંબી કથા હોય, તો પણ એમાંથી સાર તારવનારો હોય છે. એ ખોટાને છોડી, સારાને ગ્રહણ કરે છે. પણ આજે તો આંધળી દોટ ચાલી છે; લોકો વિવેકને ભૂલીને જીવી રહ્યા છે.

એટલે જેણે ધર્મના અર્થી બનવું હોય એણે સારી કથા, સારા વિચારો, સારા ભાવો ને સારા પ્રસંગો જ પોતાની વાણીમાંથી પ્રગટ કરવા એ જરૂરી છે.

તા. ૮–૮–'૬૦

## અખંડ જીવન

આપણે જોઈ ગયા કે ધર્મી આત્મા સારી કથા
રનાર હોય; માટે એને ‘ સત્કથ ’ કહ્યો છે. એના મુખમાંથી
ાવી જ વાત નીકળે કે જેથી સાંભળનારને પ્રેરણા મળે.
ાની વાતોથી કોઈને નુકશાન ન થાય. આ ટેવ જેને પડે,
એકાંતમાંય સારી વાતો જ કરે.

આજે લોકોના જીવનમાં, ખાનગી અને જાહેર એવા
ાગલા પડી ગયા છે. અંદર કાંઈક અને બહાર કહેવાની
ાત કાંઈક જુદી. આથી છેવટે આવા લોકોનું આંતરિક જીવન
ૂષિત થઈ જાય છે. પછી એને આ બે વિભાગ જીવનમાં
યમ જાળવી રાખવા પડે છે.

ખરી રીતે જિંદગીમાં ‘ એગોવા પરિસહો વા ’–એકલા
ા કે પરિષદ–સમૂહમાં હો–વિભાગ જેવું કાંઈ નથી.
ાવન તો સરળ હોવું જોઈએ. તમે એકલા હો કે સભામાં
ા, જેવું એકાંતમાં રાખો એવું જ સમાજમાં વર્તો, બોલો,
ચારો. આ વગર તમારો આરો નથી. જ્યાં સુધી આવું
ાવન આપણે નહિ બનાવીએ ત્યાં સુધી માનવસમાજ
ંચો નહિ આવે. અને સમાજ જો ખરાબ હશે તો, ગરમ

તવા ઉપર પાણીનાં ટીપાં પડતાં જેમ છમ બોલી ઊડી જાય છે એમ, ધર્મનાં અમૃતબિન્દુઓ એવા સમાજ ઉપર પડતાં જ તે બળી જશે.

માટે આપણું કાર્ય એ છે કે સમાજને સુંદર બનાવવો, સ્વસ્થ બનાવવો—જિંદગીમાં આવી દીવાલોના અંતરાયો બહુ ખરાબ છે. એ હંમેશાં માણસને નડે છે. એ દીવાલ તૂટી જાય તો જ બધું બરાબર દેખી શકાય. ખાનગી અને જાહેર એવા વિભાગો, આપણા જીવનમાં આડી આવતી દીવાલો છે. એટલા માટે જ્ઞાનીઓએ આપણને કહ્યું કે તમે જીવન એવું બનાવો કે એકાંતમાં કે બહાર, જ્યાં હો ત્યાં કોઈ જાતનો વાંધો જ ન આવે. જ્ઞાનીઓનાં આવાં વાક્યો ટૂંકાં હોય છે પણ એમાં ઘણો મર્મ અને અર્થ ભરેલો હોય છે; એની ઉપર આપણે ચિંતન કરવું જોઈએ.

જો તમે બરાબર જીવન ગાળતા હશો તો એકાંતમાં કે જાહેરમાં, તમે બોલતા હશો ત્યારે બીજાને જોઈ તમારે વાત બદલવી નહિ પડે. પછી તો તમને થશે કે એકને બદલે ભલે બે ચાર જણ તમારી વાતો સાંભળે. આપણે જોઈએ છીએ કે દીવાની એક જ્યોતમાં જ્યારે બીજી જ્યોત જોડાય છે ત્યારે એ બે અથડાતી નથી, પણ એક બીજામાં એ મળી જાય છે. આ પ્રમાણે જે જ્યોતિ તમારામાં છે એમાં બીજી જ્યોતિ મળે તો તમારી જ્યોતિ પણ વધે છે. પણ જો જીવનમાં આવી જ્યોત ન હોય તો તમારે વાત કરતાં બીજાને જોઈ પાટા બદલવા પડે છે. એમાંથી પછી

મનની ખેંચતાણ વધે છે. હું પૂછું છું કે તમે ક્યાં સુધી આમ પરાયા લોકોની ટીકાની બીકમાં જીવશો? જીવનના આવા બે કૃત્રિમ વિભાગોને છોડી તમારી જાતને ધ્યાનમાં લ્યો અને બેઉ સ્થળે એક જ રીતે વર્તો, તો જીવનમાં કશી મુશ્કેલી નહિ લાગે.

તમારા આત્મા માટે વધારે વિચાર કરવા માંડો તો જીવનનો તમારો અંધકાર ટળશે અને પ્રકાશ આવશે. જીવનને સમગ્ર રાખો; એના વિભાગ ન પાડો. જેમ દોરામાં વચ્ચે ગાંઠ હોય છે તો સોય ત્યાં અટકી જાય છે તેમ, જીવનમાં ધર્મરૂપી સોય છે તે આવા વિભાગોની ગાંઠ આવતાં અટકી જાય છે. પછી એવી ગાંઠ ખૂલે નહિ ત્યાં સુધી માણસનું જીવન આગળ નહિ વધી શકે.

તમારી વાતમાં, જાહેર–ખાનગીના આવા બે વિભાગ ન હોય. તમે જે એકને કહો તે જ જગતને કહો; જગતને કહો તે એકને કહો. આવું થશે તો તમને ખૂબ મજા આવશે અને પછી તમે ગમે ત્યાં અને ગમે ત્યારે બીક વગર બોલી શકશો.

આજે તો છછૂંદરનાં જેવાં માણસોનાં જીવન બની ગયાં છે. એવા લોકો તો દરમાં જ પડ્યા રહે છે. પણ યાદ રાખો કે આપણે તો મનુષ્ય છીએ. જો મનુષ્યજીવનમાં આવીને પણ આપણે છછૂંદર તરીકે જીવીશું તો માનવ-જીવન ક્યારે જીવીશું?

માટે જીવનનો રસ્તો નક્કી કરો. પછી જિંદગી

જીવવામાં ઓર આનંદ આવશે. આજે આપણા જીવનમાં આ આનંદ નથી રહ્યો તેથી જીવન ભારે અને દુઃખદ લાગે છે; પણ જીવનમાં આદર્શ નક્કી થશે તો પછી જિંદગીનો કંટાળો, થાક નહિ લાગે.

આપણે વિચારવાનું છે કે માણસ આજે આવો નાનો કેમ થઈ ગયો છે? કયે કારણે થઈ ગયો છે? ખાવાનાં, પહેરવાનાં, રહેવાનાં સાધનો આપણને મળ્યાં છે છતાં આપણે જીવનને બગાડીએ છીએ; તો પછી સુધરવાની તક કયાં? માણસને જો જિંદગી જીવવાનો અર્થ ન આવડે તો માનવ-જીવનનો અર્થ શો? આપણે આટલાં બધાં વર્ષો આવી રીતે ગાળ્યાં છે; શું બાકીનાં વર્ષો પણ હજી આમ જ કાઢવાં છે? માટે શાંતિથી વિચારો કે આટલું જીવ્યા એમાં તમે કાંઈ સારું મેળવ્યું? કે પ્રપંચ, ભેદ વગેરેમાં જ વર્ષો ગાળ્યાં? હવે આંખ મીંચીને બેસો અને વિચારો કે પચાસ વર્ષમાં શો કસ કાઢયો? અને હવે બાકીનાં વર્ષોમાં શો કસ કાઢશો?

આપણી સોના જેવી જિંદગી તો ચાલી જાય છે. બાલ્યકાળ ગયો; યૌવન ગયું; વૃદ્ધાવસ્થા પણ જવા બેઠી છે. હવે તો જરાક નચિંત થઈને અંતરનો આનંદ માણો. ઘડપણ એટલે તો આરામ. ભાર ઉતારીને હવે બેસવાનું. તો જ ખરો આનંદ આવશે. ઘડપણ એ તો વિસામો છે. યુવાનીમાં હતો તે ભાર મૂકી દઈએ, તો ઘડપણ મજાની વાત લાગે. જો સમજતાં આવડે તો એના જેવી સુંદર

વસ્તુ બીજી કોઈ નથી.

બૂઢાપો તો સારામાં સારી ચીજ છે. કારણ ત્યારે જીવનની કલુષિતતા ચાલી ગઈ હોય છે. ઇન્દ્રિયોનાં તોફાન શમી ગયાં હોય છે ને અનુભવોનો એના જીવનને પ્રકાશ મળ્યો હોય છે. બાલ્યકાળમાં રમકડાંમાં, ધૂળમાં રમવામાં જીવ હોય, યૌવનકાળમાં કામમાં, ભોગમાં, રાગમાં જીવ હોય; પણ ઘડપણમાં જીવનના એ ડહોળાં પાણી ઓસરી જાય છે. પછી તો શરદનાં પાણી જેવાં નિર્મળાં નીર વહે છે. આવી સ્થિતિ ઘડપણમાં આવે છે. પછી જીવનમાં એને ઇન્દ્રિયોની કામના ન હોય. ઘડપણમાં આમ, માણસને આવડે તો એ પ્રભુ સંગે મન મેળવે. આત્માનો વિચાર કરે. પાંચ સારા લોકોની વચ્ચે બેસી સત્કથા કરે અને કદાચ એમ કરતાં, પવનની લહરી આવે અને આંખો બંધ થઈ જાય, તોય એ ફૂલની માફક ખરી પડે. એને પછી સંસારનો કશો વળગાડ ન હોય.

પણ આજે તો સ્થિતિ જુદી છે. માણસને ઘડપણમાં આજે તો વધારે હડકવા જાગે છે. મારો આ 'હડકવા' શબ્દ, ઘણાને આકરો લાગે છે. પણ હું એમને પૂછું છું કે તમે શા માટે ઘડપણમાં હાય હાય કરો છો? શાંતિનો વખત આવ્યો છે ત્યારે ઉપાધિઓ કેમ વધારો છો? શાસ્ત્રોનો સાચો સંદેશ એ છે કે હાથમાં વસ્તુ, દ્રવ્ય, આવી જાય તો ભલે લો, પણ એની પાછળ ન જાઓ. જીવન જીવવા માટે જે સહજમાં મળી જાય તેનો ભલે

સ્વીકાર કરો, પણ એની ઝંખના ન કરો. નહિતર અનેક જિંદગીના ફેરામાં ફર્યા કરશો. પછી તમને આરો હાથ નહિ લાગે.

આપણે તો જીવનનો આરો–કિનારો શોધવા નિકળ્યા છીએ, અને એ જ જિંદગીનો ખરો હેતુ છે. માનવ-જીવન કાંઈ ઘરમાં પડી રહીને જીવવા જેવું નથી, પણ માનવી તરીકે જીવવા માટે મળ્યું છે. રાફડામાં રહેલા ભોરિંગની જેમ ભયભર્યું અને ક્રોધથી ક્રૂર બનેલું જીવન આપણે જીવવાનું નથી પણ સદ્ગુણથી પ્રકાશિત જીવન જીવવાનું છે અને આને માટે સત્કથનનો ગુણ માણસમાં જોઈએ.

તા. ૯–૮–'૬૦

## સુપક્ષ

**સત્કથાથી** માણસ સુપક્ષવાન બને છે. પક્ષના બે અર્થ છે. પક્ષ એટલે પડખું અને પક્ષ એટલે પાંખ. આ પડખું એટલે એનાં સ્વજનો, સ્નેહીઓ. આવા ધર્મી માણસને પડખું સારું હોય, એનો પક્ષ સારો હોય. પોતે સારી કથાવાળો હોય તો એનો પક્ષ સારો જ હોય ને હલકાનો પક્ષ પણ હલકો: જેમ દારૂડિયાનો પક્ષ દારૂડિયાનો હોય છે તેમ. અને એવાનો વિશ્વાસ કોઈ કરે? દસ દારૂડિયા ભાઈબંધો સાથે બેસી શરાબની પ્યાલીઓ ઢાલવે, પણ એમાંના જ એક મિત્રને મુશ્કેલીમાં મદદ કરવાની વાત આવે ત્યારે તો સૌ એમ જ કહેશે કે 'દારૂડિયાનો તે કોણ વિશ્વાસ કરે!'

ખરાબ પક્ષનો મિત્ર અવસરે કામમાં નથી આવતો; સુપક્ષવાળો મિત્ર હોય તો તે તમારી વાત સાંભળે, તમારી મુસીબત જુએ અને એનામાં અનુરાગ જાગે; મુસીબતમાં એ તમને સહાય કરવા તૈયાર થાય. દુર્ગુણીઓ તો માત્ર નુકશાન કરાવવામાં સાથે હશે, પણ ખરે અવસરે એ પડખે ઊભા નહિ રહે. ખરાબનો વિશ્વાસ, ખરાબ માણસ પણ

કરતો નથી; જ્યારે સદ્ગુણીના સૌ સુપક્ષી બને છે; એની પ્રશંસા એના શત્રુઓ પણ મનમાં તો કરે જ. સદ્ગુણની આ મહત્તા છે.

સુપક્ષવાળો માણસ આમ અનુકૂળ સ્વજનો પામે છે. એવા ધર્મી માણસ માટે સૌને માન રહે છે, એને સૌ સાથ આપવા તૈયાર રહે છે. આવા નિર્વ્યસની માણસને ઘરમાં સૌ અનુકૂળ મળે છે. એનું તપ, સામા માણસમાં ભાવના જગવે છે. પછી એવા તપમાં એની આગળ આવતી પ્રતિકૂળતા, પણ એને અનુકૂળતા બની જાય છે. જીવનનું આખું વાતાવરણ એવાને અનુકૂળ થઈ જાય છે.

એક કુટુંબમાં એક પુરુષ ઘણો જ સજ્જન અને સદાચારી હતો. એકવાર પ્રવાસે જતાં સ્ટેશન ઉપર એ પાણી ભરવા ગયો અને ટ્રેન આવી લાગતાં એના પગ કપાઈ ગયા. એ પંગુ બન્યો. તેની સ્ત્રી એના સર્વ સદ્ગુણને અને એના સદાચારને જાણનારી હતી. એણે પતિને કહ્યું કે તમારાં બધાં કામ હવે હું કરીશ; તમે કશી ચિંતા ન કરતા.

આ બાઈ સવારે ઘરનું કામ કરી, રસોઈ કરી ખેતરમાં જાય; ત્યાં ધ્યાન આપે અને સાંજે ઘેર પાછી આવે. આ જોઈને પતિને થયું કે મારા પગ નથી ચાલતા તેથી એ મારું કામ કરે છે, તો મારે એનું થોડુંક ઘરકામ ઉપાડી લેવું જોઈએ. એણે એક જગ્યાએ બેસી રસોઈ તૈયાર કરી આપવા માંડી. એવું ઘરકામ કરવામાં એને કાંઈ શરમ ન હતી.

એણે ગામના લોકોને કહ્યું કે મારા પગ નથી ચાલતા તેથી મારાથી બીજી તો શી સેવા થાય, પણ ગામમાં જે કોઈ સાધુ–સંત આવે એને મારે બારણે મોકલવાનું પુણ્ય લેજો. પછી ગામમાં જેટલા સાધુ, બાવા, જૈન યતિ જે આવે તે પશા પટેલને ત્યાં આવે. એણે ઘર ચોખ્ખું રાખેલું. આવનારની એ ખૂબ ભક્તિ કરે. એ કહેતો કે હું ઘરમાં બેઠો બેઠો ખાઉં, એ કરતાં રસોઈ કરી, અભ્યાગતોની સેવા કરી, અરે મૂઠી દાન દઈને, ખાઉં તો શું ખોટું? આવું દાન દઈને જ હું મારું જીવન ધન્ય બનાવીશ.

આવા માણસને કરોડપતિ સંગે જરાક સરખાવી જુઓ અને તમને લાગશે કે કરોડપતિ કરતાં આવા માણસ આધ્યાત્મિક દૃષ્ટિએ વધુ સુખી છે. કારણ, એ શ્રમ કરે છે, પસીનો પાડે છે અને સાધુસંતોની ભક્તિ કરીને ખાય છે અને શ્રમને કારણે આવતી ઊંઘમાં શાન્તિથી રાત પસાર કરે છે.

જિંદગી શું છે એનું માપ પૈસા, ધન, સત્તા અને અધિકારથી ન મપાય. તેથી તો સરવૈયું ખોટું આવશે. પણ આ વાત ક્યારે સમજાય છે? એ બહુ મોડી સમજાય છે. આવી સારી વાતો આજે તો અહીંથી સાંભળીને હજી તમે દાદરો ઊતરો, ત્યાં જ ભુલાઈ જાય છે. દુનિયાની અસર આજે માણસની ઉપર એટલી જબરી થઈ રહી છે કે અહીં મીઠી, સારી લાગતી વાતો પણ, એની સાથે લાંબો વખત રહી શકતી નથી. આ ઉપરથી ધ્યાનમાં રાખજો કે પૈસામાં ને ધનમાં મહત્તા, મોટાઈ નથી પણ એને માટે

તો દિલમાં પ્રભુતા જાગવી જોઈએ.

આપણે જોયું કે ચેલા ઘરમાં પતિ-પત્ની બેઉ પરસ્પરને અનુકૂળ હતાં. બેઉ જણાં ધર્મની છાયા અને દાનનું વૃક્ષ થઈને બેઠાં હતાં. તો આખું વાતાવરણ એમને સુપક્ષ-અનુકૂળ મળી ગયું હતું.

આમ સુપક્ષના કુટુંબમાં દરેક સભ્ય ધર્મશીલ હોય. બેમાંથી એક ધર્મી અને બીજી વ્યક્તિ અધર્મી હોય તો નુકશાન થાય. દાખલા તરીકે, ઘરમાં પતિ માંસાહારી હોય તો છેવટે એની પત્નીને એવા થવું પડે છે. આમ દુરાચાર જલદી આવી જાય છે, પણ સદાચાર એકદમ નથી જાગતો. સો પાનના ઢગલામાં એક જ પાન સડેલું હોય તો એ પણ બીજા સોમાં ડાઘ લગાડે છે. આવું દુરાચારનું છે.

ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે કહ્યું છે તેમ

'હીના તણો જે સંગ ન તજે, તેહનો ગુણ નવિ રહે,
જેમ જલધિજલમાં ભળ્યું ગંગાનીર લૂણપણું લહે.'

માણસે હીનનો સંગ છોડવો જોઈએ. એને કહી દો કે તારાથી અમે ન શોભીએ. આપણે તો આપણા આત્માને અનુકૂળ અને સહાયક હોય એવું જ વાતાવરણ તૈયાર કરવાનું છે.

એક ચિંતકે કહ્યું છે કે રાજકારણી પુરુષો તો ઢોલ જેવા છે. એ બન્ને બાજુથી વાગે. એવા રાજદ્વારી પુરુષોની વાતોથી આઘા રહો. એ લપ તો ખરાબ ગંદકી ઊભી કરે છે, અહમ્ ઊભા કરે છે અને 'ધણીનું ખાય અને અહીંનું'

ગાય ' એવા એ લોકો બની જાય છે. આવી દશા આપણા આત્માની ન થાય તે માટે સાવધાન રહો. આ માટે આપણી દૃષ્ટિ, વિચાર, સિદ્ધાંત, ધ્યેય વગેરે સ્પષ્ટ હોવાં જોઈએ. એ ન હોય તો વ્યક્તિ ધીમે ધીમે નીચે સરકી જાય છે.

ધર્મશીલનું વાતાવરણ સુપક્ષવાળું જોઈએ. ' આ કરવું મને ન શોભે ' એવો વિચાર એ સદાય કરતો રહે છે. આ, અગાઉથી ધ્યેય નક્કી કરેલું હોય તો થાય; એટલે વાતાવરણ ધર્મશીલ રાખો, કે જેથી એ હવામાં સુપક્ષનું જ સર્જન થાય.

સુપક્ષમાં આમ અનુકૂળતા, ધર્મશીલતા અને એની સંગે સદાચાર આ ત્રણ ગુણો હોય છે.

સુપક્ષનો બીજો અર્થ એટલે સારી પાંખવાળો. પાંખ સારી હોય તો ગગનમાં અનંત સુધી એ ઊડી શકે. આપણા આત્મપંખીને આમ અનંત સુધી ઊડવાનું છે. માટે એની પાંખો ધર્મથી મજબૂત હોય, સદાચારથી પૂર્ણ હોય, ખંડિત ન હોય તો તેવો માનવપંખી મોક્ષ તરફ પ્રયાણ કરે અને મોક્ષના માળામાં પહોંચી શકે. સંજોગો ને સ્વજનો અનુકૂળ હોય, મન ધર્મશીલ હોય અને સૌ સદાચારથી પૂર્ણ હોય તો આત્મા અનંત પ્રતિ સુખેથી ઉડ્ડયન કરી શકે..

તા. ૧૦-૮-'૬૦

## જીવનમાં સુપક્ષતા

**ધર્મી** આત્માનો પક્ષ જો અનુકૂળ હોય તો ધર્મ આચરવામાં એને ઉત્સાહ મળે છે. પક્ષ એટલે સ્નેહીઓ, સ્વજનો અને આસપાસના લોકો. જીવનના દરેક ક્ષેત્રમાં માણસ પ્રયત્નશીલ, પ્રવૃત્તિશીલ હોય તો તેના પ્રોત્સાહનથી એનામાં ઉત્સાહ વધી જાય છે. દુનિયાના દરેક ક્ષેત્રમાં માનવીને પ્રેરણા, ઉત્સાહ જોઈએ છે અને તેને એ મળે પણ છે.

વિશ્વમાં કહેનારા અને પૂછનારા ઘણા મળે છે પણ ધર્મને માટે ઉત્સાહ આપનારા આજે નથી દેખાતા. પરિણામે સિનેમા અને નાટકના સ્થાન કરતાંય ધર્મસ્થાનને ઘણા લોકો હલકું ગણે છે. પ્રશ્ન થાય છે કે માણસના વિચારો આવા કેમ થયા?

આજે મનનો રાગ એટલો વધી ગયો છે કે માણસ વિરાગને ભૂલી ગયો છે. જ્યાં સુધી ધર્મનાં મૂલ્યાંકનો આપણને બરાબર સમજાય નહીં, ત્યાં સુધી તેની ખરી રુચિ પણ જાગે નહીં. આમ ધર્મની બાબતમાં સતત પ્રેરણા આપવાની આજે જરૂર છે, આવી ધર્મની દૃષ્ટિ

માણસને આફતો, દુઃખો અને વ્યસનોમાંથી ઊંચે લાવે છે.

પણ ધર્મ સમજવો એ જુદી વાત છે અને એને આચારમાં વણવો, એ જુદી વાત છે. મેઘકુમારે ભગવાન મહાવીરનું પ્રવચન સાંભળ્યું અને એના અંતરમાં એ ઊતરી ગયું; એમનો ઉપદેશ પણ એણે અંતરમાં ઉતાર્યો, ત્યાં સુધી તો માને વાંધો ન હતો, પણ પછી જ્યારે મેઘકુમારે, સાંભળેલા ઉપદેશને અમલમાં ઉતારવાની વાત માને કરી ત્યારે માને લાગ્યું કે છોકરો હવે હાથથી જાય છે. આનું કારણ એ હતું કે મા એના છોકરાને સાંભળવા દેવા તૈયાર હતી, પણ એ સાંભળીને સાધુ થઈ જાય, એ માટે એ તૈયાર નહોતી. આમ ધર્મને ઉપરથી આચરવામાં સર્વ સંમત થવાના, પણ આંતરિક ધર્મના દર્શનથી સૌ ચમકે છે. માટે ધર્મનાં મૂલ્યાંકનો સમજી એને આચરવાં એ વધુ જરૂરી છે.

જ્યારે પક્ષનું, ઘરનું વાતાવરણ નિરુત્સાહી હોય છે ત્યારે માણસની પ્રગતિ રુંધાઈ જાય છે. એ તો જેનું ભાગ્ય સારું હોય, જેણે પુણ્યનો પ્રકાશ મેળવ્યો હોય તેનું સ્વજન તેને અનુકૂળ થાય છે. એ પોતે ધર્મશીલ હોય છે અને તેથી પ્રગતિની અંદર એકબીજાને તેઓ પૂરક બની શકે છે.

ઘણી વાર સ્પર્ધાને લીધે પણ પ્રગતિમાં સહાય મળે છે. આવી સારી, ધાર્મિક જીવનની સ્પર્ધા, માનવીને ઊંચા સોપાને લઈ જાય છે.

જ્યારે ઘરના વાતાવરણમાં અનુકૂળતા ન હોય, બધાનો એકરાગ ન હોય ત્યારે મતભેદ જાગે છે; છેવટે એમાંથી મનભેદ થાય છે અને એકતા તૂટી જાય છે.

માટે, વિચારો કે વસ્તુમાં આનંદ છે કે મનમાં આનંદ છે? મીઠું ખાવાનું કર્યું હોય પણ ઘરમાં ઝગડો થાય તો કલહના વાતાવરણને કારણે, દૂધપાક પણ મીઠો નહિ લાગે. આની સામે, વાતાવરણની પ્રસન્નતા હોય તો રોટલો અને કઢી પણ મીઠાં લાગે છે. એટલે, આનંદ અશાંતિમાં નથી; આનંદ તો અંદરની તૃપ્તિ ભરી શાંતિમાં રહેલો છે.

આજે એવા ઘણા સામાજિક કાર્યકરો દેખાય છે કે જેમના ઘરમાં ભડકા બળતા હોય છે અને બીજાને એ જ્ઞાન દેવા નીકળે છે. ઘરની આગ હોલવ્યા વિના, દેશનું ભલું કરવા નીકળી પડેલા આવા કાર્યકરો, આજ વધી પડયા છે.

તમે ધર્મી બનવા માગતા હો તો સુપક્ષ તૈયાર કરો. એવું જીવો કે જેથી તમે કદાચ ચાલ્યા જાઓ, પણ તમારા વિચારો, તમારાં સંતાનો અને સ્વજનો દ્વારા જગતમાં જીવતા રહે.

બાળક માટે સંસ્કૃતમાં આત્મજ શબ્દ વપરાયો છે. જે આત્માના સંસ્કારથી જન્મ્યો છે તે આત્મજ; આવતી કાલનું કાર્ય કરનારો. પુત્ર એટલે ઇચ્છાઓ અને મનોરથોનો વારસો; માણસના લોહી અને પ્યારનું સર્જન. એનામાં

લાગણી, ભાવના અને અનુભૂતિ છે.

પિતા પુત્રને કહે છે કે અમારી ઊર્મિઓ અમે તારામાં રેડી છે. એટલે અમારાં અપૂર્ણ રહેલાં કાર્યોને તારે પૂરાં કરવાનાં છે. માતાપિતાનાં હૃદયો એમનાં બાળકોમાં રેડાયેલાં હોય છે. આનું એક સુંદર દૃષ્ટાંત છે. એક વૃદ્ધનો દીકરો છાપરાનાં નળિયાં સમાં કરી રહ્યો છે. બપોર થઈ ગઈ. જમવાનો સમય થઈ ગયો છે. બાપ એને નીચે જમવા બોલાવે છે પણ એ આવતો નથી. કામ કર્યે જ જાય છે. હવે બાપે એક યુક્તિ કરી. એના દીકરાના નાના બાળાને એણે લાવીને તડકામાં મૂક્યો. પોતાના પુત્રને તડકામાં જોતાં જ ઉપર બેઠેલા દીકરામાં, બાપનો ભાવ જાગ્યો. એ કૂદકો મારી નીચે આવ્યો. પોતાના બાળાને છાતીએ ચાંપતાં એણે પૂછ્યું: 'આમ કેમ કર્યું?' બાપે કહ્યું : 'મને તારા માટે કેવો પ્રેમ છે તે, તને આ રીત વિના કેમ સમજાત? તું નથી જમ્યો તે માટે મને શું થાય છે તે તું તારા પુત્રના દાખલામાંથી હવે સમજી શકીશ. બાપને બાપ સમજે.'

વિચારોનું તંત્ર બાપ અધૂરું મૂકીને જાય છે. બાપનાં અધૂરાં શુભ કામ પૂરાં કરવાં એ પુત્રનું કાર્ય છે. આવું ન કરે તે પુત્ર કેમ કહેવાય? માતાપિતાની શુભેચ્છાઓ પૂરી કરવી એ બાળકોનું કામ છે. માબાપ બાળકો ઉપર એટલી લાગણીઓ વરસાવે છે કે એમનું ઋણ કદી પૂરું કરી શકાતું નથી.

તમે કહેશો કે ભાગ્યને લીધે અમને આ બધું મળ્યું છે પણ ભાગ્ય ભલે તમારું હોય, પણ નિમિત્ત એ છે. મા-બાપના ઉપકારનો બદલો વાળવાનો એક ઉપાય છે. જો માબાપ ધર્મથી ચલિત થયાં હોય, આધ્યાત્મિક જીવનને જાણતાં ન હોય અને તમે એમને સાચા અને સારા માર્ગ તરફ લઈ જાઓ, એ માટે ઉત્તમ સાધનો પૂરાં પાડો, તો તમે તેમનો ઉપકાર કાંઈક અંશે પૂરો કર્યો ગણાય.

આવા પ્રકારના પુત્રો-સ્વજનો જેને હોય તે સુપક્ષ-વાળા-કહેવાય. તેમનાં સ્વજનો તેમને અનુકૂળ હોય છે અને તેથી તેઓ સુપક્ષથી સારી પાંખો મળતાં, ઊંચે ઊડી શકે છે.

તા. ૧૦-૮-૬૦

## દીર્ઘદર્શી

**ધર્મરત્નના** આ સદ્‌ગુણોને આપણે સોપાન કહીએ તો વધુ યોગ્ય છે. ગુણ આગળ વધારે અને સોપાન ઉપર લઈ જાય. આપણે આ અગાઉ આવાં ચૌદ સોપાનનો વિચાર કરી ગયા.

ગઈ કાલે આપણે 'સુપક્ષ'નો વિચાર કર્યો હતો. આ શબ્દમાં કેવી કવિતા છે! પક્ષ એટલે કુટુંબ અને પક્ષ એટલે પાંખ. મોરલો હોય ને એની પાંખ કપાઈ જાય, પીંછાં ખરી જાય તો એ સુંદર નથી લાગતો. પીંછાંવાળો, પાંખવાળો મોર કળા કરે ત્યારે જ એ સુંદર લાગે છે. જીવનમાં પણ આ પ્રમાણે સુંદર પાંખ હોય તો આપણે સારા લાગીએ, શોભીએ, ઊડી શકીએ. આમ, આપણી આસપાસનાં સ્વજનો સારાં હોય તો જ આપણે સુંદર લાગીએ.

દીકરો સુંદર હોય તો એનાથી બાપ ઓળખાય, પણ દેવતાનો દીકરો કોલસો નીકળે તો એ બાપને લજવે. માટે કહ્યું છે કે ખરાબ પુત્રનાં મા-બાપ થવા કરતાં, નિઃસંતાન હોવું વધુ ઠીક છે. પુત્ર ન હોય તો અફસોસ

નહિ. વસ્તુપાળ, વગર પુત્રનો બાપ હોવા છતાં સમાજનો પિતા થઈ, આબુના શિલ્પભર્યાં ભવ્ય મંદિરોનું સર્જન કરી અમર બની ગયો.

જેનામાં બીજાને પોષવાનાં તત્ત્વ હોય તે ખરો પિતા. આ અર્થમાં વસ્તુપાળને જુઓ. એણે ઊભાં કરેલાં, દેલવાડાનાં દહેરાંએ ગૌરવ આપ્યું; સંસ્કૃતિને પોષણ આપ્યું. આજે એથી આપણે માથું ઊંચું રાખી શકીએ છીએ. થોડા વખત પહેલાં એક અંગ્રેજ દંપતી ત્યાંના છતની સુંદર કારીગરી જોવા માટે આવેલાં. તેઓ સૂઈને છતની એ સુંદર શિલ્પકલાનું અવલોકન કરતાં મુગ્ધ થઈ ગયાં. છતની ઝીણી કારીગરી ઊભાં ઊભાં જોયાં કરે તો ડોક રહી જાય, એટલે એમણે આ રસ્તો લીધો. એ વખતે મને મનમાં થયું કે વસ્તુપાળ કેવો જબરો કે એણે અંગ્રેજોનેય એની કળાના સર્જનમાં લાંબા કરી દીધા! આને લીધે, એ પુત્ર વગરનો છતાં પોષક પિતા બન્યો અને આટલાં સૈકાં થયાં છતાં આપણે એમને, એમનાં સંતાન બનવાનું ગૌરવ લઈ યાદ કરીએ છીએ.

સુપક્ષ શબ્દની આવી કવિતા છે. આપણી પાંખ એટલે આપણાં સ્વજનો, પુત્રો, મિત્રો, વાતાવરણ વગેરે. આવો સુપક્ષવાળો માનવી, ધર્મી આત્મા બની શકે છે; એની પાંખો સારી તેથી એ ધારે ત્યાં ઊડી શકે છે.

દીર્ઘદર્શી એટલે શું?

સુપક્ષતાના સોપાન ઉપરથી આપણે હવે પંદરમા

સોપાન 'દીર્ઘદર્શિતા' ઉપર આવીએ છીએ. દીર્ઘદર્શી માણસ જે કાંઈ પણ કામ કરવાની તૈયારી કરે ત્યારે તે એનાં પરિણામનોય વિચાર કરીને કરે. જેનું પરિણામ સારું નહિ, એ કામ પણ સારું નહિ. આપણી પ્રવૃત્તિમાં અનાસક્તિ અને દીર્ઘદર્શિતા બેઉ જોઈએ. કામ કરો પણ એવું, કે જેનું પરિણામ સારું આવે અને જેના ફળમાં તમારી આસક્તિ ન હોય.

'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' આ સાપેક્ષ વાક્ય છે. કર્મ કરવું એ તારું કામ છે, પણ માણસ તો આજે પરિણામની આસક્તિથી પાછળ પડ્યો છે. કામ પહેલાં પરિણામો માગે એવા આજે લોકો થઈ ગયા છે. જે માણસ આમ આનો–પાઈ ગણ્યા કરે એ સારું કામ નહિ કરી શકે. માણસનો ધર્મ એટલો કે કર્મ કરવું પણ તે સારું ને વિચારીને કરવું, એની પાછળ દીર્ઘદર્શીપણું અને પરિણામની અનાસક્તિ જોઈએ. આ વિરોધી વાત નથી. આ બે ગુણો મળે ત્યારે કાર્ય વધારે સુંદર થાય. બેઉનું સંકલન થાય ત્યારે જ વધુ સફળતા મળે.

પંચોતેર વરસનો એક ડોસો આંબો વાવતો હતો. એને જોઈને બીજા માણસે પૂછ્યું કે 'તમે ઘરડા થયા છો; હવે આ આંબો વાવશો તો ઊગશે ક્યારે, ફળશે ક્યારે અને તમે એનાં ફળ ખાશો ક્યારે?' ત્યારે એણે, પેલા ગીતાના સૂત્રથી જવાબ આપ્યો કે 'આંબો વાવવાનું કામ મારું છે; ફળ ભલે બીજાંને મળે.' ખરી રીતે તો

તમે જ્યારે આંબો વાવો છો ત્યારે જ તમને ફળ મળી ગયું છે, અથવા મળવાની શરૂઆત થઈ જાય છે. તમે બીજાની છાયા માટે, બીજાને સુખ આપવાનો વિચાર કર્યો ત્યારે જ તમને સૂક્ષ્મ ફળ તો મળી જ ગયું.

ડોસાએ વિચારેલું કે બીજાનાં વાવેલાં વૃક્ષોનાં ફળ મેં ખાધાં છે તો બીજાઓને માટે હું વૃક્ષ વાવી જાઉં જેથી બીજાં એનાં ફળ ચાખી આનંદ માણે. એણે આમ, એની કૃતજ્ઞતાનો ભાવ જીવતો રાખવા આ કાર્ય કર્યું. આનું નામ દીર્ઘદર્શીપણું. એવાનું કાર્ય એને તથા બીજાને, માનવજાતની પેઢીને, સમાજને લાભ કરે. માટે કહ્યું છે 'બહુ લાભ અને અલ્પ ક્લેશ.' કામ એવાં કરો કે જેનો લાભ સારો હોય અને જેમાં ક્લેશ ઓછો હોય. યાદ રાખજો કે શ્રમ અને ક્લેશ, એ બે શબ્દોના અર્થમાં ફેર છે. શ્રમ દેહ સાથે સંબંધ ધરાવે છે; ક્લેશ મન સાથે સંબંધ ધરાવે છે.

લાભ વધુ લે અને કામ ઓછું કરે એ માણસ કામનો ચોર બને છે. આ ચોરી કહેવાય. માટે શ્રમ અને ક્લેશનો અર્થ બરાબર સમજો. ધ્યાન રાખજો કે અલ્પ-ક્લેશ એટલે અલ્પશ્રમ નહિ. શ્રમ તો કરવો જ જોઈએ. મુનિના વર્ણનમાં ક્ષમા અને શ્રમણ બે શબ્દો વાપર્યા છે, તે આ દૃષ્ટિએ. આત્માની શુદ્ધિ માટે, મનની મુક્તિ માટે બધું સહન કરે તે, શ્રમ કરે તે ક્ષમા-શ્રમણ ગણાય.

આ શ્રમણપણું આપણા જીવનમાં અનિવાર્ય છે.

શ્રમ નહિ હોય તો તમને જીવનમાં મીઠાશ નહિ આવે. રસોયાની કરેલી રસોઈ કરતાં, શ્રમ કરી હાથે રાંધેલા ભોજનમાં કોઈ જુદી જ મીઠાશ રહેલી છે. શ્રમ પછી ભૂખ, અને ભૂખ પછી મીઠાશ આવે છે. આથી તો તમે ભોજનમાં જમવા બેસો છો ત્યારે બાર માસની ભૂખ હોય એવું અનુભવો છો, કારણ? તમે એ માટે પહેલાં શ્રમ કરેલો છે, પરસેવો પાડયો છે, તેમ પૈસા માટે પણ સમજવું. પ્રસ્વેદ પાડીને જે કમાય છે, તે જ પૈસાની ખરી કિંમત સમજે છે.

પરાયેલાને ભૂખ્યાનો ખ્યાલ નહિ આવે. એ ભાષણ કરશે, કથન કરશે પણ એને અનુભૂતિ નથી, તેથી એનું કથન સુંદર નહિ બને. જેણે શ્રમથી પૈસા પેદા કર્યા છે તે નકામો ખર્ચ નહિ કરે, અને સારા કામમાં ખર્ચતાં અટકશે નહિ. એ તો પેટે પાટા બાંધીનેય ધર્મમાં વાપરે છે.

ગરીબાઈ એ મનની વસ્તુ છે; નિર્ધનતા એ દુનિયાની વસ્તુ છે. જેનામાં નૈતિક હિંમત નથી, એ માણસ મનનો ગરીબ છે. માટે નિર્ધનતા ભલે આવે, પણ મનની ગરીબી ન આવવા દેશો. જગતમાં ધનનાં સાધનો છતાં, ઊંચે જનારા બહુ ઓછા હોય છે. માટે કવિ માગે છે કે :–

> 'સંતોષથી જીવન ગુજરે એટલું તુ મને આપજે;
> ઘર ઘર ગરીબી છે, છતાં પણ દિલ અમીરી રાખજે.'

માણસના જીવનમાં આ અમીરી આવે, તો સાધનો ન મળવા છતાં એ મનથી ઉન્નત રહી શકે છે. આવો મા[illegible]સ ભલે ધન વગરનો હોય છતાં મનથી [illegible]વગર હોય [illegible]

એક ભિખારી હતો. દિવસભરની ભીખ ભેગી કરી એ ચાલ્યો જતો હતો, ત્યાં એને બીજો ભિખારી મળ્યો. એ વધુ ગરીબ ભિખારી હતો. એને પેલાની માફક ભીખ માગવાની કળા નહોતી આવડતી. આનું દુઃખ જોઈ, પેલા ભિખારીએ પોતાના ડબલામાંના પૈસા પેલા ગરીબના ખોળામાં ઠાલવી દીધા. એણે જોયું કે એ ગરીબને, પૈસાની વધુ જરૂર હતી. એય ભિખારી તો હતો, પણ મનનો ગરીબ નહોતો; દિલનો અમીર હતો. આ અમીરી અને ગરીબી માણસના દિલમાં પડી છે.

દીર્ઘદર્શી માણસ જે કાંઈ કામ કરે તેની પાછળ વિચાર હોય, વિવેક હોય. એ હંમેશાં પરિણામને લક્ષમાં લે. આમ ન કરે તો પ્રવૃત્તિનું પરિણામ શૂન્યમાં જ આવે.

એટલે ગ્રંથકાર કહે છે કે પ્રવૃત્તિ એવી કરો કે 'બહુ લાભમ્ અલ્પ ક્લેશમ્.' આ ક્લેશ એટલે ઉદ્વેગ. વિકલતા આવે એવું કામ ન કરો. પ્રવૃત્તિ માણસના મનને સ્વસ્થ કરવા માટે છે. જો મન તૂટી જતું હોય, એને આર્તધ્યાન થતું હોય, એની સમાધિ તૂટી જતી હોય તો પચ્ચખાણ છોડાવી પારણું કરાવવામાં પણ એટલું પાપ નથી; કારણ કહ્યું છે કે 'સવ્વસમાહિ વત્તિયાગારેણં' પચ્ચખાણમાં પણ આ આગાર રાખ્યો છે. પચ્ચખાણ એ તો સમાધિને માટે છે, માત્ર બાહ્ય પચ્ચખાણ રહે અને અંદરની ચિત્તસમાધિ તૂટી જાય તો એનો અર્થ શો?

પ્રવૃત્તિ કરો તે ક્લેશહીન અને પરિણામે સુંદર

હોય એવી કરો તો તમે તે પ્રવૃત્તિ દ્વારા વિકાસ સાધી શકો. એ કર્યા પછી મન વિચારોમાં, વંટોળમાં ચડે તો એ પ્રવૃત્તિ પાણી વલોવવા જેવી પ્રવૃત્તિ બની જાય છે.

આપણા જીવનનું પ્રત્યેક કામ દીર્ઘ ચિંતન માગે છે. આ ચિંતન વગર શ્રેષ્ઠતા ન આવે. જે માણસ ખરો દીર્ઘ-દર્શી હોય છે એ આલોક તથા પરલોક બેઉને આવી રીતે સુધારે છે.

તા. ૧૧-૮-'૬૦

## વસ્તુના હાર્દનું દર્શન

**ધર્મી** આત્માનું કોઈ પણ પગલું ઉતાવળિયું ન હોય. તેના કાર્યમાં છીછરાપણું અને ક્ષણિક આવેગ ન હોય. એ દીર્ઘ ચિંતન પછી કાર્ય હાથ ધરે છે. આવેગનો જીવનમાં અવકાશ ખરો, પણ ધર્મી માણસ એને વિવેકથી નાથે છે. આવેગને એમ ને એમ અમલમાં મૂકીએ તો પરિણામ ઘણી વાર અસુંદર આવે.

માણસ માત્રને સુંદર જ ગમે છે; મેલું કોઈને ગમતું નથી. ઘર પણ વ્યવસ્થિત અને સ્વચ્છ હોય તો ગમે. અવ્યવસ્થા મનને અને મગજને ખટકે છે. કોઈ માણસ ઢંગધડા વગરનું બોલે તો તે સાંભળવું આપણને ગમતું નથી; પણ જો એ રચનાપૂર્વક શબ્દો વાપરે, એની પાછળ વિચારણા હોય તો એનાથી સામા માણસનો પલટો થઈ જાય.

માણસનો સ્વભાવ છે કે તે સારું પસંદ કર્યા વગર રહેવાનો નહિ. દુનિયાને પણ સારું જ ગમે છે. દુનિયાને સારો

માણુસ જ ગમે છે. 'A thing of beauty is a joy for ever' સારી વસ્તુઓ સદાય આનંદ આપે છે.

જગત પાસેથી આપણે જે જાતની અપેક્ષા રાખીએ છીએ એવા આપણે બનતા નથી, એ મુશ્કેલી છે. આપણે યાદ રાખવું જોઈએ કે તમને જે પ્રિય છે એ જ જગતને પ્રિય છે; તમને જે નથી ગમતું, તે જગતને પણ નથી ગમતું.

સંસ્કાર અને સભ્યતાવાળો માણુસ દુનિયા આખીને ગમે છે. જગત પણ એવું બને એમ તમે ઇચ્છતા હો તો પ્રથમ તમે એવા બનો, તો તમે જગતને વહાલા લાગશો. પણ એ વહાલ પામતાં પહેલાં, એનું મૂલ્ય આપવું પડે છે, થોડોક ત્યાગ કરવો પડે છે. સદ્‌ગુણોને મેળવતાં પહેલાં માણુસે થોડુંક બલિદાન આપવાનું રહે છે.

તમે તો એવું ઈચ્છો છો કે સાધુઓ સદ્‌ગુણો કેળવે, મહેનત કરે, અને તમને એ વગર શ્રમે એમ ને એમ મળી જાય; આ કયાંથી બને? કોઈ તમારા વતી ભગવાનનો જાપ કરે અને તે તમને પહોંચે, એવી વાત કેમ બને? આજે બ્રાહ્મણો જાપ કરી શેઠિયાઓ પાસેથી પૈસા મેળવે છે. ધર્મમાં પણ આ છેતરપીંડી દાખલ થઈ ગઈ છે.

'As you sow, so shall you reap' વાવો તેવું લણો, અને કરો તેવું પામો' એવું ન કરો તો કયાંથી પામો? લોભ, આસક્તિના ત્યાગ વગર સદ્‌ગુણ એમ ને એમ મળી જતા નથી. એમ ને એમ કાંઈ નથી મળી શકતું; તો શું

ભગવાન તમને મફતનો માલ આપી દેવાના છે?

આત્માના વિકાસ માટે, સદ્‌ગુણ મેળવવા માટે, ત્યાગ કરવા તૈયાર થવું એનું નામ દીર્ઘદૃષ્ટિ–આત્મા, એ કે જે એવાં કાર્યો કરે કે જેનાં પરિણામ સુંદર જ આવે. એ માણસ આ લોકનો જ નહિ, પણ પરલોકનોય વિચાર કરીને જીવે છે.

માનવજીવનમાં જે મળ્યું છે એને ખરચી નાખશો તો-ના કોઈ નહિ કહે, પણ એનાથી આવતી કાલ ન બગડે એ જોજો; નહિતર પાછળથી પસ્તાવાનો સમય આવશે. છેવટે જ્યાં જવાનું છે ત્યાંને માટે જીવતમાં કાંઈ નહિ રાખો? બધું મળ્યું છે તે કાંઈ સર્વ ભોગ માટે નથી, ત્યાગ માટે છે. આજે ત્યાગ કરો અને કાલે તમને તે મળશે. જે પરલોકનું ધ્યાન રાખે છે, તેનું આ લોકનું જીવન પણ પછી સુધરી જાય છે.

જેને પરલોકનો ભય નથી, જે પરિણામની સુંદરતાનો વિચાર નથી કરતો તે ધર્મ, સમાજ અને પોતાની જાતને નુકશાન કરે છે. પરલોકનો વિચાર કરનાર સત્યવાદી, અ-પરિગ્રહી હોય છે. ઓછો પરિગ્રહ રાખનાર માણસ સમાજ-ને ચૂસતો નથી. આ દેહને તો છેવટે બાળી નાખવાનો છે એમ સમજી, એ માણસ સંયમી જીવન ગાળશે; સમાજને સંયમની સુવાસ આપશે.

જેને પરલોકનો ભય છે એ આત્માને મેલો નહિ થવા દે. બાકી તો જગતની દૃષ્ટિ જુદી છે. જગત તો કહે

છે : ' આ લોક મીઠા; પરલોક કોણે દીઠા ! ' માટે મેળવાય એટલું મેળવો અને ભોગવાય એટલું ભોગવો. એટલે તમે જોશો કે પરલોકના વિચારકને સંસારનો ત્યાગ છે, પેલાને રાગ છે.

કાલનો વિચાર સૌ કરે છે, અને કરવો જોઈએ. વિદ્યાર્થી કાલના પાઠ તૈયાર કરે છે. કુમારાવસ્થામાં યુવાનીનો, અને યુવાની જતાં બુઢાપાનો વિચાર માણસ કરે છે તેમ દીર્ઘદષ્ટિવાળા માણસને આવતા જન્મનો વિચાર કરવાનો છે.

રાજગ્રહીના ધના શેઠને ચાર દીકરા. એ વૃદ્ધ થયો, અને એને વિચાર આવ્યો; કરોડોનાં સુખસાધન મૂકીને જવાનું છે. એણે વિચાર્યું કે સ્ત્રી સારી તો કુટુંબ સારું. પુરુષ એટલે તો બજાર, બાહ્ય પ્રવૃત્તિમાં મગ્ન; પણ સ્ત્રી એટલે ઘર. માટે જ કહ્યું છે કે ' गृहिणी गृहमुच्यते ' ગૃહિણી સંસ્કારી, પવિત્ર, વ્યવસ્થાવાળી, સૌમ્ય હોય તો આખું ઘર સુંદર બનવાનું. શેઠે ધાર્યું કે વહુઓ સારી હશે તો દીકરા ઠેકાણે આવી જશે.

એણે પરીક્ષા કરવાનો વિચાર કર્યો. ચારેય વહુઓને બોલાવી કહ્યું કે અમે હવે પાકું પાન થયાં છીએ માટે જાત્રા કરવા જઈએ છીએ. લો, ડાંગરના આ પાંચ દાણા સાચવજો; એને જીવનની મૂડી ગણજો.

આમ બોલીને શેઠે દરેક વહુને ડાંગરના આ પાંચ દાણા આપ્યા. પહેલી વહુએ વિચાર્યું કે શેઠની ' સાઠે બુદ્ધિ નાઠી '

લાગે છે. આ દાણાને વળી જીવનની મૂડી શું ગણવાની? એટલે એણે દાણા ઉકરડામાં ફેંકી દીધા. બીજી વહુએ વિચાર્યું કે વડીલોની આ કદાચ દક્ષિણા–પ્રસાદી હશે; એટલે એણે મોંમાં નાખ્યા. ત્રીજીએ વિચાર્યું કે ડોસા છે તો અનુભવી; 'સાચવજો' કહેલું છે માટે એની પાછળ કાંઈક કારણ હશે; એટલે એણે નાની દાબડીમાં દાણા મૂકી તિજોરીમાં સાચવી રાખ્યા.

પણ ચોથી ભારે બુદ્ધિશાળી હતી. એનો ભાઈ એને મળવા આવેલો એટલે એણે એને દાણા આપી દીધા ને કહ્યું કે આને સારી જમીનમાં વાવજે. એમાંથી એક વરસે ૫૦૦ દાણા થયા, તો બીજે વરસે પચાસ હજાર દાણા થયા અને દસ વરસે દાણાથી કોઠાર ભરાઈ ગયો.

જાત્રામાંથી ડોસો પાછો આવ્યો ત્યારે ડોસાએ વહુઓને સાચવવા આપેલા દાણા પાછા માગ્યા. પહેલીએ કહ્યું : "મેં તો ફેંકી દીધા. એમાં રાખવા જેવું શું હતું? કહો તો કોઠારમાંથી નવા લાવી આપું."

વૃદ્ધે કહ્યું : "તમારું નામ ઉજ્ઝિકા. તમારે ઘરનો કચરો કાઢવો. ઘર સાફસૂફ રાખવું."

બીજીએ કહ્યું: "હું તો પ્રસાદ માનીને ખાઈ ગઈ."

વૃદ્ધે કહ્યું: "તમે ખાઈ ગયા એટલે તમારું નામ ભક્ષિકા. તમારે રસોડું સાચવવું."

ત્રીજીએ કહ્યું : "મેં તો સાચવીને રાખ્યા છે." એમ કહી

તિજોરી ખોલી દાબડી ઉઘાડી સસરાને દાણા આપ્યા.

વૃદ્ધે કહ્યું : "તમે આનું રક્ષણ કર્યું છે. તમારું નામ રક્ષિકા. તિજોરીની ચાવીઓ તમારે રાખવી. ઘરનું બધું ઝવેરાત તમારે સાચવવું."

ચોથીએ કહ્યું : 'મેં તો મારે પિયર મોકલ્યા છે. એ એમ નહિ આવે. ગાડાં મોકલો તો ભરાઈને આવે.'

વૃદ્ધે પ્રસન્ન થઈ કહ્યું : "તેં વૃદ્ધિ કરી, વધારો કર્યો. તારું નામ રોહિણી. કુટુમ્બનું સર્વ સંચાલન તમારે સંભાળવું." એમ ગુણ પ્રમાણે વ્યવસ્થા ગોઠવાઈ.

શેઠે જોયું કે ચોથી વહુએ દીર્ઘદષ્ટિ વાપરેલી હતી. એણે એવું કામ કર્યું કે જેથી પરિણામ સુંદર આવે. કામ તો બધાં કરે પણ એની પાછળ વિચાર જોઈએ. હજામ પણ એટલો તો વિવેક વાપરે જ છે ને! એ જુદા અસ્રા રાખે છે; બાળકને મૂંડવાનો અને પાડા મૂંડવાનો. એક જ અસ્રો બેઉ માટે ન ચાલે.

જ્યારે માણસમાં આવો વિવેક આવે છે, સમજણ આવે છે ત્યારે જીવનમાં એનાં મૂલ્યો બદલાય છે. પછી એ એવાં કામો કરે છે કે જેથી કલેશ ઓછો થાય; લાભ વધુ થાય.

શેઠની ચાર વહુઓ–ઉજ્ઝિકા, ભક્ષિકા, રક્ષિકા અને છેલ્લી રોહિણી. દરેકની વિશિષ્ટતા જીવનમાં તરી આવી. પણ રોહિણીની પ્રજ્ઞાની તીવ્રતા જુદી જ હતી. એણે પોતાના

કાર્યથી પોતાનું જ નહિ, પણ કુળનુંય ગૌરવ વધાર્યું.

એ દીર્ઘદૃષ્ટિવાળી હતી. એને દાણા આપ્યા હતા હાથથી પણ એણે પાછા વાળ્યા ગાડાંઓ ભરીને. આમ જીવનમાં થોડું મળે તો પણ એને વિકસાવીને જીવન ભરો. કામ એવું કરીએ કે જેથી સૌનું સારું જ થાય. આ પાંચ જાતના વિકાસ અને વૃદ્ધિ માટે દીર્ઘ દૃષ્ટિ આપણા ધર્મ-જીવનમાં ખૂબ જ આવશ્યક છે.

તા. ૧૨–૮–'૬૦

## વિશેષજ્ઞ

**પંદરમો** સદ્‌ગુણ દીર્ઘદર્શિતાનો આપણે જોયો. દીર્ઘદર્શી માણસ તત્ક્ષણના લાભને નહિ, પણ લાંબી વિચારણા પછીના સાચા પરિણામનો વિચાર કરી કાર્ય કરે છે. એ આજની ખાતર, આવતી કાલને નહિ બગાડે. આજે માણસ શ્રમ કરે તો કાલે એને ફળ મળે. એ આવતી કાલ માટે, આજે જરાક સહન પણ કરવું પડે તોય પ્રેમથી સહન કરે. સહન કર્યા વગર કાંઈ મળે નહિ. આજે સહન કરી, આત્માના હિત ખાતર કાલને સુધારે તેનું નામ દીર્ઘદર્શી.

હવે સોળમો સદ્‌ગુણ જોઈએ: એ છે 'વિશેષજ્ઞ'. વિશેષજ્ઞ માણસ, એની સામે જે વસ્તુ આવે તેના ગુણ અને દોષ તારવી શકે છે. આ કામ મુશ્કેલ છે, કારણ કે આપણે તો કોઈની એકાદ વાત ન ગમે તો એ આખી વ્યક્તિને જ ફેંકી દઈએ છીએ. વિશેષજ્ઞ કદી સમગ્ર વ્યક્તિનો વિરોધ ન કરે. એ તો વિચારે કે એના એકાદ દુર્ગુણ સંગે બીજા ઘણા સદ્‌ગુણો એનામાં છે. ચોકસી જેમ સોનાનો કસ જુએ તેમ એ તો સામાની વિશિષ્ટતા સ્વીકારે. એ વ્યક્તિનો નહિ, પણ એના દુર્ગુણનો વિરોધ કરશે. આ વાત ક્યારે બને? જ્યારે એનામાં ગુણદોષની સમીક્ષ-

કરવાની શક્તિ હોય ત્યારે.

કોઈવાર વિરોધ થાય તો એ વાત પૂરતો જ વિરોધ રહેવા દો; પણ જે માણસ એકને ખાતર સામાના નવ્વાણું ગુણો સામે, આખી વ્યક્તિ સામે વિરોધ કરે છે તે કદી ઉત્કર્ષ સાધી શકતો નથી. આજે આવા મતભેદોને લીધે મનભેદ વધવા લાગ્યા છે અને અનેક ગચ્છોમાં, સંસ્થાઓમાં મતોના ઝગડા ચાલ્યા છે. આપણે તો એ જોવાનું છે કે નવ્વાણુંમાં જો આપણે એકમત છીએ તો એટલી બાબતોમાં તો સાથે મળી કામ કેમ ન કરીએ!

હંસની પાસે પાણી અને દૂધ ભેગાં કરી મૂકો તો એની વિશિષ્ટ શક્તિથી એ દૂધ પી જાય છે અને પાણી છોડી દે છે. એના આ કાર્યને માટે વિવેક શબ્દ વપરાયો છે. આપણી પાસે પણ હંસના જેવી ચાંચ હોવી જોઈએ, જેથી આપણે ખરાબમાંથી સારું લઈએ અને ખરાબને છોડી દઈએ. વિશ્વમાં ગમે ત્યાંથી સારું મળે તો એ લઈ લો. જો માણસ આમ નહિ કરે તો વિશ્વનું કેટલુંય સારું, એની પાસેથી સરકી જવાનું છે. સારું લો અને સારું ન સમજાય તો નમ્રતાપૂર્વક સમજવા પ્રયત્ન કરો.

શ્રી હરિભદ્રભટ્ટ એટલે મેવાડના અત્યંત સમર્થ વિદ્વાન, પણ એમણે એક નિયમ રાખેલો કે સારું ગમે ત્યાંથી લેવું અને જ્યારે સારું ન સમજાય ત્યારે સામાને પૂછવું—એના ચેલા થઈ જવું.

એકવાર એમણે એક સાધ્વીને જોઈ. એ 'ચક્કી દો

ચકી' એમ ગાથા ગોખી રહી હતી. હરિભદ્રને એ સમજાયું નહિ એટલે એ પાસે ગયા અને અર્થ પૂછયો; શિષ્ય બનીને, ગુરુ બનીને નહિ. આજે તો ન આવડે તો લોકો દંભ કરે છે અને ગુરુ બનીને શીખવા માગે છે, શિષ્ય ભાવે નહિ. ગુરુ બનીને જે વિદ્યા શીખવા જાય છે એને વિદ્યા મળતી નથી, અને કદાચ મળી જાય છે તો એને કામ લાગતી નથી. નમ્ર, શિષ્ય બનીને વિદ્યા લો તો એ સંજીવની બની શકે છે. એના જેવી બીજી કોઈ ચીજ નથી. દુનિયાની બધી વસ્તુ માણસને મારનારી છે; માત્ર વિદ્યા એક જ એને તારનારી છે. વિદ્યા જ ખરે વખતે માણસને સદ્‌ગતિએ લઈ જાય છે. વિદ્યા મેળવવા શિષ્ય બનવું પડે છે; આ વિદ્યારૂપી નૌકાથી આપણે ભવસાગર તરી શકીએ છીએ. આ માટે આપણામાં વિનય અને નમ્રતા જોઈએ.

દત્તાત્રયે જ્ઞાન ખાતર કૂતરાનેય ગુરુ ગણેલો. એમના ચોવીસ ગુરુઓમાંનો એક તે કૂતરો. એની પાસેથી એ વફાદારીનો ગુણ શીખ્યા. હંસ એમનો બીજો ગુરુ; એની પાસેથી એ વિવેક શીખ્યા. બગલો પણ એમનો ગુરુ; એની પાસેથી તેઓ ધ્યાનની એકાગ્રતા શીખ્યા. હેતુની પ્રાપ્તિ માટેની સાવધાનતા, તેઓ કાગડા પાસેથી શીખ્યા. એમણે વિશ્વનાં પ્રાણીઓને આમ ગુરુ બનાવ્યાં અને શીખ્યા; પણ આપણે તો આજે માનવીનેય ગુરુ નથી બનાવી શકતા. આપણે આજે ગુરુઓને પણ ગુરુ નથી રહેવા દીધા, તો શું શીખી શકવાના છીએ! આજે તો આપણે સૌ ન-ગુરા થઈ રહ્યા છીએ.

સર્પને માટે એક ગારુડીમંત્ર આવે છે. એમાં ૧૮ શબ્દો છે. આ મંત્ર ભણવા છતાંય એ જો ઝેર ચૂસે નહિ તો ગારુડી છેલ્લે તેને 'ન-ગુરો' કહે. આ શબ્દ સાંભળી એ પોતાનું માથું શિલા ઉપર પછાડે છે અને મરી જાય છે. એનાથી એ સહન થઈ શકતું નથી. આપણા નગુરાપણા માટે આપણને આજે આવું લાગે છે ખરું?

પણ આજે ગુરુ જેવું તત્ત્વ જ ક્યાં રહ્યું છે! જે માણસ પોતાને પંડિત માને એ બીજા પાસેથી શું લઈ શકવાનો? આત્માના ઉત્કર્ષ માટે જનારાએ તો બાળક જેવા નિર્દોષ બનીને જવું જોઈએ. હરિભદ્ર બાળકને ભાવે પેલી સાધ્વી પાસે ગયા અને અર્થ પૂછ્યો. સાધ્વીએ આ વિદ્વાનને પોતાના ગુરુ પાસે મોકલ્યા. કારણકે એ ષડ્દર્શનના જાણકાર હતા. ગુરુએ હરિભદ્ર ભટ્ટને પ્રતિબોધ કર્યા અને દીક્ષા આપી. પછી તો એ શાસનપ્રભાવક મહાન આચાર્ય શ્રી હરિભદ્ર સૂરીશ્વર થયા, પણ તેઓ પેલાં સાધ્વીનો ઉપકાર ન ભૂલ્યા, કારણકે માર્ગદર્શક એ બન્યાં હતાં તેથી જ એમણે જેટલા ગ્રંથો લખ્યા, તેને અંતે પોતાની જાતને યાકિની–સૂનુ સાધ્વીપુત્ર તરીકે એ પોતાને ઓળખાવે છે. આવા સમર્થ આચાર્ય પણ સાધ્વીને ગુરુ માને છે!

કોઈએ આચાર્ય હરિભદ્રને પૂછેલું કે તમે કપિલના ભક્ત હતા અને મહાવીરના ભક્ત કેમ બન્યા? ત્યારે તેમણે જવાબ આપ્યો કે 'મારે મહાવીરનો પક્ષપાત નથી; કપિલ ઉપર દ્વેષ નથી. યુક્તિપૂર્ણ જેનું વચન હતું તેનો મેં સ્વીકાર કર્યો છે.' આજે તો માણસને કાંઈ ગમે તો એ

માટે રાગ જાગે છે અને ન ગમે તો એનો દ્વેષ કરે છે. ખરી રીતે માણસે આ બેની વચ્ચે રહેવાનું છે. ખીણ અને પર્વત બેની વચ્ચેથી રસ્તો કાઢવાનો છે. રાગ એ ખીણ છે; દ્વેષ એ ટેકરો છે. ન રાગમાં રહો, ન દ્વેષમાં. વચ્ચેનો માધ્યસ્થ ભાવ જ આપણે કેળવવાનો છે.

જેનાં વચનો, શાસ્ત્રો, 'જીવન અને અનુભવ સાથે બંધબેસતાં થાય, જે આપણી બુદ્ધિમાં બેસે અને જે વચનો જ્ઞાનથી સારાં લાગે તેનું કાર્ય સ્વીકારવું. દરેક વાત સમજવી જોઈએ; પછી સમજીએ અને સારી લાગે તો જીવનમાં ઉતારી શકીએ છીએ. આજે માણસો સમજવા પ્રયત્ન કરતા નથી અને તેથી જીવનમાં ઉતારતાય નથી.

પૂજા, સામાયિક વગેરે બધાનાં સાચાં મૂલ્યો સમજો. એનો અર્થ સમજો, ભાવ સમજો. પછી એ બોલશો તો ઝોકાં નહિ આવે. ભગવાનની વાતો આવી રીતે વિચારશો તો ખૂબ સરળ ને સાદી છે. આગમ અત્યંત સરળ છે, સુંદર છે પણ આપણે એને સમજવા સમય જ કાઢતા નથી.

જીવનનું પરમ સત્ય દરેકને મળી શકે એમ છે કારણ કે એ સરળ છે. માટે કહ્યું છે કે 'જે મને સમજાય છે, તેનો હું સ્વીકાર કરું છું.' જેણે વિશેષજ્ઞ બનવું છે, એણે વસ્તુનો ગુણ–ધર્મ જાણવો જોઈએ. આ કાર્ય પક્ષપાતની ભાવના વિના થવું જોઈએ. અપક્ષપાતભાવે જો તમે ગુણદોષનો વિચાર કરો તો ધર્મને માટેની લાયકાત આવે. માણસ વિશેષજ્ઞ હોય તો આ આવે. જ્યાં સુધી એ નહિ આવે,

ત્યાં સુધી ધર્મની યોગ્યતા નહિ આવે. આ યોગ્યતા એટલે પાત્રતા. આ યોગ્યતા ન હોય તો પાત્રમાં મળેલી વસ્તુ ટકી શકે નહિ. એટલે જ્યારે વિશેષજ્ઞતા આવે છે ત્યારે માણસના મતાગ્રહ, દુરાગ્રહ, પક્ષપાત રહેતા નથી.

આજે તો એક ગામમાં, એક જ ધર્મના બે ગચ્છના લોકો હોય તેની વચ્ચે પણ મતભેદ ને મનભેદ ચાલે છે, અંધતાની પરંપરા ચાલી રહી છે. મારો ગચ્છ, મારો માર્ગ, મારો પંથ ચલાવવાનો મોહ જાગ્યો છે. ત્યાં એ લોકો સમાજને શું આપી શકશે ?

માટે વિશેષજ્ઞ બની આત્માને રુચે, ઉન્નત બનાવે, જે ગુણથી ભરેલ હોય એનો સ્વીકાર કરો. ગુણનો સ્વીકાર કરશો એટલે જીવનમાં ઉલ્લાસ અને પ્રકાશ આવશે. ધર્મને મહાશિખરે પહોંચવાને માટે, વિશેષજ્ઞતા એક પગથિયું છે. એ જીવનમાં આવશે એટલે દૃષ્ટિની વિશાળતા આપોઆપ આવશે.

ઇંડાની અંદરનું પંખી દુનિયાને ઇંડા જેવડી જાણે છે. પછી બહાર નીકળે છે ત્યારે એને દુનિયા માળા જેવડી લાગે છે. છેવટે પાંખો ને આંખો મળતાં, અનંત આકાશમાં ઊડે છે અને અપાર સાગરને જુએ છે ત્યારે એને લાગે છે કે દુનિયા તો વિશાળ છે. એની ઉપરનું કોચલું તૂટે છે ત્યારે એની દૃષ્ટિ વિશાળ બને છે. આપણા મગજ, બુદ્ધિ અને આંખની આસપાસ આવાં કોચલાં જામ્યાં છે. એ તૂટે ત્યારે જ જગતના પદાર્થોની અનંતતા સમજાય.

તા. ૧૩-૮-'૬૦

## વૃદ્ધાનુગામી

આપણે જોયું કે ધર્મરૂપી રત્ન મેળવનાર વિશેષજ્ઞ હોય. સુજ્ઞ માણસ વિશેષજ્ઞ ન બને ત્યાં સુધી સારાનરસાનો વિવેક નહિ કરી શકે; અને એ સારાનો સ્વીકાર કરી, ખરાબનો ત્યાગ પણ નહિ કરી શકે. વિશેષજ્ઞ હોય તો ગોળ અને ખોળ; તથા સાચા અને ખોટા વચ્ચે વિવેક કરી શકશે. તમે વિશેષજ્ઞ હો તો આ વિવેક આવે. આને માટે બુદ્ધિને કસવાની જરૂર છે. આંધળિયાં કરી દોટ મૂકવાનો કશો અર્થ નથી.

કોઈ પણ વાતને સાંભળ્યા પછી પ્રજ્ઞાથી વિચારો; આલોચના કરો. દરેક વાતનું શ્રવણ, મનન, નિદિધ્યાસન રાખો. આવો આત્મા વિશેષજ્ઞ હોય. એવો માણસ દુનિયાના વિશિષ્ટ તત્ત્વને ગમે ત્યાંથી શોધી કાઢશે. સારું હશે તે લઈને અંતરમાં ભરશે. કચરા ભેગી પડેલી આની ફેંકી દેવાની નથી હોતી; આમ, ખરાબની વચ્ચે પડેલું પણ સારું હોય તો લઈ લ્યો.

જ્યારે આ પ્રજ્ઞા, વિશેષજ્ઞતા આવશે ત્યારે સારા-ખોટાનો વિવેક સરળ બનશે. જૂનું હોય છતાં ખોટું હોય

તો એનો ત્યાગ કરો. સારું, પછી એ પ્રાચીન હોય કે અર્વાચીન પણ ગ્રહણ કરો. જે અવિચ્છિન્ન છે તેનો સ્વીકાર કરો.

વૃદ્ધાનુગ હવે પછીનો સદ્ગુણ છે. તે વિશેષજ્ઞ હોય; તે વૃદ્ધોનો અનુગામી બને. તમને દોરનાર અને પ્રેરણા આપનાર કોણ છે? વૃદ્ધો. જેણે માર્ગ જોયો છે અને તેની ઉપર ચાલેલ છે, એ બીજાને માર્ગ બતાવી શકે. એમનું અનુકરણ કરો તો એમનું ઠરેલપણું, અનુભવ મળે અને માણસ ઠોકરમાંથી બચી શકે. એ માર્ગના એ જાણકાર હોય છે તેથી, માર્ગમાં આવતા ભય આપણને એ બતાવી શકે છે. ખાડા–ખીણમાંથી જે પસાર થયેલો હોય તે રસ્તાનો ભોમિયો થઈ બીજાને માર્ગ બતાવી શકે છે.

કેટલાક લોકો કહે છે કે વૃદ્ધનો અનુભવ અમને નથી જોઈ તો; અમારે તો જાતે અનુભવ કરવો છે. પણ ઝેર અને અફીણના કાંઈ અનુભવ અને અખતરા હોય? એના અખતરા કરનાર ઠોકર ખાય છે અને એમાં પોતે પણ પૂરા થઈ જાય છે. આટલા માટે આપણને કહેવામાં આવ્યું છે કે 'महाजनो येन गतः स पन्थाः।' મહાજન એટલે જેનામાં મહત્તા છે, જે વિશિષ્ટ તત્ત્વવાળા છે, એવાને પગલે ચાલીએ તો એ આપણને ખાડા, ટેકરામાંથી બચાવે.

આ વૃદ્ધ એટલે ધોળા વાળવાળો, દાંત વગરનો નહિ. આ વૃદ્ધત્વને દેહ સાથે સંબંધ નથી, ઉંમર સાથે સંબંધ નથી.

એક રાજાની સભામાં એક શેઠ આવ્યો. રાજાએ એને પૂછ્યું કે તમને કેટલાં વરસ થયાં છે? તમારે દીકરા કેટલા છે? તમારી સંપત્તિ કેટલી છે? શેઠે કહ્યું કે મારી ઉંમર દસ વરસની છે; દીકરા કેટલા છે એની મને ખબર નથી; સંપત્તિ ચાલીસેક હજારની છે. લોકો એને જાણતા હતા તેથી એની આ ત્રણેય વાતોથી રાજસભાને આશ્ચર્ય થયું, કૌતુક થયું. રાજાએ સ્પષ્ટતા કરવાની આજ્ઞા કરી.

શેઠે જે વર્ષોની વાત કરી, એ જુદા અર્થની હતી. એટલે જ્યારે વાવણી શરૂ થઈ, ખેતી શરૂ કરી, જ્યારથી ઈન્દ્રિયોને જીતવાની શરૂઆત કરી, આત્મબુદ્ધિ જાગી, તે કાળથી વર્ષની શરૂઆત. બાકી તો જીવનનાં જે વર્ષો આહાર, નિદ્રા, ભય, મૈથુન અને પરિગ્રહમાં ગયાં તેને કોણ ગણે છે? જ્યારથી માણસના જીવનમાં ધર્મબીજ વવાય, ઊગે, ધર્મને એ સમજે, ચિંતન, મનન, ત્યાગ અને સંયમ કેળવે ત્યારે એ ધર્મમાર્ગે વળ્યો ગણાય. પછી આવો ધર્મી માણસ, આહારની ચર્ચામાં કે રસની આસક્તિમાં સમય ન ગાળે. ઊંઘને ચિંતનથી જીતે, ભયને સમયે અભય રહે; કામ જાગે ત્યારે વિચારે કે શું હું પશુથીયે અધમ! અને પરિગ્રહ લોભાવે ત્યારે વિચાર કરે કે જીવનભર સંગ્રહ કરવાનું જ કરું તો મારામાં વિવેક શો? જેણે આ પાંચ ઉપર વિજય મેળવ્યો એણે સમજવું કે એનામાં ધર્મનું બીજ વવાયું છે. બહારનો પલટો કરો, તે અસ્થાયી છે. બહારનું ચારિત્ર તો ઘણા બતાવે પણ તે માત્ર દેખાવનું.

સમ્યક્ત્વ હોય ત્યારે અંદરનો પલટો આવે છે પછી દરેક કામમાં સાવધાનતા આવશે. હું કરું તે કેટલા જૂએ છે? એ ભાવના આજે વધુ ચાલી રહી છે. પણ પ્રદર્શનની ભાવનાથી, સ્વદર્શન નથી આવતું. અને ખરું સ્વ-દર્શન કરશો તો બહારના પ્રદર્શનની જરૂર પણ નહિ રહે. પણ આ બે દર્શનો સાથે ન રહી શકે. કાં તો પ્રદર્શન કરો અને કાં તો સ્વદર્શન તરફ વળો.

આવો વૃદ્ધ માણસ, અંદરના આત્મા તરફ વળેલો હોય છે. એટલા માટે એને 'પરિપક્વ બુદ્ધિ' કહ્યો છે. એનો અર્થ એ કે તેવો વૃદ્ધ પરિપક્વ બુદ્ધિવાળો હોય; એની વાતોમાં મીઠાશ હોય; એનામાં કટુતા, ખટાશ અને સડેલાપણું ન હોય. પાકેલી કેરીનો સ્વાદ સૌને મીઠો લાગે છે એમ, જેની વાતો, વિચારો સાંભળી આનંદ જાગે તે વૃદ્ધ. જેનામાં આવું ન હોય તે માણસ એના દેહવૃદ્ધત્વને લજવે છે.

આજે વૃદ્ધોનાં વાણી, વિચાર, વર્તનમાં આ પરિપક્વતા, મીઠાશ છે ખરી? એ ન હોય તો જીવનને એકડે એકથી ફરી ઘૂંટો. આજે તો વૃદ્ધાવસ્થા આવતાં માણસમાં કટુતા આવે છે. ખરી રીતે તો આવે વખતે જિંદગીના અનુભવો લીધા પછી, એણે શાંતિના સમુદ્ર અને વાત્સલ્યના સાગર બનવું જોઈએ. એણે તો સારી હવા રેલાવવી જોઈએ. વૃદ્ધોએ કટુતાથી ભારરૂપ ન બનતાં, પ્રસન્નતાથી વાતાવરણ હળવું બનાવવું જોઈએ. આને માટે પરિપક્વતા જરૂરી છે.

આવા વૃદ્ધે તપ, ઉપવાસ જ નહિ પણ તિતિક્ષા-સહનશક્તિ કેળવવાની છે. ભક્તિ કરવાની છે અને કાયા પર કષ્ટ આવે તો પણ સહેવાનું છે. સહન કરવા માટેનું સામૂહિક નામ એટલે તપ. માણસ જેટલું તપ કરે તેટલો તે ઘડાય છે. આ તપ ગમે તે અવસ્થામાં શક્ય છે.

કાચા ઘડામાં પાણી ભરો તો એ ફૂટી જશે અને પાણી પણ ચાલ્યું જશે. પણ એને તડકો મળે, તાપ-માંથી એ પસાર થાય ત્યારે ટકોરા સહન કરવા એ શક્તિ-શાળી થાય છે. તાપ પછીથી જ યોગ્યતા આવી શકે છે, અને ધર્મનું જીવન સરળ બને છે.

માણસ થોડાક દાનથી, પૈસાથી, અધિકારથી જ ધર્મ આચરવા માટે લાયક નથી થઈ શકતો. એ બધાનું ફળ તો સાધના અને તિતિક્ષામાં પરિણમવું જોઈએ. પછી એ ગમે તેવાં દુઃખોથી પણ ફૂટશે નહિ કે ફાટશે નહિ. જેમાં અમૃત રહી શકે, એવું પાત્ર બનવા માટે આ તપ-તિતિક્ષાની ખાસ જરૂર છે. એણે તો સહન કરવાનું છે અને કડવા ઘૂંટડા પી જવાના છે. માણસ જ્યારે આવી જાતના છ બાહ્ય અને છ આંતર તાપમાંથી પસાર થાય છે ત્યારે એનામાં ખરી પૂર્ણતા આવી શકે છે. આંતરિક તપ-પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ તથા બાહ્ય-અનશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, કાયક્લેશ, રસત્યાગ અને સંલિનતા છે.

આમ તપની ઉપાસના દ્વારા એ તપોવૃદ્ધ હોય,

જ્ઞાનની ઉપાસના દ્વારા જ્ઞાનવૃદ્ધ, સંયમની ઉપાસના દ્વારા ચારિત્ર્યવૃદ્ધ હોય. જનક રાજાને એકવાર ઊંઘમાં સ્વપ્ન આવે છે. એમાં એ હારે છે ને ભિખારી બને છે. માગી લાવેલા અનાજથી પેટ ભરે છે. વધેલું થોડુંક સાંજ માટે ઢાંકી રાખે છે. ત્યાં લડતા લડતા આખલા આવે છે અને એની ઠોકરથી પાત્ર ફૂટી જાય છે, અન્ન ચાલ્યું જાય છે. અનાજ ધૂળમાં મળતાં એનામાં ભય જાગ્યો ને ત્યાં એમની આંખ ઊઘડી ગઈ. જુએ તો એ રાજમહેલમાં પલંગમાં સૂતેલા છે અને નોકરો ખમા ખમા કરી રહ્યા છે,

બીજે દિવસે રાજસભામાં એ બધા વિદ્વાનોને પૂછે છે કે एतत् सत्यं वा तत् सत्यम् ? આ સાચું કે તે સાચું ? કોઈ જવાબ નથી આપી શકતું. જે ઉત્તર ન આપી શકે તેને એ કેદમાં નાખે છે. ત્યાં મહાવિદ્વાન અષ્ટાવક્ર સભામાં આવે છે. એનાં આઠેય અંગો વાંકાં જોઈ સભા હસી પડે છે. આમ બધાને હસતાં જોઈ અષ્ટાવક્ર પણ હસવા લાગ્યા.

રાજાએ એમને પૂછ્યું કે અમે સૌ તો તમારાં વાંકાં અંગો જોઈને હસ્યા પણ તમે શા માટે હસ્યા ? એમણે જવાબ આપ્યો કે અહીં બધા ચમારો ભેગા થયા છે; તમે એ ચમારોના રાજા હોવા છતાં જનકવિદેહી તરીકે ઓળખાઓ છો જાણીને હું હસ્યો.

રાજાએ એમને પૂછ્યું કે અમને ચમાર કહેનાર તમે કોણ ? એમણે જવાબ આપ્યો કે મેં તમને ચમાર કહ્યા કારણ કે તમે સૌએ મારી ચામડી જોઈ; મારું ચામડું

માત્ર જોયું અને હસવા લાગ્યા; કોઈએ એની અંદર રહેલ જ્ઞાનજ્યોત, દિવ્ય આત્માને જોવા પ્રયત્ન ન કર્યો. ચામડાને કોણ જુએ? ચમાર. તમે પણ અહીં ભેગા થઈ એમ ચામડાં જ જુઓ છો ને?

આપણે પણ લોકોના દેહ જોઈએ છીએ; બાહ્ય રૂપને જોઈએ છીએ. આપણી આંખ પાસે માત્ર રૂપરંગનો આકાર જ આવે છે. પણ જો આપણે અંદરના આત્માને જોવાની દૃષ્ટિ નહિ કેળવીએ તો આત્મજ્ઞાન આવશે ક્યાંથી?

નાની એવી કીડીને જ જુઓને! એનામાંય તમારા જેવી, સુખદુઃખની ભાવના પડી છે. સુખને એ ચાહે છે, ગળપણ એનેય ગમે છે, એનેય તડકો નથી ગમતો; એનેય છાયાની શાંતિ જોઈએ છે. આવી કીડીને જોતાં, આપણા જ જેવા આત્માનું આપણને જ્ઞાન જાગે છે ખરું? એના જેવાં બીજાં પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવ જાગે છે ખરો? માટે બાહ્ય રૂપ, રંગ, અને દેહના આકારને જોવાનું છોડી, અંદર રહેલા અદ્ભુત આત્માને જોતાં શીખો.

માટે નરનારીના રૂપની પાછળ રહેલા આત્મનું દર્શન કરો. બાકી તો કવિએ ગાયું છે તેમ—

> 'નર નારીના રૂપમાં હાડ, ચામ ને માંસ,
> શું એને સુંદર કહો, જેમાં દુર્ગંધ ખાસ.'

આવી કાયાની માયા શી? એક્સરેના ફોટામાં જેમ બાહ્ય કપડાં વગેરે નહિ, પણ અંદરના ભાગનું પ્રતિબિમ્બ ઝીલાય છે તેમ આપણે પણ દેહની પાછળ રહેલા પરમ તત્ત્વને

જોવાનું છે. એ નહિ થાય ત્યાં સુધી આપણો આરો નથી માટે વિશ્વમાં ફરો ત્યારે પેલી ચમારદષ્ટિ ન રાખો, પણ સંતદષ્ટિ રાખો, કેળવો.

જનક રાજા સમજી ગયા કે આ છોકરો ખરો જ્ઞાનવૃદ્ધ છે; એનાં અંગો વાંકાં છે, ઉંમર નાની છે પણ એનામાં જ્ઞાન કેવું સુંદર છે! જનકે એમને પેલો પ્રશ્ન પૂછયો કે एतत सत्यम् वा तत् सत्यम्? બેમાંથી સાચું શું? આવા પ્રશ્નોનો જવાબ આપવાનું જ્ઞાન, સંસ્કૃત કે પ્રાકૃતના ચોપડા ભણ્યે નથી આવતું. એ તો જેના અંતરની દાબડી ખૂલી જાય, તેનામાંથી ખજાનો મળે, સુવાસ લાધે. માટે કહેવામાં આવ્યું છે કે શાસ્રો બરાબર સમજો. શાસ્ત્રો તો નિસરણી છે. અમુક કક્ષા સુધી એ પહોંચાડે, પણ ઉપર ચડવાનું કામ તો અનુભવ અને અભ્યાસની સાધનાથી જાતે કરવાનું છે.

અષ્ટાવક્ર આવા જ્ઞાનવૃદ્ધ હતા. એણે અધ્ધર પ્રશ્ન સાંભળ્યો છતાં એની પાછળનો અર્થ એ સમજી ગયા. એમણે જવાબ આપ્યો કે 'तदपि असत्यम् एतदपि असत्यम्' આ પણ ખોટું છે અને તે સ્વપ્ન પણ ખોટું છે. આ આંખ બંધ થાય તો ખોટું, અને પેલું આંખ ખુલી જાય તો ખોટું; બને સ્વપ્ન જેવાં છે, અસાર છે.

પણ આજે આપણને આ જ્ઞાન સમજાતું નથી. આજે તો અહીંની વસ્તુને વળગીને બેઠા છીએ. સ્વપ્નમાં સગું મરી જાય છે તોય ભડકો છો; અને જાગૃતિમાં સાચે જ સગું મરી જાય છે ત્યારેય રડો છો. જ્ઞાનદશાથી સમજો તો

આ જીવન પણ એક સ્વપ્નું જ છે. સ્વપ્નમાંથી જાગતાં એ જેમ ખોટું લાગે છે તેમ આત્મજાગૃતિ આવશે તો બેઉ સરખાં અસત્ય લાગશે.

આમ વૃદ્ધ એટલે જ્ઞાનવૃદ્ધ અને ચારિત્ર્યવૃદ્ધ. જેની પાસે જ્ઞાનદૃષ્ટિ હોય, જેની પાસે તપનું ધન અને જેની પાસે ચારિત્ર્યની સમૃદ્ધિ હોય તે વૃદ્ધ કહેવાય. અને તેને આપણે અનુસરવાનું છે.

તા. ૧૪-૮-'૬૦

## અનુભવની એરણ

વૃદ્ધોને અનુસરીએ તો વિપત્તિમાંથી ઊગરી જઈએ. પણ વૃદ્ધોને અનુસરતાં પહેલાં, વૃદ્ધ કોણ એ સમજીએ. વર્ષો કાઢયાં તેથી જ્ઞાન આવ્યું છે એમ નહિ. એટલા માટે બર્નાર્ડ શોએ કહેલું કે વર્ષો સાથે જ્ઞાનનો સંબંધ હોય, તો લંડનના પથરા વધુ જ્ઞાની ગણવા જોઇએ. પણ વૃદ્ધનો એ અર્થ નથી.

વૃદ્ધ એટલે? શાસ્ત્રમાં એના ચાર પ્રકાર છે. જ્ઞાન-વૃદ્ધ, તપોવૃદ્ધ, ચારિત્ર્યવૃદ્ધ, વયોવૃદ્ધ. ઘરડો અથવા તો જુવાન, પણ જેનામાંથી જ્ઞાનની ધારા વહે છે તે જ્ઞાનવૃદ્ધ. તપ કે તિતિક્ષા વડે સુંદર જીવન ગાળે તે તપોવૃદ્ધ. એનો પ્રભાવ સમાજ આખા પર પડે; એ સમાજમાં આવીને બેસે તો સૌનું ધ્યાન જાય, સૌને માન થાય, અને શાંતિનું વાતાવરણ પ્રસરે. ચારિત્ર્યવૃદ્ધઃ આરાધના, નિષ્કલંક જીવન, સેવામાં તરબોળ, બીજાનું દુઃખ જોઈ એની આંખમાં સમવેદનાનાં આસું આવે; પાપ જોઈ એ વ્યથા પામે. પુણ્ય પનોતા ચારિત્ર્યથી દીપે. વયોવૃદ્ધ એટલે જીવનફળની પરિપકવતાથી મધુર થયા હોય તે. આવા લોકોના નેતૃત્વથી સમાજ સુખી થાય છે.

વૃદ્ધની વ્યાખ્યામાં કહેલું છે કે ધોળા વાળવાળો તે જ વૃદ્ધ નહિ, પણ જે તપોવૃદ્ધ અને શ્રુતવૃદ્ધ હોય, જેણે ખૂબ સાંભળ્યું હોય તે બહુશ્રુત. wellread–પુસ્તકપંડિત અને બહુશ્રુતમાં ફેર છે. એ બેઉ એકબીજાના પર્યાયવાચક શબ્દો નથી. પુસ્તકપંડિતે ઘણું વાંચેલું હોય છે; બહુશ્રુત એટલે જેણે ઘણું સાંભળ્યું છે તે. વાંચવા અને સાંભળવામાં ભાવનાનો ફેર છે. વાંચનારો ખુરશીમાં બેઠો બેઠો ઘણું વાંચી નાખે; પણ બહુશ્રુતને તો શ્રવણ કરવા ત્યાગ કરવો પડે છે; શિષ્યભાવે ઉપાસના કરવી પડે છે. પોથીપંડિતો જગતમાં ઘણા મળે છે, પણ એમની પાસે માત્ર સ્મૃતિનો સંચય હોય છે; શ્રવણ–સાધનાની મૂડી નહિ.

શ્રુત તો શ્રવણ દ્વારા આવે છે. આગમો એ શ્રુત છે; એ કાંઈ લખાયેલાં ન હતાં. ભગવાન પાસેથી શ્રી ગૌતમે, શ્રી સુધર્માએ; સુધર્મા પાસેથી જમ્બૂએ; એમ એ શ્રુતજ્ઞાન શ્રવણ દ્વારા ઝિલાયું છે. આ શ્રુતજ્ઞાન ઉપાસના, સંયમ, ત્યાગ અને તપ દ્વારા આવે છે. જેનામાં એ જ્ઞાન આવે તેનું જીવન પલટાઈ જાય. શ્રુત સાંભળવાથી જીવનમાં ત્યાગનો સૂર્ય ઉદય પામે છે અને અમાસનો અંધકાર ચાલ્યો જાય છે.

માણસ અહીં સાધુ પાસે સાંભળવા આવે છે. અહીં માણસ માથું નમાવે છે ને તેનો અહંકાર ઓછો થાય છે. આટલા માટે હરિભદ્રસૂરિ મહારાજે કહ્યું છે કે સાધુની સેવાથી ત્રણ ફાયદા થાય છે. સારો ઉપદેશ સાંભળવાનો મળે છે. સંતના હૃદયમાંથી નીતરતી વાતો માણસના મનને

અસર કરી જાય છે. સાધુ વસ્તુને વળગેલો નથી, તેથી તે છોડાવી શકે છે. ત્યાગમાંથી જ ત્યાગ જન્મી શકે. રાગમાંથી ત્યાગ ન જાગે; બાવળિયામાંથી આંબો ન ઊગી શકે. આથી એમનો ઉપદેશ મનને પહોંચે છે, અસર કરે છે ને જીવન-માં પલટો લાવે છે. બીજું, એવા ધર્મચારી પુરુષોના દર્શનનો લાભ. ધર્મની અંદર જ જેમનું જીવન, લેખન, વાચન અને મનન હોય છે તેમનાં દર્શનથી પણ પ્રેરણા મળે છે.

આજે છાપાવાળા, અને પૈસા માટે જ કથા વાંચતા લોકો પણ ધર્મની વાતો કરતા થયા છે, પણ એ બધું હજામ ઝવેરાતની વાત કરે, એના જેવું જ લાગે. અનાધિકારીની વાતો ન શોભે; એ માટે અધિકાર જોઈએ, યોગ્યતા જોઈએ.

ત્રીજો લાભ એ કે સાધુના યોગે, વિનયનો લાભ થાય છે. આત્મા જ્યાં નમે, વળે એવું સ્થાન માણસને જગતમાં જોઈએ. માથું જો ગર્વની અંદર અક્કડ રહે તો એ નકામું થાય. માથું તો મંદિરને, ગુરુને, વડીલને નમવું જોઈએ, આપણામાં જો નમવાનો વિનય આવશે તો પાછળની પ્રજા પણ એમ કરશે.

શ્રુત એટલે શ્રવણ; અને તે પણ ભક્તિ અને વિનય-પૂર્વક. આમ સાંભળનારા ઉપદેશને સાંભળીને પચાવે છે. પોથીપંડિતો દુનિયામાં ઘણા મળશે, પણ બહુશ્રુત ઓછા મળશે. એકમાં શબ્દો છે; બીજામાં ચારિત્ર્ય છે. શિયાળાની ઠંડીમાં અગ્નિ વિષેનું સુંદર કાવ્ય વાંચવા બેસો, તેથી ટાઢ

જશે નહિ, પણ તાપણીનો સંપર્ક સાધશો તો ઉષ્મા આવશે. એકલું પોથીવાચન એ તો અગ્નિ વિષેના કાવ્ય-વાચન જેવું છે. પણ જેનામાં ચારિત્ર્ય છે, એની પાસે જાઓ તો તમને એની હૂંફ મળે, તમારા મન ઉપર એની સુંદર અસર થાય. એટલે, સંતોનાં પુસ્તકો કરતાં, તેમનો સંપર્ક વધુ ઈચ્છનીય છે.

આ માટે જૂના કાળમાં ગુરુકુળ–ગુરુઆશ્રમો હતા. ગુરુ પાસે બેસી, અંતેવાસી થઈ, અભ્યાસ કરતા. એમના જ્ઞાનથી જીવનમાં પૂર્ણતા અને પરિપકવા આવતી. એ કાળના ગુરુ જોતા કે આપેલું જ્ઞાન એનામાં કેટલું ઊતર્યું છે; એની પરીક્ષા લેતા અને આ રીતે વૃદ્ધો પાસેથી વિનયપૂર્વક જીવનનું જ્ઞાન મેળવતા.

કારણકે વૃદ્ધ વિવેકવંત હોય. એ વિવેકથી કાર્યો કરે; જાણવા લાયક જાણે અને છોડવા જેવું લાગે, તેને છોડવા તૈયાર હોય.

આવા માણસને યમ હોય; પોતાની ઇંદ્રિયો ઉપર એનો યમ હોય. આંખ, નાક, કાન–બધાનો સ્વભાવ તણાઈ જવાનો છે. પણ એ સંયમથી સર્વને કાબૂમાં રાખે છે. વળી તેનો સંયમ પણ સુંદર હોય છે. એનામાં ચારિત્ર્ય-જીવનની મધુર સુંદરતા હોય છે. આ બધું જ્યારથી આવવા માંડે ત્યારથી એની ઉંમરનાં સાચાં વર્ષો શરૂ થયાં ગણાય.

પેલા શેઠે આટલા માટે કહેલું કે છેલ્લાં દસ વર્ષથી જ

મને આ દૃષ્ટિ આવી છે; બાકીનાં વર્ષો તો નકામાં ગયાં. તપ, શ્રુત, એકાગ્રતા, વિવેક, જ્ઞાન અને ચારિત્ર્ય–આ છમાંથી એકાદનો પણ ઉદય થાય ત્યારથી ઉમર ગણાવી જોઈએ.

રાજાનો બીજો પ્રશ્ન 'કેટલી મૂડી છે!' એ હતો. લાખોપતિ, છતાં એણે ૪૦ હજારની મૂડી કહી. કારણ? સાચા રૂપિયા તો એ કે જે સારાં કામોમાં વાપર્યા હોય. ભેગા કરીને મૂકી જનારા જગતમાં ઘણા હોય છે, પણ પ્રેમથી પોતાને હાથે, સ્વેચ્છાથી ખરચી જનારા વિરલ હોય છે. પ્રેમથી વાવેલું જ ઊગી નીકળે છે.

માટે કહ્યું કે 'પાંચ કોડીનાં ફૂલડાં, પામ્યા દેશ અઢાર.' એક વખતનો સામાન્ય માનવી, મહાન કુમારપાળ બની જાય છે; તે એવી જ નિર્મળ ભાવનાથી. હૃદયની શુદ્ધિ અને એકાગ્રતાથી ભક્તિ કરતાં, જે કંઈ કરો તે ભાવથી કરો. ફૂલપૂજા એ હૃદયનો ભાવ છે; એ કંઈ ઢગલા કરવા જેવી વસ્તુ નથી. ભલે એક ફૂલ ચઢાવો પણ તે ભાવથી, અર્પણતાના આહ્લાદથી ચઢાવો. પાંચ કોડીનાં ફૂલ ચઢાવતાં પણ પેલાની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં અને તે રાજા કુમારપાળ થયો. દીધું, પણ પ્રેમથી દીધું. તે ઊગી નીકળ્યું.

પૈસો સાચો વાપરેલો એ કે જે વાપર્યા પછી આનંદ આવે. દાણો–બિયારણ સારું હોય તો જ પાક સારો આવે. તમે એવી પ્રસન્નતાથી આપો કે તમારું વાવેલું સુંદર રીતે બહાર આવે, માટે શેઠે જવાબ આપ્યો કે આવા કામમાં

વાપરેલી રકમ તે ચાલીસ હજારની. એની પાછળ મારી આવી ભાવના હતી.

આજ સુધીનાં જન્મોમાં આપણે કીડીની માફક ઘરમાં ભેગું જ કર્યું છે. પાપ કરી કરી દુર્ગતિ પામ્યા છીએ અને ભેગું કરેલું અહીં પડી રહે છે. તો શું આટલી સમજણ પછી પણ, હજુ પેલી કીડીઓ જેવું જ જીવન રાખવું છે?

શેઠને ત્રીજો પ્રશ્ન પૂછવામાં આવેલો કે દીકરા કેટલા? મા-બાપ મરવા પડે અને એને જે શાંતિ આપે-જે સેવા કરે-છેલ્લી ઘડીએ કાનમાં પ્રભુનું નામ સંભળાવે-જે શાંતિથી વિદાય આપે એ સાચા દીકરા. ઘણીયે આત્મકથાનાં આંસુ-ઓમાં વાંચશો તો જણાશે કે મૃત્યુકાળે મા-બાપની સેવા કરનાર દીકરા જ પાસે ન મળે.

અંતિમ કાળે પિતાને સમાધિ ન કરાવે તો એ દીકરા શા કામના? છેલ્લી પળે ભગવાનનું નામ સંભળાવે એ જ સાચા દીકરા; બાકી ઠીકરા તો છે જ ને!

શ્વાન પણ અન્ન અને દૂધ માટે પાછળ પાછળ ભમે છે. એમ, પિતાની મૂડી માટે બાપ પાસે ભમનારા એવા મતલબિયા ઘણા હોય છે. દીકરાની ખરી મહત્તા તો એ છે કે બાપની પાસે ભલે કાંઈ ન હોય છતાં સમજે કે જીવનભર મા-બાપના એની ઉપર ઉપકાર છે. સમાધિપૂર્વક મા-બાપનું મૃત્યુ કરાવે, એની અંતિમ ઇચ્છા ને ભાવનાઓ પૂરી કરે એ ખરા દીકરા.

આપણે તેથી જોયું કે જેનામાં આ છ વિશેષણો હોય તે વૃદ્ધ ગણાય. આવો વૃદ્ધ પાપાચારમાં પ્રવૃત્ત ન હોય. જેઓમાં જીવનનો અનુભવ છે, જ્ઞાન, તપ, શિયળ છે તેનું અનુગામિત્વ એ સારું છે. આવા વૃદ્ધો જો સમાજના નેતા હોય તો સમાજને સાચે રસ્તે દોરે અને એમનું શ્રેય થાય.

તા. ૧૫-૮-'૬૦

## વિનય

**સત્તરમા** સદ્ગુણ વૃદ્ધાનુગામિત્વમાં આપણે જોયું કે જેનામાં પરિપક્વ બુદ્ધિ છે, ઠરેલ બુદ્ધિ છે, જે જ્ઞાનવૃદ્ધ, ચારિત્ર્યવૃદ્ધ અને તપોવૃદ્ધ છે, આવા વૃદ્ધનું જે અનુકરણ કરે છે તે માણસ અનેક વિપત્તિમાંથી તરી જાય છે. આવા માણસમાં 'વિનય' સહજ હોય.

એકના સદ્ભાવથી બીજાનો સદ્ભાવ જાગે છે; જ્યાં સદ્ભાવનો અભાવ હોય ત્યાં સદ્ભાવ ન આવે. એવા લોકોમાં, પૂર્વના સદ્ગુણના અભાવને લીધે, સદ્ગુણનો સ્વભાવ હોતો નથી.

જેમ બધા ધર્મોનું મૂળ દયા છે, એમ બધાય ગુણોનું મૂળ વિનય છે. વિનય ન હોય તો કર્યું-કારવ્યું બધું નકામું જાય છે. આટલા માટે જ આપણે બાળકોને સર્વ પ્રથમ વિનય શીખવીએ છીએ. વિનય હશે, તો બીજું બધું આવશે. જેનામાં ગુણીજન માટે પૂજ્યભાવ નથી, એ એમની પાસેથી શું મેળવી શકે? આ વિનય એટલે સીધું પાત્ર; અવિનય એટલે ઊંધું પાત્ર. સીધું પાત્ર હોય તો વસ્તુ એમાં રહી શકે; ઊંધું પાત્ર હોય તો વસ્તુ ઢોળાઈ જાય.

આ પ્રમાણે, જે વિનયશીલ હોય છે એનામાં કાંઈ પણ રેડો તેને તે તરત જ ઝીલી લેશે; જ્યારે અવિનયવાળા માણસમાંથી એ ઢોળાઈ જશે. ધૂળમાં ઘી રેડી, ગોળ નાંખી લાડવા વાળીએ, તો ખાવાને માટે નહિ ચાલે. લાડવા લોટના થાય; ધૂળના નહિ. અવિનય હોય તો ધૂળ-ગોળના લાડવા જેવી અવસ્થા થાય. માટે વિનય કેળવવો અત્યંત જરૂરી છે. જ્યારે આપણામાં વિચાર, વાણી અને વર્તનમાં વિનય આવશે ત્યારે જ આપણે બીજાને, આપણાં બાળકોને એનો વારસો આપી શકીશું.

તમે જો તમારાં વડીલોને અને ગુરુજનોને અપમાનની દૃષ્ટિએ, અવિનય અને તિરસ્કારથી જોતાં હશો તો જ્યારે તમે વડીલ થશો ત્યારે તમારાં બાળકો પણ તમારી પ્રત્યે એમ જ વર્તશે. તમે આનો વિચાર કરો છો ખરા ? આજે આપણે નાના પાસેથી અપેક્ષા રાખીએ છીએ, પણ વડીલોની તો ઉપેક્ષા જ કરીએ છીએ. માટે વડીલો પ્રત્યે આજે તમે વિનય–ભક્તિ બતાવો તો આવતી કાલે તમારાં બાળકો પણ એમ જ વર્તશે.

એક બાઈને એવી ટેવ કે સાસુ જ્યારે ખાવાનું માગે ત્યારે એ પિત્તળ કે કાંસાના વાસણમાં ડોશીને ખાવાનું આપવાને બદલે ઠીકરાનાં વાસણમાં આપે. પછી એ બાઈનો દીકરો પરણ્યો અને ઘરમાં નાની વહુ આવી. એણે જોયું કે એની સાસુ, ડોશીમાને આમ ઠીકરામાં જમવાનું આપે છે. એણે રોજ એ વાસણો લઈ સાફ કરી

ઉપર માળિયામાં મૂકવા માંડયાં.

છ એક માસ થયા અને સાસુ એકવાર ઉપલા માળિયામાં નજર નાખે છે, તો ડોસીનાં વાસણોનો ઢગલો. સાસુએ પુત્રવધુને પૂછયું કે આપણા ઘરમાં તો સુંદર વાસણો છે અને તેં આવાં ઠીકરાનાં વાસણ કેમ ભેગાં કર્યાં ?

વહુનો જવાબ સુંદર હતો; એ વિનય અને અવિનય-નો સૂચક હતો. એણે સાસુજીને કહ્યું કે બા, તમે જેમ તમારી સાસુને આવાં ઠોબરાં આપો છો, એમ તમે પણ જ્યારે ઘરડાં થશો ને માંદાં પડશો ત્યારે હું કુંભારને ત્યાં ઠોબરાં કયાં શોધવા જઈશ ? એટલે, ત્યારે તમને આપવા માટે આ બધાં સંઘરી રાખું છું.

વહુના આ શબ્દો સાંભળી સાસુ સમજી ગઈ. આપણે જો બીજાને માન, સન્માન, વિનય ન આપીએ તો એ માગવાનો આપણને શો અધિકાર છે ? ધ્યાનમાં રાખજો કે આજે ઉપેક્ષા કરો છો, તેવું સ્થાન કાલે તમારુંય થશે. આજે આપણે સન્માન માગીએ છીએ, પણ કોઈને એ આપવા આપણે તૈયાર નથી.

આજે આપણા રાષ્ટ્રમાં સૌ, છોકરાંઓની શિસ્તનો વિચાર કરી રહ્યા છે. બધા કહે છે કે કેળવણીમાં ખામી છે; તેથી આમ બને છે, પણ કઈ ખામી છે, એ કોઈ શોધતું નથી. ખરી વાત એ છે કે વિદ્યાર્થીઓમાં વિનય રેડાયો નથી. વિદ્યાર્થીઓના અંતરમાંનો ગુરુ પ્રત્યેનો પ્રેમ આજે પોઢી ગયો છે. ઘરની અંદર જ્યાં મા-બાપો ગુરુ

માટે 'વેદિયો', 'પંતુજી' કે 'માસ્તર' શબ્દ વાપરે ત્યાં દીકરામાં વિનય આવે ક્યાંથી ?

એક સમય એવો હતો જ્યારે મા-બાપો ઘરમાંથી જ આ માન, પોતાનાં બાળકોમાં કેળવતા; આજે એ રહ્યું નથી. જૂના કાળમાં આપણે શીખતા કે માતાને, પિતાને, ગુરુને અને અતિથિને દેવ ગણવા જોઈએ. એ કાળમાં એ ચારેય પ્રત્યે આપણે દેવની દૃષ્ટિએ જોતા હતા, એમને એ મુજબ માન આપતા હતા.

આવા ગુરુઓ પાસેથી એકાદ અક્ષર પણ મંત્રરૂપ મળી જતો તો એમાંથી જીવનનું સુંદર વૃક્ષ ઊગી નીકળતું, પણ આજે વિનય રહ્યો નથી; એટલે સુંદર ઊગી નીકળતું નથી અને જીવનને એ શીળી છાયા આપતું નથી.

એટલે દુનિયાના બધા ગુણોનું મૂળ આ વિનય છે. જેમ જેમ વિનય દાખવશો તેમ તેમ વિદ્યા જીવનમાં નવો રંગ લાવશે. સફેદ કપડાં ઉપર ગમે તે રંગ જલદી ચડી જાય છે. એમ, જેનું મન વિનયશીલ છે તેના મન ઉપર વિદ્યાનો કોઈ પણ રંગ જલદીથી ચડી શકે છે.

ફલશાળ નામનો એક નાનો છોકરો હતો. પિતાની પાસેથી એણે ત્રણ વાતો શીખી. માન આપવું, વિનય રાખવો અને વડીલનું વચન ન ઉથાપવું. એણે પોતાના જીવનની અંદર આ ગુણોને ઉતારવાનું મનમાં લીધું.

એક વાર એ બાપ સાથે તલાટી પાસે ગયો. તલાટીને જોઈ પિતાએ નમન કર્યું. ફલશાળને લાગ્યું કે મારા પિતા

જેને નમે છે એ મારા પિતા કરતાં પણ મહાન હોવા જોઈએ. એથી એણે પણ જઈને તલાટીને નમન કર્યું અને એમની પાસે રહેવાની ઈચ્છા જણાવી. એ કહે કે મારે પગાર નથી જોઈતો; મને માત્ર સેવાની તક આપો. તલાટી ખુશ થઈ ગયો ને એણે છોકરાને પોતાને ત્યાં રાખ્યો. એમની પાસે રહીને પેલા ત્રણ મંત્રો પ્રમાણે એ જીવવા લાગ્યો.

એમાં એકવાર આ તલાટી રાજ્યના મહામંત્રીને મહેસૂલ ભરવા ગયા. પેલો ફલશાળ સાથે હતો. મંત્રીને જોઈ તલાટી એમને નમ્યા. ફલશાળને થયું કે તલાટી કરતાં તો આ મંત્રી વધુ મહાન લાગે છે; માટે ચાલને, એમની સેવા માગું! એણે તો જઈને કહ્યું કે મંત્રીજી, મારે આપની પાસે રહી આજ્ઞાંકિત, નમ્ર અને સેવાભાવી થવું છે; માટે મને આપને ત્યાં રાખો. આપની સેવા કરવાની મને તક આપો.

માણસ કરતાંય લોકોને તો માણસનું કામ જ ખરી રીતે વધુ સુંદર લાગે છે ને! જે માણસ કામ ન કરે, સેવા ન કરે અને માત્ર રૂડો-રૂપાળો હોય તો પણ એને કોણ સન્માન આપે! જેઓ દુનિયામાં લોકપ્રિય બન્યા છે, તેમણે દેશ, ગામ માટે કાંઈક કામ કર્યું હોય છે; એથી જ એમનું સ્થાન લોકોનાં હૃદયમાં જાગે છે. જે આમ બીજાને ખાતર જીવે છે તે હંમેશા લોકપ્રિય થવાનો જ. ચંદન જેમ ઘસાય છે અને તેની સુવાસ વધુ આપે છે, તેમ માણસ બીજાની સેવામાં જો ઘસાઈ જાય તો જ સમાજમાં એની સુવાસ પ્રસરે.

આ છોકરો કામને લીધે, વિનયને લીધે, મંત્રીને વહાલો થઈ ગયો. એક વાર મંત્રી રાજા પાસે ગયા ત્યારે એ પણ સાથે ગયો. એના જીવનમાં એક જ ધૂન કે પેલી ત્રણ વાતો જીવનમાં ઉતારવી. મંત્રી સાથે આ ફૂલશાળ પણ શ્રેણિક રાજા પાસે પહોંચ્યો. મંત્રીએ રાજાને નમન કર્યું, એટલે આ સમજ્યો કે મંત્રી કરતાં આ રાજા મહાન લાગે છે, માટે આ રાજાની સેવા કરવી વધુ ઠીક છે.

માણસ જો ફૂલશાળની માફક આમ એક જ વાતને વળગે તોય કયાં સુધી એ જઈ શકે છે, એ જુઓ. પછી તો એકમાંથી અનંત જાગશે. વડલાના એક બીજમાંથી જબરદસ્ત વડલો ઊભો થાય છે ને? હજારોને આરામ અને શાંતિ આપે છે. એમ જીવનમાં ગુણરૂપી બીને ભૂમિ, પાણી સારાં મળી જાય તો જ એ ફૂલે–ફાલે છે.

માટે આપણે પણ હજાર વાતને વળગવા કરતાં, એક સદ્‌ગુણને વળગવું જોઈએ. આજે લોકો દરેક વસ્તુ જરા જરા જાણે છે, પણ એકમાંય પૂર્ણ નહીં; એકે વાતમાં નિષ્ણાત નહીં. '*Jack of all and master of none*' માં મજા નથી. મજા તો એક વિષયમાં પૂર્ણતા મેળવવામાં છે; એકના સ્વામી બનવામાં છે; અનેકમાં ચંચુપાત કરી જીવન વેડફી ન નાખો. એકાદ વાત, એકાદ સદ્‌ગુણને પણ એવો કેળવો કે એની સાથે તમારું નામ જોડાઈ જાય. જ્યારે એકમાં આવી ખરી સંપૂર્ણતા કેળવશો, ત્યારે તમારો એ સદ્‌ગુણ તમારી સાથે એકાકાર બની જશે. અભયકુમારની

બુદ્ધિ, બાહુબલિનું બળ, કેવલ્યાનું સૌભાગ્ય — વગેરે, આજે અઢી હજાર વર્ષ થવા છતાં તમે તમારા ચોપડામાં યાદ કરીને લખો છો. આનું કારણ એ કે તેઓ તે તે ગુણોમાં પૂર્ણ હતા.

આપણે પણ એકને વળગી, એમાં પૂર્ણ બનીને જીવવાનું છે; સદ્‌ગુણની વ્યાપકતા જીવનમાં કેમ આવે તે માટે પ્રયત્ન કરવાનો છે. દર વર્ષે એકાદ ગુણના પણ જો તમે સ્વામી બનો તો, ૨૫–૩૦ વર્ષમાં કેટલા બધા ગુણ આવી જાય! પણ આજે માણસ આ વાત વિચારે છે જ કયાં!

આપણા જીવનનાં પાણી આમ વેરવિખેર ન થઈ જાય માટે આપણે તો નીક બનવાનું છે. નીક હશે તો એ દ્વારા કયારામાં પાણી પહોંચશે. તમારા જીવનમાં આજે આવી કોઈ નીક છે ખરી? આનો વિચાર કર્યો છે ખરો? એવી એક સુંદર નીક બાંધો કે જેથી જીવનનો કયારો હર્યોભર્યો અને લીલોછમ બની જાય.

મોટાંઓની સેવા, સન્માન અને વચન ન ઉથાપવું– એટલું જ જીવનમાં લઈને બેઠેલો ફલશાળ, છેવટે શ્રેણિક પાસે આવ્યો. પછી તો રાજાને એના વગર ચાલે જ નહિ એવું થઈ ગયું. કેવો આજ્ઞાંકિત! કેવો સન્માન આપનારો! કેવો વચન પાળનારો! એનાં વિચાર, વાણી અને વર્તનમાંથી વિનય ભાવ જ નીતરતો. કહેવાય છે કે :

"કોયલ કિસકો દેન હૈ, કૌઆ કિસકા લેત?
એક વચન કે કારણે, જગ અપના કર લેત."

કાગડો કોઈનું કાંઈ લઈ લેતો નથી અને કોયલ કોઈને કાંઈ આપી દેતી નથી; છતાં કોયલ એના મુખના વિનય અને મધુરતાભર્યા શબ્દને કારણે જગતને પોતાનું બનાવી દે છે. આમ વચન સાથે જો વર્તન આવી જાય તો સમજો કે જગત તમારું છે; જો વિનય હશે તો બધા તમારા છે.

ગુણ કેળવો, પણ વિનયને ન ભૂલો. ફલશાળને આથી જ શ્રેણિક પાસે સ્થાન મળ્યું. પછી એકવાર એ જ રાજા શ્રેણિક, ભગવાન મહાવીરને વંદન કરવા ગયા. જઈને એમના ચરણમાં પડયા. મહારાજ કરતાંય આ ભગવાન મોટા લાગે છે, એ ફલશાળે જોઈ લીધું, અને તે ભગવાન મહાવીર પાસે દોડી ગયો અને ઢાલ તથા તલવાર એમની પાસે ધરી દીધાં. એણે ભગવાનને જઈને કહ્યું કે મારો નિર્ણય છે, સંકલ્પ છે કે આપની સેવા કરવી; મારો સ્વીકાર કરો. હું મારી આ ઢાલ-તલવાર સાથે આપના રક્ષક તરીકે ઊભો છું.

ભગવાને એને કહ્યું કે આ તારી તલવાર અને ઢાલ કાંઈ ખરે વખતે રક્ષણ નથી કરી શકવાનાં. સાચું રક્ષણ તો આ સ્નેહરણ કરશે; કારણકે એમાં દયા ભરેલી છે; એ જ ખરું રક્ષણ કરી શકશે. ફલશાળમાં વિનય સાથે સન્માનભાવ પણ હતો. વિનય એ બાહ્ય પરિણામ છે; સન્માન એ અંતરનો ભાવ છે; અને આજ્ઞાપાલન એ આગળ વધવાનો, તરવાનો માર્ગ છે. વિનય સાથે આ સન્માનભાવના આવશ્યક છે. વિનય હોય પણ સન્માનની

ભાવના ન હોય તો ન ચાલે. જીવનમાં વિનય, સન્માન ને આજ્ઞાપાલન ત્રણેય ગુણો જરૂરી છે. આવા વિનયવાન આત્મા જ મેઘને જોઈને જેમ મોર નાચે એમ, ગુણિયલ માણસોને જોઈ નાચી ઊઠે છે.

ફૂલશાળની વિનય-ભાવનામાં ભગવાન માટે સન્માન મળ્યું, તે અમૃત બની ગયું. ફૂલશાળે એ જ સમયે ભગવાનની આજ્ઞા ઝીલી, રજોહરણ લીધું અને તે મુનિ થઈ ગયો.

ફૂલશાળ આપણને શીખવે છે કે તમારા કરતાં ઉંમરમાં, ગુણમાં, તપમાં, આરાધનામાં, જ્ઞાનમાં જે મહાન હોય તેને સન્માન આપો. તમે જે આપશો તે જ તમને પાછું મળશે. મોટો તો એ કહેવાય કે જે નાનાનુંય સન્માન કરે, નાના માટે પણ જે તુંકારો, તોછડાઈ ન વાપરે.

માણસની ભાષામાંથી એનું અંતર દેખાઈ આવે છે. એક જણ ન દેખતાને માટે 'આંધળો' શબ્દ વાપરે, બીજો એને 'પ્રજ્ઞાચક્ષુ' કહે છે. વસ્તુ એક છે પણ બીજો શબ્દ કેટલો સુંદર છે! આપણે ભાષા–સમિતિની વાતો કરીએ છીએ. ભાષાસમિતિ એટલે શું? શબ્દો પસંદ કરીને બોલો. ચૂંટીને બોલાયેલો શબ્દ તમારી લાયકાત અને યોગ્યતા બતાવશે. માણસ જો સામાન્ય વસ્તુ માટે પણ પસંદગી કરે છે તો જીવનમાં વપરાતા શબ્દો માટે કેમ નહિ કરતો હોય! આ વિચારવા જેવું છે.

ફૂલશાળની કથામાંથી આપણે જોયું કે જે માણસ

વિનય દાખવે છે તે આગળ વધી શકે છે. વિનય એ તો આમ મોક્ષનું એક સાધન છે. વિનયમાંથી જ્ઞાન, જ્ઞાનમાંથી દર્શન, દર્શનમાંથી ચારિત્ર્ય અને ચારિત્ર્યમાંથી મોક્ષ પ્રાપ્ત થાય છે. મોક્ષનો એ અધિકારી બને છે.

આથી વિનયને અત્યંત ઉપયોગી સદ્‌ગુણ ગણવામાં આવ્યો છે. એનાથી માણસનો આત્મા નિર્મળ બને છે.

તા. ૧૬–૮–૬૦

## કૃતજ્ઞતા

મનુષ્યનું જીવન, સદ્‌ગુણો પામવાનું એક સુંદર ધામ છે. અગાઉ જોયેલા સદ્‌ગુણોનો આપણે વારંવાર વિચાર કરવાનો છે. જેમ માણસને પોતાનું સ્થૂળ જીવન ટકાવવા ખાવા-પીવાની જરૂર છે તેમ, આત્મા અને મનની પુષ્ટિ માટે, આવા સદ્‌ગુણોની જરૂર છે.

આપણે જોઈ શકીએ તો જીવનનો પ્રત્યેક દિવસ, એ સુંદર પર્વનો દિવસ છે; જીવનની મંગળતાનો દિવસ છે. પણ આ માટે પ્રત્યેક દિવસ, પહેલાં આરાધનામય બનવો જોઈએ. મન દરરોજ પવિત્ર, નિર્મળ, શાંત રહે તો જ મળેલી જ્ઞાનની ધારા, દિવસને એક પર્વરૂપ બનાવી દે છે.

આપણે સૌએ કૃતઘ્ની નહિ, કૃતજ્ઞી બનવાનું છે. કોઈએ આપણા માટે નાનું પણ કાર્ય કર્યું હોય તો આપણે અનેકગણું કરીને પાછું વાળવું જોઈએ. આનો પાઠ ધરતી આપણને શિખવે છે. એક દાણામાંથી એ અનંતગણું કરીને પાછું આપે છે. જગતમાં માત્ર માણસ

જ એક એવો છે જેને આપો એટલે એ ખાઈ જાય છે. જગતમાં જાણે કે આજે એ રીત જ થઈ ગઈ છે કે હું આખા ગામનું ખાઉં, અને મારું ખાય એનું નખોદ કાઢું.

કુદરતે આપણને પાંચ ઇંદ્રિયો બક્ષી છે. એ પંચભૂતોના આપણે ઋણી છીએ; પણ આપણે એમને માટે કાંઈ કરીએ છીએ ખરા? ખરો કૃતજ્ઞી તો એ છે કે જે, સામાએ પોતાની ઉપર શા ઉપકાર કર્યા છે એ ધ્યાનમાં રાખે, અને તેનો બદલો વાળવા ઇંતેજાર રહે.

આપણી ઉપર ગુરુનો, માતપિતાનો, આપણને મદદ કરનારનો, સમાજની સહાય મેળવી આગળ આવ્યા તેનો, અને પંચમહાભૂતોનો ઉપકાર રહેલો છે.

પ્રથમ ઉપકાર ગુરુનો ગણવામાં આવ્યો છે. કારણ સંસારરૂપી ઘોર અંધારા કૂવામાંથી એ આપણને પ્રકાશપૂર્ણ જગતમાં લાવે છે, આપણી ઉપર વાત્સલ્ય વહાવે છે. સગાંઓનો સ્નેહ સ-કારણ, સહેતુક હોય છે, પણ ગુરુનો સ્નેહ અકારણ, નિષ્કામ હોય છે. એ તો કાંઈ માગ્યા વગર આપણને સદુપદેશ આપી અને ચાલ્યા જાય છે. એને બદલાની ઇચ્છા નથી રહેતી.

ગુરુનું જીવન વૃક્ષ જેવું છે, નદી જેવું છે. વૃક્ષ, એને ત્યાં જે આવે તેને છાંયો આપે છે, ફળ આપે છે. સરિતા કોઈને પૂછતી નથી કે તું ક્યાંનો છે, કેવો છે? એ તો કાંઠે આવેલા સર્વને પાણી આપી તૃષા છિપાવે

છે. ગુરુમાં આ બેઉ ગુણો રહેલા છે.

આત્માને શાન્તિ આપવાનું કામ જ્ઞાનીઓનું-ગુરુઓનું છે. માટે યશોવિજયજી મહારાજે કહ્યું છે કે જેણે તને સમ્યક્ત્વ આપ્યું, જેણે તને વિષાદના કૂવામાંથી બહાર કાઢયો, એવા તારા ગુરુના ઊંડા ઉપકારનો બદલો તું શી રીતે વાળી શકવાનો છે? ગુરુનો ઉપકાર એવો છે કે અનેક ભવોમાં પણ એ વાળી ન શકાય.

જગતમાં માણસ એકલો આવ્યો છે અને છેવટે તો એણે એકલા જ જવાનું છે. સાથમાં એનાં સત્કાર્યો અને ભલાઈ સિવાય કોઈ આવવાનું નથી. અભણને આ જ્ઞાન આપનાર ગુરુ છે. એ જ્ઞાનના બદલામાં, ભૌતિક સર્વ વસ્તુઓ તમે આપો તો પણ એ ઋણ પૂરું થાય તેમ નથી. એ ઋણ ચૂકવવા માટે તો રોજ એમનું સ્મરણ કરવું ઘટે, દિવ્ય આત્માની વિચારણા કરવી ઘટે.

ઘણા પૂછે છે કે મારાથી ક્રોધ, માન, માયા છૂટતાં નથી અને ઉપકારી ગુરુઓ યાદ આવતાં નથી. એ તો એક ઉપાય એ છે કે ક્રોધ વગેરે કયાંથી, શા માટે આવ્યાં એ તમે શોધો અને સદ્‌ગુણોનું બળ વધારો. ચડતાનાં દૃષ્ટાંત જૂઓ, પડતાનાં નહિ: તો કદાચ વધુ ઝડપે તમે આગળ આવી શકશો.

ગુરુ પાસે પણ દાકતરના જેવી, અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિ હોય છે. એથી તેઓ આપણી અંદરની વાતોને, સ્થિતિને

જોઈ શકે છે. એ પ્રાજ્ઞ પુરુષો જોઈ શકે કે તમારા હૃદયમાં ક્રોધના કેવા તણખા પડ્યા છે; કેવી માનની ટેકરીઓ ઊભી છે; કેવી માયાની ઝાડીઓ જામી છે; કેવા લોભના ખાડાઓ ખોદાયા છે. આ બધાને લીધે જ માણસ સત્ય ધર્મનું દર્શન કરી શકતો નથી અને સદ્ગુણમય બની શકતો નથી. માણસ જ્યારે આમ પોતાને બરાબર જુએ છે ત્યારે તેને જણાય છે કે 'મો સમ કોન કુટિલ, ખલ, કામી'—મારા જેવો બીજો કોઈ કુટિલ, લુચ્ચો અને કામવાસનાથી ભરપૂર માણસ નથી.

જૈન દર્શને આપણને આ એક સુંદર સાધન આપ્યું છે. જૈન દર્શન એટલે આંતરિક સંશોધનની સંસ્કૃતિનું દર્શન. પણ આજે તો આપણે છીછરી, નાની વાતોમાં પુરાઈ ગયા છીએ. આધ્યાત્મિક આરોહણને બદલે, સંપ્રદાયો અને પ્રસિદ્ધિની ક્રિયામાં પડી ગયા છીએ. આપણો ખરો માર્ગ એટલે આત્માનો માર્ગ. માટે ભગવાને કહ્યું કે જીવ! તેં બહારનું બધું કર્યું, પણ અંતરને શોધવાનું કામ તેં નથી કર્યું એટલે હેરાન છે, પરેશાન છે. હવે આપણે એની પાછળ લાગવાનું છે.

હવે તમે વીતરાગી જેવા સાધુ પાસે જાઓ અને તમારી જાતને જુઓ. સાથે સાથે સરખામણી પણ કરતા જાઓ કે પ્રભુ આવા શાંત અને હું આવો ક્રોધી! તમે જ્ઞાનની જ્યોત ને હું આવો અજ્ઞાનપૂર્ણ, કાળો કોલસો! તમને જગત પૂજે તોય તમે નિરાભિમાની અને મને કોઈ

ન પૂછે તોય હું આટલો અભિમાની! આમ શા માટે? ભગવાન! તમને કેવળ જ્ઞાન લાધ્યું, તો મને કેમ નહિ? ભગવાનની અને આપણા આત્માની આમ સરખામણી કરો તો અંદરનું તત્ત્વ જાગે, ગુણ પ્રત્યે આદર પ્રગટે અને કોઈ પાસેથી થોડું પણ કંઈ મળ્યું હોય તો તેના પ્રત્યે ભાવ જાગે, અને આમ કૃતજ્ઞતા પણ વિકસે.

તા. ૩૦–૮–૬૦

## ઉપકાર–ચતુષ્ક

**માણસ** બીજા બધા ગુણોથી શોભતો હોય છતાં જો એનામાં આવો કૃતજ્ઞતાનો ગુણ ન હોય તો બીજા બધા ગુણ ઉપર પાણી ફરી વળે. જેણે તમારું નાનું એવું પણ કાર્ય કર્યું હોય, વિપત્તિમાં સહાય કરી હોય, એને યાદ ન રાખો તો તમારામાં રહેલા ગુણો દટાઈ જ જવાના ને?

સંસારમાં આજે કૃતજ્ઞતાનો ગુણ ઓછો થઈ રહ્યો છે. બહાર આવીને માણસ ધર્મનો દેખાવ કરી રહ્યો છે, પણ પોતાના જીવનમાં ક્યારે, કોણે કોણે સહાય કરી હતી એની યાદ રાખતો માણસ બંધ થયો છે. જૂના કાળમાં એક માણસ બીજાની ઉપર ઉપકાર કરતો, તો બીજો માણસ પોતાનું એ ઋણ ફેડવા માટે ઝંખ્યા કરતો. આજે આ ભાવ છે ખરો?

આપણી ઉપર ગુરુ, ધર્મ, માતાપિતા, સમાજ વગેરે અનેક જણના ઉપકાર રહેલા છે. ગુરુને કારણે આપણે આવે સ્થળે આવતા થયા; હવે ખરાબ કાર્ય કરતાં આપણને ક્ષોભ થવા લાગ્યો છે. આપણને માનવતાનું જે દર્શન થઈ રહ્યું છે તે આવા ગુરુને લીધે. આમ છતાં જીવનમાં ક્યારેક પશુતાનું આળસ્ય જાગે ત્યારે આવા ઉપદેશના પ્રકાશને

લીધે જ 'હું આ ઠીક કરતો નથી' એમ એને લાગે છે, અને એ ખોટું કરતાં અટકી જાય છે.

આમ સદ્‌ગુરુનો સમાગમ અને શાસ્ત્રોનું શ્રવણ, માણસને પાપ કરતાં આંચકો આપે છે. એનાથી, પાપ કર્યા બાદ તુરત જ પશ્ચાત્તાપ જાગે છે; સદ્‌ગુરુના શબ્દો એવી વેળાએ કાનમાં ગુંજી ઊઠે છે. આને લીધે જ આપણે ઘણી-વાર ખરાબ કૃત્ય કરતાં બચી જઈએ છીએ.

ગુરુ પછી આપણા બીજા ઉપકારી તે માતપિતા. પોતાનાં બાળકો માટે એ શુભેચ્છા રાખે છે અને પેટે પાટા બાંધીને પણ એને ઉછેરે છે. જેઓ પોતાના દીકરા માટે ટાઢ અને તડકો વેઠે છે, પોતાના કરતાંય, એ દીકરા માટે વધુ જીવે છે. એ માત-પિતાનો ઉપકાર કેવો અપૂર્વ છે?

ત્રીજો ઉપકાર તે સમાજનો. એના નિમિત્તે તમે આગળ આવ્યા. તમારી આવડત ખરી, પણ તમને આગળ ધકેલ-વામાં સમાજની સહાય રહેલી જ છે. બાકી જો તમે તમારા પૈસા, માત્ર મોજશોખમાં વાપરો તો સમાજ તમને માન શા માટે આપે? મૂડીવાદની સામે, આજનો સામ્યવાદ કાંઈ જાતે આવ્યો નથી; આપણે એને લાવ્યા છીએ. પહે-લાંના શ્રીમંતો સમાજ માટે અર્પણ કરતા તો સમાજ એમને સન્માન આપી આગળ બેસાડતો. આજે ધનવાન પોતાના મોજશોખમાં પૈસા ખર્ચે છે, તો પછી સમાજને એવા શ્રીમંતોની શી પડી હોય?

જ્યારે આપણે જગતમાં આવીએ છીએ ત્યારે આપણે રડીએ છીએ અને સગાંઓ હસતાં હોય છે. હવે માણસે કરણી–ધર્મ એવો આચરવાનો છે કે જેથી એ હસતો હસતો જાય અને એની પાછળ ગામ આખું રડે. સારી વ્યક્તિની આપણને ગેરહાજરી સાલે છે; પણ તે એના દેહને માટે નહિ, પણ તેની ઉદારતા, મહાનુભાવતા વગેરે ગુણોને લીધે.

આ કૃતજ્ઞતા, આપણને ચાર વાત શીખવે છે. કોઈએ આપણી ઉપર ઉપકાર કર્યો હોય તો તે કદી ભૂલવો નહિ; કોઈને માટે તમે ઉપકાર કર્યો હોય તો એને યાદ કરવો નહિ. કોઈએ આપણી ઉપર અપકાર કર્યો હોય તો એને માફી આપવી! અને આપણાથી કોઈનો અપકાર થઈ જાય તો સામાની માફી માગવી.

ધર્મનું બીજ આમાં રહેલું છે. મૃત્યુની ઘડીએ પણ કૃતજ્ઞતાવાળો માણસ વિચારે કે મારી ઉપર થયેલા ઉપકારનો બદલો હવે હું ક્યાં વાળીશ?

એક ડોશી હતી. એ જાત્રાએ જવા નીકળી. રસ્તામાં એક કૂતરો એનું ભાતું ખાઈ ગયો. ડોશી ભૂખી થઈ છે, વિચારે છે ત્યાં એક વણજારો આવ્યો ને ખાવા બેઠો. એણે માજીને પણ ખાવા બોલાવ્યાં. વણજારામાં માનવતા હતી. એણે માજીને બોલાવ્યાં અને બેઉએ સાથે બેસી પ્રીતથી ભોજન કર્યું. છૂટાં પડતાં માજીએ કહ્યું કે આ અન્નનું ઋણ હું ક્યારે ફેડીશ? કારણ, ખાઈને રાજી થવું, એમાં

મારું ગૌરવ નથી; ગૌરવ તો ખવરાવવામાં છે. પેલો વણજારો કહે કે તમારી સાથે જમવામાં તો મારું અન્ન સફળ થયું; તમે જમીને મારી ઉપર ઉપકાર કર્યો છે.'

'હું ફલાણા ગામમાં રહું છું; મારું નામ ગજરા. કામ પડે ને યાદ કરશો તો ઉપકાર થશે.' એમ કહીને ડોસીએ વિદાય લીધી. એ વાતને દસ વરસ થઈ ગયાં. પણ ડોશી રોજ વિચાર કરે છે કે પેલા વણજારાનો ઉપકાર હું ક્યારે વાળીશ ?

એ આવા વિચાર કરી રહી છે; ઉપકારની વાતોમાં જ એનું મન રોકાયેલું છે. આવે કાળે માણસને જીવનના ઊંડાણમાંથી સરસ ચિંતન મળે છે અને સુંદર ભાવના જાગે છે. એ વિચારોમાં જ માણસે આગળ વધવાનું હોય છે.

પણ માણસમાં આ શક્યતા છતાં આજ એ કેવો બની ગયો છે! પરદેશનો કોઈ માણસ કરોડપતિ થાય તો એને દુઃખ નથી, પણ એનો ભાઈ કરોડપતિ થઈ જાય તો એને ઈર્ષા જાગે છે. આ દશા છે. આજે જગતમાં ઘણાને ઈર્ષાનો આ ક્ષય (ટી. બી.) લાગુ પડયો છે. સર્વત્ર ઈર્ષા જ પ્રગટ થઈ રહી છે અને એ માણસના લોહીને બાળી રહી છે.

આવી જ રીતે માણસ કીર્તિ અને પ્રશંસા પાછળ ગાંડો બની રહ્યો છે. પણ એ કીર્તિ તો પાણીની ઉપર લખેલા અક્ષર જેવી છે; એ કાંઈ બેસી રહેવાની નથી.

આત્મસમાધિ માટે કરેલાં ઉજ્જવળ કાર્યો સિવાય અહીં શું રહેવાનું છે? માણસનું જીવન તો પાણીના પરપોટા જેવું છે. કાળબળના પ્રવાહમાં એનું સ્થાન શું?

માણસને આજે એવી ભૂખ લાગી છે કે બીજાનું નામ ભૂંસી, હું ત્યાં મારું નામ લખું; કીર્તિ પામું! એ ભૂલી જાય છે કે જેમ તું બીજાનું નામ ભૂંસવા તૈયાર થયો છે એમ, તારા પછી આવનારો, તારું નામ શા માટે નહિ ભૂંસે? સંસારનું આ દર્શન છે! આજે સૌ આમ અભિમાન, ગૌરવ, અહંકારમાં મસ્ત છે. પછી વિચાર કોણ કરે?

પછી તો દસ વરસ ચાલ્યાં ગયાં. એકવાર પેલો વણઝારો પકડાયો. એ નિર્દોષ હતો. પણ એને આ ગામમાં કોઈ ઓળખે નહિ. રાજાએ પૂછ્યું: 'તમે નિર્દોષ છો એનો પુરાવો શો? તમને કોઈ ઓળખે છે?' વણજારાને પેલી ડોશી યાદ આવી. એણે પોતાનો સ્મૃતિખજાનો તપાસ્યો. ડોશીનું નામ યાદ કર્યું, અને કહ્યું: 'મહારાજ, મારી પાસે જે માલ છે તે મારો જ છે, તે આપ વિશ્વાસથી માનો. હું પરદેશી છું. મારે કોની ઓળખાણ હોય? પણ આ ગામમાં ગજરા નામે એક ડોશીને હું જાણું છું પણ એ ક્યાં રહે છે તે મને ખબર નથી.' રાજાએ તપાસ કરાવી. ડોશી તો વાટ જોઈને બેઠી હતી. એ દોડીને ગઈ; એની જામીન થઈ. નિર્દોષ વણઝારાને એણે છોડાવ્યો અને પછી પોતાને ત્યાં માનપૂર્વક બોલાવી જમાડ્યો. ડોશીએ

કહ્યું : 'આજનો દિવસ ધન્ય છે કે મારા ઉપકારીને સત્કારવાની ધન્ય પળ મને મળી છે.'

અન્ન ખાધેલું તો એને ખાતર ડોશી આટલું બધું જોખમ ખેડવા પણ તૈયાર થઈ ગઈ એનું નામ કૃતજ્ઞતા. પણ આજે તો લોકો કોઈને મુસીબતમાં પડેલો જૂએ છે. તો ત્યાંથી મોં ફેરવી ભાગી જાય છે. જીવનની સુધારણા માટે આપણે આ બધી વાતોની આલોચના કરવાની છે.

તા. ૩૧–૮–'૬૦

## કૃતજ્ઞતાનો સંદેશો

**માણસમાં** જેમ જેમ સદ્‌ગુણો જાગે છે તેમ તેમ એની ભૂમિકા બદલાતી જાય છે. બાળકને ધક્કો લાગે તો પડી જાય છે, પણ યુવાન એનાથી પડી જતો નથી. આમ જ્યારે માણસને જીવનમાં દુર્ગુણોનો ધક્કો વાગે છે ત્યારે સદ્‌ગુણોથી યૌવનકાળમાં આવેલો માણસ પડી જતો નથી. સદ્‌ગુણોની સાથે માણસમાં અંદરથી શક્તિ જાગે છે. આવા કૃતજ્ઞી માણસો જગતમાં બહુ ઓછા છે.

તેલનું એક ટીપું જો પાણીમાં પડે છે તો પાણીની આખી સપાટીને જેમ તેલમય બનાવી દે છે એમ, સદ્‌ગુણોથી ભરેલા મનમાં એકાદ વધુ સદ્‌ગુણ પડે છે ત્યારે તે માનવીના આખા જીવનમાં પ્રસરી જાય છે; આ કુદરતનો નિયમ છે.

સજ્જન માણસો આવા પાણી જેવા હોય છે, જેઓ સદ્‌ગુણને વ્યાપક બનાવે છે; દુર્જન લોકો તપેલા તેલ જેવા હોય છે; જેમાં સદ્‌ગુણ નાખો તોય એને બાળીને ભડકો કરી દે છે.

એક હજામ હતો. તેણે એવી વિદ્યા મેળવેલી કે જેથી એ કોઈ પણ વસ્તુને હવામાં અધ્ધર રાખી શકતો. એક

સાધુએ આ વાત જાણી, એણે વિનવણી કરીને હજામ પાસેથી વિદ્યા સાધ્ય કરી, પણ જ્યારે એ સાધુ બીજા પાસે ગયો ત્યારે એણે કહેવા માંડ્યું કે મેં જાતે જ અપૂર્વ સાધના કરી, હિમાલયમાં જઈ આ શક્તિ મેળવી છે. હજામને ગુરુ ગણાવતાં એને શરમ લાગી. એ આમ જૂઠું બોલ્યો અને પરિણામે આકાશમાં અધ્ધર રહેલી એની તુંબડી એના માથા ઉપર જ પડી અને એનું માથું ફૂટી ગયું. આમ માણસ આજે કૃતજ્ઞતાહીન થઈ રહ્યો છે.

સદ્‌ગુણ મેળવ્યા વગરનું મનુષ્યનું જીવન તુચ્છ છે. કાળચક્રના માપથી જુઓ તો મનુષ્યનું સો વર્ષનું આયુષ્ય, એક પૂરા બિન્દુ સમાન પણ નથી. આવું આપણું કિંમતી જીવન, એને દુર્ગુણોની પંચાતમાં કાઢી નાખીએ, તો કેવું દુઃખદ ગણાય !

સદ્‌ગુણને અપનાવતાં શીખશો તો તમારી દૃષ્ટિ સ ્ગુણ બની જવાની. આટલો કાળ તો તમે ખરાબ શોધ્યું, હવે બાકી રહેલા થોડા કાળમાં તો સારું શોધો. જીવનમાં સંચય કરવા જેવું બીજું કંઈ નથી, માત્ર સદ્‌ગુણો જ છે. કોઈનો નાનો પણ ઉપકાર ન ભૂલવો એનું નામ કૃતજ્ઞતા.

કૃતજ્ઞી બનવા માટે બીજું કાર્ય એ કે કોઈની ઉપર આપણે કરેલા આપણા ઉપકારને યાદ જ ન કરાવવો. ઉપકારને યાદ કરાવવાથી, કરેલા કાર્યનું મહત્ત્વ મરી જાય છે. એથી તો સામાને દીનતાનો અનુભવ થાય અને આપણા મનમાં અભિમાન જન્મે. કારણ કે ક્રોધ જીતવો સહેલ છે

પણ માન પચાવવું મુશ્કેલ છે.

આ જીવનમાં માણસે કૃતજ્ઞી અને વિશ્વઋણી બનવાનું છે. ચંદન ઘસાઈ સુવાસ આપે છે. પાણી બીજાની તૃષા છિપાવે છે. ઝાડ સર્વને શીતળ છાયા આપે છે. માણસે પણ કોઈને કંઈ કહ્યા વિના, આવો ઉપકાર કરતાં શીખવાનું છે.

જમણો હાથ દે અને ડાબો હાથ ન જાણે, એનું નામ સાચું દાન. જેમ જમીનની અંદર રહેલું બી છૂપી રીતે ઊગી નીકળે છે એમ ગુપ્ત રીતે આપેલું દાન જ સાચું ફળદાયી બને છે. પણ આજે તો આવાં દાનો, પુણ્યનાં કામો મટી, માત્ર લેવડદેવડના વ્યવહાર બનતા જાય છે.

દાન દઈને તો માણસે હળવા થવાની જરૂર છે. પૈસો સારા કામમાં ખરચાય ત્યારે હળવાપણું લાગવું જોઈએ. દાનની રકમ દીધા પછી, તિજોરીમાં પડેલા ખાડાને ફરી પૂરવા પાછળ ન પડો. દાનનો જે ખાડો પડે છે, તે માનવીની ઉપરનો ભાર ઓછો કરાવવા. એ ભાર ફરી ઊભો ન કરો.

કોઈને કરેલી સહાય, ભૂલી જાઓ. માત્ર એટલી શ્રધ્ધા સેવો કે વાવેલું કયારેક જરૂર ઊગી નીકળવાનું છે અને તે પણ જેવી ભાવનાથી વાવ્યું હશે એવી જ ભાવના સાથે એ ઊગી નીકળવાનું છે.

પારકાનો અપકાર યાદ ન રાખો; તેમ તમે કરેલો ઉપકાર પણ યાદ ન રાખો. બેઉ વસ્તુ ભૂલવા જેવી છે. ખરો ધર્મ તો એ છે કે અપકારીના અપકારને યાદ કર્યા વગર એની ઉપર ઉપકાર કરવો. આપણે તો ચંદન જેવા બનવાનું

છે. કુહાડી ચંદનના ઝાડને કાપી નાખે છે, છતાં ચંદન તો કપાતાં કપાતાંય એને કાપનાર, કુહાડીના ફળાને–મુખને સુવાસિત કરતું જાય છે.

કૃતજ્ઞી બનવા માટે આ ચારે વાત પુનઃ પુનઃ વિચારવી જ રહી. આપણા પર કોઈએ કરેલા ઉપકારને ભૂલવો નહિ; અને કોઈએ પણ કરેલા અપકારને સંભારવો નહિ. આપણે કરેલો ઉપકાર સંભારી આપવો નહિ અને આપણાથી ભૂલથી પણ થઈ ગયેલા અપકારની સાચા દિલથી ક્ષમા માગવી.

તા. ૧–૯–'૬૦

## પરહિતનિરત:

'પરહિતનિરત' એ વીસમો સદ્ગુણ છે અને તે અત્યંત ઉપયોગી છે. 'પહેલું સુખ તે જાતે નર્યા; બીજું સુખ તે ધને ભર્યા.' આવું તો પશુઓ પણ માગે છે. એટલે જો મનુષ્ય પણ આટલી જ ઇચ્છા રાખતો હોય તો એ માણસ શાનો ?

મનુષ્યના જીવનમાં તો પરોપકારનો પ્રેમ જાગવો જોઈએ; પારકાના હિતમાં મગ્ન થવાની એનામાં તમન્ના જાગવી જોઈએ. જેણે ધર્મના વિજ્ઞાનનું દર્શન કર્યું હોય તે જ પરહિતનિરત: થઈ શકે.

પરોપકાર કરવામાં જ સ્વઉપકાર માની આનંદ માનો. આત્મભોગ આપી, એનો બદલો મેળવવા ઝંખતા લોકોને સમાજ જ્યારે સત્કારતો નથી ત્યારે એમને સમાજ બેકદર લાગે છે. પણ મા જેમ દીકરાની સેવા કરે છે તેમ માણસે સમાજની સેવા કરવાની છે.

ધર્મને અને તેના વિજ્ઞાનને જે સમજ્યો છે તે, બને ત્યાં સુધી બીજાની સેવા લેવા ઇચ્છા રાખતો નથી; એ પોતાનું કષ્ટ બીજા ઉપર નાખવા ઇચ્છતો નથી.

આજનો કહેવાતો ધર્મી માણસ પારકી સેવા લેવામાં મસ્ત છે. ઓછાં કષ્ટે એ વધુ ધર્મ કરવા તત્પર બન્યો છે. 'મેં તો ઘણી પૂજા કરી છે અને ઘણો ધર્મ કર્યો છે' કહીને, માણસ આજે સ્વકાર્ય કરતો બંધ થયો છે.

માણસ પોતાની જવાબદારી બીજા ઉપર લાદી મુક્ત થવા ઇચ્છે છે. પોતાનું કામ બીજા ઉપર નાખી નીકળી જવું, એ આજના સમાજમાં એક વ્યાપક બનતો માનસિક રોગ છે.

પણ જ્યાં સુધી માણસ વિશ્લેષણ કરતો નથી ત્યાં સુધી વિજ્ઞાન એને હાથ આવતું નથી. અણુનું વિશ્લેષણ થયું તો નવી શક્તિ મળી. આજે હવે, એ જ પ્રમાણે આપણાં ધર્મ અને કર્મનું વિશ્લેષણ કરવાની જરૂર છે.

આ જગતમાં બીજાનું ઋણ ઓછું લો. બધાં વ્યાજ કરતાં કર્મરાજનું વ્યાજ બહુ જબરું છે. આથી ડાહ્યા માણસો, વહેલામાં વહેલી તકે ઋણમુક્ત થવાનો પ્રયાસ કરે છે. એનાથી નવી દૃષ્ટિ મળે છે. મફત કોઈનું નથી લેવું, એ દૃષ્ટિ આપણે રાખવી જોઈએ. યાદ રાખજો કે કોઈની પાસેથી પડાવીને લીધું હશે તો એ ક્યારેક પણ તમારા હાથમાંથી પડી જ જવાનું છે.

ધર્મવિજ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે એની દૃષ્ટિમાં ફેર આવે છે. એ જાણે છે કે લીધું હશે તો વ્યાજ સહિત પાછું આપ્યા વગર છૂટકો નથી.

આંકડા ગણવાનું યંત્ર જડ છે, પણ આંકડા ગણવામાં ભૂલ નથી કરતું; જ્યારે માણસ ભૂલ કરી નાખે છે. કર્મ

પણ આવું જડ છે છતાં એ ગણતરીમાં કોઈ દિવસ ભૂલ નથી કરતું; યોગ્ય પરિણામ એ આપે જ છે. જડની પદ્ધતિમાં આવી વ્યવસ્થાભરી ચોકસાઈ છે.

માણસ પાસે ધન આવે છે ત્યારે ધર્મ જાણે કે એનાથી આઘો ચાલ્યો જાય છે. પણ ધર્મ તો અંતરનું સાચું ધન છે. એ નહિ હોય તો આત્મા દીન બની જશે. જગતનાં કંચન, કાયા, કુટુંબ અને કાંતા ધર્મને ભુલાવી દે છે.

સોનું વધતું જાય છે તેમ તેમ એને વધારવાની ભાવના વધે છે; કાયાની તેવડમાં માણસ એનો સમય વેડફી નાખે છે; પોતે સો સગાંનો, વિશાળ સમુદાયનો સગો થાય એ એને ગમે છે; પણ પોતે જન્મકાળે એકલો આવ્યો છે ને મૃત્યુકાળે એકલો જવાનો છે એ વાત જ ભૂલી જાય છે.

માણસને જીવનમાં સૂવા માટે એક ખૂણો, ખાવા માટે મૂઠી અન્ન અને પહેરવા માટે બે જોડી કપડાંની જરૂર છે. આમ છતાં માણસ આજે કપડાં અને અલંકારોની પાછળ કેવો ગાંડો બન્યો છે!

સદ્‌ગુણી માણસના મનની અંદર આવાં પ્રલોભનો અને માનવતા વચ્ચે યુદ્ધ ચાલે છે; પણ ત્યારે એ પ્રલોભનો ઉપર વિજય મેળવી જીવનને આગળ વહાવે છે. એટલે આવો પરહિતનિરતઃ માણસ, આસપાસનાં બધાંનો વિચાર કરે, તેને સુધારે અને સમાજને આગળ લાવવામાં સહાયક થાય.

તા. ૩-૯-'૬૦

## સમષ્ટિની ભક્તિમાં મુક્તિ

**આગલો** પાઠ બરાબર સમજાય એ માટે પાછલા પાઠનું જ્ઞાન જેમ જરૂરી છે, તેમ એક ગુણ બરાબર પચાવ્યા પછી જ નવો ગુણ પીરસાય છે. કોઈનું ભલું કરેલું સંભારવું નહિ અને કોઈએ આપણું ભલું કર્યું હોય તો ભૂલવું નહિ. આથી કૃતજ્ઞતાનો ગુણ આવી શકશે.

જ્યારે માણુસ કૃતજ્ઞી બને છે ત્યારે તે પરહિતમાં મગ્ન બની જાય છે. પછી તો પરહિતનિરતઃનો ગુણ એની પ્રકૃતિરૂપ બની જાય છે. ખાવું, પીવું, સૂવું એ જેમ પ્રકૃતિ ગણાય છે તેમ સદ્‌ગુણો આપણી પ્રકૃતિ બની જવા જોઈએ. પરહિતમાં નિરત માણુસથી ભલું કર્યા વગર રહી શકાય નહિ. જો કોઈનું ભલું તેનાથી ન થઈ શકે, તો એના મોં પર શૂન્યતા છવાઈ જાય અને એ દિવસ એને નિષ્ફળ લાગે. પણ આજે તો સ્થિતિ જુદી છે. લોકો કામ કરે થોડું અને એ થોડું પણ ઘણું કેમ દેખાય એની ધમાલ એટલી કરે કે એટલી ધમાલ જો કામ માટે કરે તો કેટલાનું ભલું થઈ જાય !

પરહિતમાં હકારાત્મક ને નકારાત્મક, બેઉ ભાવો

સમાયેલા છે. સૌનું ભલું કરવું, એ હકારાત્મક; કોઈનો ઉપકાર ન લેવો, એ નકારાત્મક. પારકાનું લેતાં માણસને દુખ થવું જોઈએ; કારણકે લીધેલું, વ્યાજ સાથે પાછું આપ્યા વગર છૂટકો થવાનો નથી.

આજે બધા લોકોમાં એક જ મનોવૃત્તિ દેખાય છે કે વધારેમાં વધારે લેવું અને ઓછામાં ઓછું આપવું. પણ ખરો ધર્મ તો એ છે કે ખાઈને રાજી થવાને બદલે ખવડાવીને, લેવાને બદલે દઈને રાજી થાઓ. લૂટેલું કે પડાવેલું કયાં સુધી ટકશે ?

જે કાર્ય કરવાથી માણસને નીચું જોવું પડે એ એણે શા માટે કરવું જોઈએ ? આત્મા ના પાડે, પછી કોઈ પણ વસ્તુ શા માટે સ્વીકારો છો ? આને બદલે આત્માનું એવું તેજ કેળવો કે જેથી તમે શરમજનક એવું કાંઈ જ ન કરો.

મહાપુરુષો આથી આપણને સમજણ આપે છે કે જીવનમાં જરૂરિયાત ઓછામાં ઓછી રાખો, તો આવી સ્થિતિ નહિ આવે. જરૂરિયાતો જ માણસને મુશ્કેલીમાં મૂકી દે છે ને છેવટે માણસને વસ્તુઓનો ગુલામ બનાવે છે. જરૂરિયાતો ઓછી, તો દુઃખ પણ ઓછું આપશે. સ્વતંત્ર માનવી તરીકે જીવો. કોઈ માટે તિરસ્કાર ન રાખો અને કોઈની ગુલામી ન સ્વીકારો. તો તમે મૃત્યુની શય્યા ઉપર પણ પૂરી શાંતિ અનુભવી શકશો.

શિયાળામાં ગરમી ગમે છે, પણ ઉનાળાના દિવસોમાં એ જ ગરમી દુખદ લાગે છે. એમ જ, આજની વસ્તુ જે

સુખ આપી રહી છે તે કાલે દુઃખદ બનશે. માટે વસ્તુ પ્રત્યેનું મમત્વ છોડો.

જિંદગીમાં એવી કરણી કરો કે શાંતિની પળોમાં એ તમને શાંત રાખે, કારણ કે નાની સરખી અશાંતિ નૌકામાં પડેલા કાણા જેવી છે. એ કાણું નાનું છતાં આખી નૌકાને ડુબાડવા પૂરતું થાય છે.

'પરહિત કરો', એમ કહેવું સુલભ છે પણ એ પ્રમાણે કરવામાં ત્યાગની આવશ્યકતા રહે છે. એ ત્યાગ કરી, કાર્ય-રત બનો તો તમે અમર થઈ જાઓ છો.

ત્યાગની વાંસળી વાગે છે અને સત્યવ્રત પિતાની અભિલાષા, પૂર્ણ કરવા મહાત્યાગ કરી ચાલી નીકળે છે. જે લોકો ઇંટ કે ખાતર બનીને પાયામાં પુરાય છે, તે જ દુનિયાનાં ફળના પોષક બની શકે છે. માટે ઉપકાર કરો પણ તે લોકો ખાતર નહિ, તમારા આત્માના આનંદ ખાતર.

મુક્તિ તો ભક્તિની દાસી છે. ભક્તિ કેળવો તો મુક્તિ પાછળ દોડતી આવશે. વ્યક્તિ કરતાં સમષ્ટિના હિત માટે જીવવું એમાં જ જીવનની કૃતજ્ઞતા, સાર્થકતા રહેલી છે.

તા. ૪–૯–'૬૦

## લબ્ધલક્ષ

**અંતરનાં** તિમિરનાં થર તોડવા માટે મહાતેજની જરૂર પડે છે. આ તેજની ઝાંખી કરવી એ જ માનવજીવનનો મુખ્ય હેતુ છે. આનું નામ લબ્ધલક્ષ. માણુસને જીવનમાં અનેક વસ્તુ મેળવવા અભિલાષા જાગે છે, પણ જીવનનું પૂર્ણ ધ્યેય શું છે તેની એને ખબર નથી.

જે મહાતેજથી આપણે દૂર આવી પડયા છીએ એ વિયોગનું પણ આજ આપણને દુઃખ થતું નથી. આજે સ્થિતિ એવી છે કે જે છોડીને ચાલ્યા જવાનું છે, એની પાછળ માણુસ મગ્ન બન્યો છે, અને જે સાથે આવવાનું છે એનું લક્ષ એને રહ્યું નથી.

દુનિયા આખીમાં આજે એવું ગાંડપણ ચાલ્યું છે કે માનવી સાધનોને જ સાધ્ય માની બેઠો છે. પરિણામે સાધનો, સાધનો નથી રહ્યાં પણ સાધ્ય બની બેઠાં છે. માણુસ સવારથી સાંજ સુધી સંગ્રહની પાછળ પડચો છે, પણ એ ભૂલી જાય છે કે એ આપણું જીવનલક્ષ્ય નથી.

નિરર્થક વાતો પાછળ સમય ખર્ચવાનું એને પોસાય

છે પણ 'આગમ' વાંચવા બેસતાં એને આળસ આવે છે. માણસનું જીવન આજે અર્થહીન બન્યું છે. જીવવા ખાતર એ જીવી લે છે અને આયુષ્ય પૂરું થવા આવે ત્યારે દાક્તર પાસે દોડે છે. જો આપણું જીવન આવું યંત્રમય ને જડ હોય તો એવું યાંત્રિક જીવન જીવવા કરતાં હંમેશ માટે સૂઈ જવું, એ વધારે સારું નથી?

લોકો બીજાની નકામી વાતો સાંભળવા પાછળ જિંદગી વિતાવી નાખે છે. એક એક માણસની એક એક વાત, એક એક મિનિટ પણ સાંભળવામાં સમય ખરચો તો જીવન એમાં જ ખતમ થઈ જવાનું. દુનિયામાં કેટલા અબજ માણસ છે તે જાણો છો? સૌની વાતો સાંભળશો તો ક્યારે એનો પાર આવશે?

માટે ભગવાન મહાવીરે કહ્યું છે કે બીજાને જાણવા પહેલાં તું તારા આત્માને ઓળખવા મથ. જો તું તને જાણીશ તો જ તું બીજાને જાણી શકીશ. જે માટીને જાણે છે, તે માટીનાં દરેક જાતનાં વાસણોને જાણી શકશે; જે લોટને જાણે છે તે રોટલીને અને લોટની બીજી વાનગીઓને જાણી શકશે. દ્રવ્યનાં રૂપ બદલાય છે, નામ બદલાય છે, પણ વસ્તુ તો એની એ જ રહે છે.

જે આજે એકને સમજે છે, એ કાલે વિશ્વને સમજી શકશે; જે પોતાના આત્માને ઓળખે છે તે સર્વના આત્માને ઓળખી શકશે. વિચારશ્રેણી બદલાય છે પણ સત્ય બદલાતું નથી; આપણે તો માત્ર જૂના અને નવાનો

સમન્વય કરવાનો છે. તો જણાશે કે કાળનો પ્રવાહ વહેવા છતાં, મૂળ સત્ય ઝાંખું પડતું નથી, એને કાળનો કાટ ચડી શકતો નથી; કોઈ દિવસ ચડી શક્યો નથી.

જગતની સર્વ ચીજો પરિવર્તનશીલ છે. બહારનાં પડ જુદાં લાગે છે, પણ એની અંદર રહેલો આત્મા તો એનો એ જ છે. આપણે એનું દર્શન કરવું એ આપણું લક્ષ છે.

તા. ૫–૯–'૬૦

## ધ્યેયદૃષ્ટિ

**આ ધર્મરૂપી** રત્નને મેળવવા માટે આ એકવીસ ગુણ કેળવવા પડે છે. અનધિકારી પાસે જો વસ્તુ આવે તો તે વસ્તુ અને તેને મેળવનાર–બેઉ નિંદાય છે. ધર્મ-રત્નને પામનાર ધર્મી, ગુણશીલ હોવો જરૂરી છે. યોગ્યતા વગરનો માણસ પોતાને ધર્મી કહેવડાવે તો એ ધર્મ શબ્દને લજવે છે.

લબ્ધલક્ષ-યોગ્યતાની પરાકાષ્ઠા એટલે ધર્મી આત્મા-લાયકાત હોય તો ધર્મી બની શકાય; પ્રથમ ધર્મી કહેડાવી, પછી લાયકાત કેળવવી મુશ્કેલ છે. પ્રથમ માણસ આવશ્યક ગુણોથી સંપન્ન હોવો જોઈએ. જે આત્મા આગળના વીસ ગુણો સમજી ગયો છે અને જીવનમાં આચરે છે એ લબ્ધલક્ષ છે.

માનવજીવનનો હેતુ શો ? આપણું જીવનલક્ષ્ય શું ? હેય, જ્ઞેય અને ઉપાદેય; છોડવા લાયક, વિચારવા લાયક અને આચરવા લાયક હોય તે. ગમતું હોય છતાં જે છોડવા લાયક હોય તે છોડતાં શીખવું જોઈએ. મા સમજે છે કે દીકરીનું સ્થાન એને સાસરે છે, એટલે ચાહવા

છતાં એને વિદાય આપે છે.

માણસના આત્માને એક દિવસ ખાલી હાથે, અચાનક ચાલ્યા જવાનું છે. જ્યારે માણસ લક્ષ્યલક્ષ ન હોય ત્યારે એ દુન્યવી વસ્તુઓમાં મગ્ન થઈને ફરે છે. પણ હું પૂછું છું કે જ્યારે પાપનો ઉદય થશે ત્યારે શું જગતમાં એ કાર્યો તમને સહાય કરશે ?

કુટુંબને પોષવા અર્થદંડ કરવો પડે પણ આજનો માનવી તો અનર્થ દંડ પણ આચરે છે. અર્થદંડ એટલે નીતિની મર્યાદામાં રહી, કુટુમ્બના પોષણ માટે અર્થપ્રાપ્તિ કરવી તે; જ્યારે અનર્થદંડ એટલે ન્યાયનીતિને બાજુ પર મૂકી, ગમે તેમ કરી પૈસા ભેગા કરવા અને કેવળ અર્થ પાછળ જ જીવનને વીતાવવું તે છે. આજના જમાનામાં પાપભીરુતાની વૃત્તિ જ રહી નથી; અદૃશ્ય થઈ ગઈ છે. કસાઈખાનામાં રોજ જનારો જેમ ટેવાઈ જાય છે તેમ, માનવી આજે એનાં પાપોથી ટેવાઈ ગયો છે. આત્મા, ધર્મ અને નીતિનો નાશ થાય એવો વ્યવસાય ન કરાય, એ વાત જ માનવી આજે ભૂલી ગયો છે.

લોકો આજે પૈસા આગળ ભગવાનને પણ નાનો ગણે છે, કારણ એને જીવનનું સાચું લક્ષ્ય બતાવનાર કોઈ રહ્યું નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-આમાંથી માણસ આજે અર્થ અને કામ પાછળ પડ્યો છે. એમાં એટલો બધો એ રંગાયેલો છે કે ભેગું કરેલું ભોગવવાનોય એને સમય નથી. આજે મનુષ્ય ભોગ નથી ભોગવતો, પણ ભોગ

મનુષ્યને ભોગવી રહ્યો છે.

દિવસ પછી દિવસ કરતાં, આખું આયુષ્ય ચાલ્યું જાય છે અને છતાં માણસ એની વર્ષગાંઠ ઉજવવા બેસે છે. એ શું આનંદનો દિવસ છે કે માણસ મહેફિલ માણે છે! મળેલો વારસો ચાલ્યો જાય અને અંતરમાં જેવી ફાળ પડે, એમ આ ખર્ચાઈ જતા આયુષ્ય માટે માણસને લાગવું જોઈએ.

રૂપિયાનું પડેલું ગાબડું પૂરી શકાય છે, પણ આયુષ્યનું ગાબડું ફરી પૂરી શકાતું નથી. આ યાદ રહે છે ખરું? તેલ ખૂટશે એટલે દીવો બૂઝાઈ જવાનો. અંતિમ પળે દીપ નિર્વાણ પામે છે તેમ, આયુષ્ય પૂરું થતાં માનવીએ ચાલ્યા જવાનું છે.

આયુષ્યનાં ગાબડાં તો પડવાનાં જ, પણ સત્કાર્ય કરતાં પડે તો ગાબડાંય સફળ થઈ જાય છે. જતી જિંદગીને કોઈ અટકાવી શકતું નથી. પણ જે પાણી રણભૂમિમાં ભસ્મ થાય છે એ જ પાણીને ફળદ્રુપ જમીન ઉપર વાળવામાં આવે તો એ મોલને લીલોછમ કરી દઈ શકે છે. આપણા આયુષ્યનું પણ આવું છે. આપણા મૃત્યુએ લોકો એમ કહેતા થવા જોઈએ કે કામ કરતાં એ મર્યો અને એણે મોતને સફળ બનાવ્યું. તો જ માનવજીવનનો ખરો અર્થ છે.

લબ્ધલક્ષ એટલે ધ્યેય તરફ જ દૃષ્ટિ. જીવનમાં આવું લક્ષ જો મજબૂત, નિશ્ચિત ન હોય તો બીજા બધા ગુણો નકામા બને છે. જીવનમાં લબ્ધલક્ષનું આવું ઉત્તમ સ્થાન છે.

તા. ૬-૯-'૬૦

## ધ્યેયયાત્રા

આપણે જાણીએ છીએ કે જેટલા માણસો રત્નો પહેરે છે તે દરેક કાંઈ સાગરને તળિયે જઈ ડૂબકી મારીને લઈ આવેલો હોતો નથી, પણ કોઈક ડૂબકી મારીને લઈ આવે છે, જ્યારે એનો લાભ કોઈક બીજાને મળી જાય છે.

આ પ્રમાણે, આ ધર્મરત્નો મહાપુરુષોએ શ્રુતસાગરમાં ડૂબકી મારી, શ્રમ વેઠીને આપણે માટે મેળવી આપ્યાં છે. માખણ તૈયાર કરનારને શ્રમ વેઠવો પડે છે પણ ખાનારને સરળતા જ રહે છે. આમ, આપણી ઉપર, આવાં રત્નો મેળવીને મહાપુરુષોએ કેવો અસીમ ઉપકાર કર્યો છે એ વિચારો.

જે કાર્ય આપણાં મા-બાપ પણ આપણને નથી કરી આપી શકતાં, તે મહાપુરુષોએ આપણે માટે કરેલું છે. તેઓએ શાસ્ત્રોનો અભ્યાસ કરી આપણે માટે આ સુંદર રત્નો શોધી આપ્યાં છે. સંસારનાં સગાંઓ કદાચ તમને પૈસાનો વારસો આપી જશે પણ મહાપુરુષો તો તમારું શ્રેય ઇચ્છી, તમારા આત્માના ઉદ્ધાર માટે અમૂલું એવું દાન આપી જાય છે.

માટે જ્ઞાનીઓ કહી ગયા છે કે આપણને સાધન આપે છે માટે માતપિતાનો ઉપકાર છે અને તેથી એમને નમસ્કાર ઘટે છે. પણ સદ્‌ગુરુ તો આ ભવ માટે જ નહિ, ભવોભવને માટે આપણી આંખોમાં જીવનનું અમૂલું અંજન-સૂરમો એ આંજી આપે છે અને આપણને નવું દર્શન કરાવે છે. આથી, વિશ્વના આપણા સર્વ સ્નેહીજનો અને સ્વજનો કરતાં આ ગુરુઓ આપણા વધુ ઉપકારી છે.

પચ્ચીસસો વર્ષ પહેલાં, શ્રમણ ભગવાન મહાવીર આપણને આ બધું શા માટે આપી ગયા હશે, એનો વિચાર કરો. એમને અંતરે તો એક જ હિત હતું કે માનવજાતનું કલ્યાણ કરવું. આ નિર્મળ ભાવનાથી એમણે આ સર્જન કર્યું. એટલે તમે જોશો કે આપણા સાચા સ્નેહીઓ તો આવા સત્પુરુષો જ છે, જેઓ આપણને સંસારના કીચડમાંથી બહાર કાઢવા મથે છે.

બાળક નાનું હોય અને એ સાચા સર્પને રમકડું માની ઝાલવા માટે હાથ લંબાવે, તો મા એના બાળકને પાછો ખેંચી લે છે અને તેમ કરતાં કદાચ અણસમજુ બાળક માને હાથે બચકું ભરી લે છે તોય મા એને છોડતી નથી. બાળકને ત્યારે તો આકરું લાગે છે પણ એમાં જ એનું હિત છે એ મા જાણે છે.

આ પ્રમાણે, આપણા ગુરુઓ પણ મા જેવા હોય છે. વિષયો રૂપી સર્પ સાથે આપણે જ્યારે રમવા માટે લલચાઈએ છીએ ત્યારે ગુરુઓ આપણને અટકાવે છે. એ

ત્યારે તો આકરા લાગે છે પણ છતાં એ જ આપણા જીવનું હિત કરે છે.

શ્રોતાઓમાં પણ જુદા જુદા વર્ગો હોય છે. કેટલાક કાન્તાસમિત હોય છે. એમને, નાની નાની વાતો કહીને બાળક અને સ્ત્રીની જેમ સમજણ આપવાની હોય છે; બીજા મિત્રસમિત. એમની સાથે દલીલો, તર્ક વગેરેથી ચર્ચા થાય; અને ત્રીજો વર્ગ તે પ્રભુસમિત. આવો માણસ પ્રથમની બે ભૂમિકા ઓળંગી ગયો હોય છે અને તેથી એના દિલમાં ગુરુઆજ્ઞા માટે શંકા જ જન્મતી નથી; એ તો ગુરુઆજ્ઞા મુજબ જ જીવે છે. અને જે શિષ્ય આમ ગુરુની આજ્ઞામાં રહે છે, તેનો વિચાર ગુરુને કરવો પડે છે. પણ આ સ્થિતિ એકદમ નથી આવતી. એ માટે તો લબ્ધલક્ષ થઈ અનેક જન્મો સુધી સાધના કરવી પડે છે.

આ જ્ઞાન એ માત્ર ચર્ચાનો વિષય નથી; એ તો આચરણની વાત છે. આટલા માટે જ્ઞાનીઓએ કહ્યું કે ગળપણ વિષે સો ગ્રંથો વાંચવા કરતાં, સાકરનો એક ગાંગડો મોંમાં નાખી અનુભવ કરશો તો એમાં વધુ જ્ઞાન અને આનંદ મળશે.

આપણે એ સમજવાનું છે કે કાયા કૃશ હશે તો ચાલી શકશે પણ આત્માને કૃશ કરશો તો નહિ ચાલે. તેજસ્વી પુરુષોની કાયા કેટલીકવાર કૃશ હોય છે પણ અંદરનો એમનો આત્મા ઝગમગતો હોય છે.

આજ સુધી આપણે કાયાને પુષ્ટ કરવામાં જીવતર

વિતાવ્યું છે; હવે આત્માને પુષ્ટ કરવા મથો. આ માટે જ્ઞાનની વાતો સાંભળો, લબ્ધલક્ષ બનો.

એક વખત એક માણસને બે કુંભ આપવામાં આવ્યા. એને કહેવામાં આવેલું કે ડાબા હાથમાં સંપત્તિનો કુંભ રાખજે અને જમણા હાથમાં શાન્તિનો કુંભ. એને આજ્ઞા આપવામાં આવેલી કે જગતમાં તું સંપત્તિ વહેંચજે, અને શાન્તિને જાળવજે; તો તું પૂર્ણ સુખી થઈશ.

કુંભ લઈને એ માણસ રસ્તે ચાલ્યો જાય છે ત્યાં એને પગમાં કાંટો વાગ્યો. કાંટો કાઢવા માટે એણે હાથમાંના બેઉ કુંભ નીચે મૂક્યા. પણ ડાબા-જમણી બદલાઈ ગયા. એ લક્ષ્ય ચૂક્યો. હવે એ બે કુંભ લઈને સંસારમાં ગયો અને સમજણ વગર શાંતિ વહેંચવા માંડી અને સંપત્તિ જાળવવા માંડી. બસ ત્યારથી આખો માનવસમાજ ભૂલભૂલામણીમાં પડ્યો છે. શાન્તિ વેચીને એ સંપત્તિ મેળવવા ફાંફાં મારે છે.

આ ભૂલભૂલામણીમાંથી બહાર નીકળવા માટે આપણા જીવનમાં લક્ષ્યબિંદુ આવવું જોઈએ. આપણે લબ્ધલક્ષ થવું જોઈએ.

તા. ૮-૯-'૬૦

## લક્ષ્યબિંદુ

**જીવનનું** દરેક કાર્ય લબ્ધલક્ષવાળો માણસ લક્ષ રાખીને જ કરે, વ્યવસ્થિત ને વિચારણાપૂર્વક જ કરે. વહાણ જ્યારે એનું લંગર ઊઠાવે છે ત્યારે એનું પહોંચવાનું બંદર નક્કી થઈ ગયું હોય છે.

જીવનના કોઈપણ ક્ષેત્ર માટે લક્ષ્ય નક્કી કરવું જરૂરી છે. આ પ્રમાણે, આપણે શા માટે જન્મ્યા છીએ, શા માટે જીવવું છે, એનો વિચાર કરવો જોઈએ. જેના જીવનમાં લક્ષ્ય નથી તેની દશા, બંદર વગરના નાવિક જેવી થાય છે. એવાને કોઈ કિનારો, કોઈ બંદર હાથ આવવાનું નથી.

મુંબઈમાં બહારગામથી કોઈ આવી ચડે અને રસ્તે ચાલ્યો જતો હોય, એને તમે પૂછો કે ક્યાં ચાલ્યા? તો કહેશે: 'ખબર નથી.' 'ક્યાંથી આવ્યા?' તો કહેશે: 'ખબર નથી.' 'ક્યાં જવું છે?' તો કહેશે: 'ખબર નથી.' આવાને તમે ડાહ્યો કહો ખરા?

આપણી બધાની દશા પણ આવી જ નથી? બધા ઉતાવળમાં જીવે છે; કોઈને સમય નથી; બધા ધમાલમાં પ્રવૃત્ત છે; કામના ભારથી લદાયેલા છે. એ બધાને પૂછીએ

કે આ બધું શા માટે કરો છો? જીવનનો હેતુ શો? શા માટે જીવવા માગો છો? ક્યાં પહોંચવું છે? ક્યાંથી આવ્યા છો? તો કોઈને કલ્પના નથી. આજે આ દશા છે.

પેલા રસ્તા પર જનારને આપણે પાગલ માનીએ છીએ; પણ આપણે કેવા છીએ? જ્ઞાનીઓ આપણી સામે જોઈને વિચાર કરે છે કે આ બધાને કાંઈ જ ખબર નથી અને છતાં ધમાલનો પાર નથી. ચોવીસેય કલાક પરસેવો પાડીને પ્રવૃત્તિઓ કર્યે જાય છે પણ અંદરનો વિચાર જ નથી.

માટે તેઓ આપણને જણાવે છે કે શાંત પળોમાં આનો વિચાર કરો. આપણે મકાન ચણવા, ઘર લેવા, વસ્તુ કરાવવા બધાનો વિચાર કરીએ છીએ પણ જીવન શા માટે છે, એક એનો જ વિચાર કરતા નથી. જગત છોડીને જવાની વાત કોઈને ગમતી નથી. એવી વાત અપશુકનિયાળ લાગે છે.

પણ આપણે ભૂલી જઈએ કે એ બન્યા વગર રહેતું નથી; એક દિવસ ગયા વગર છૂટકો નથી. આપણને એ ન ગમે તોય, ક્યાં સુધી મૃત્યુને આપણે ઠેલી શકવાના છીએ? દૂર રાખી શકવાના છીએ? અંતે એકવાર એ સામેસામ આવીને ઊભુ રહેવાનું જ છે.

શિકારી પાછળ હોય ત્યારે સસલું જોરથી નાસી જવા દોડે છે, પણ પછી થાકી જાય છે ત્યારે આંખ બંધ કરીને રસ્તામાં બેસી જાય છે. એ એમ માને છે કે મારી આંખો બંધ છે તેથી હું કાંઈ નથી જોઈ શકતું, એમ શિકારીનેય કાંઈ નહિ દેખાતું હોય. પણ આ એની

મૂર્ખતા છે.

માણસજાતની પાછળ પણ આવો કાળનો શિકાર આવી રહ્યો છે અને છતાં મરણનો વિચાર જ આપણે નથી કરતા; નથી કરવા માગતા. ઘણા મર્યા અને ઘણાને વળાવ્યા છતાં આપણને હજી જ્ઞાન થતું નથી.

માટે ઉપા. વિનયવિજય મહારાજે કહ્યું કે જેની સાથે તમે બાળ ગોઠિયા થઈને રમેલા, એ ગયા; જેને મુરબ્બી ગણી માથું નમાવતા, તે ગયા; જેની સંગે પ્રીત લાગેલી, જેની પાસે બેસી પ્રેમભીની વાતો કરતા, જે પ્રેમ અનંત યુગ સુધી ચાલશે એમ માની પ્રેમગોષ્ઠીમાં મગ્ન હતા, એ સ્વજનોય ભસ્મીભૂત થઈ રાખની ઢગલી બની ગયા અને છતાં, આપણા માટેનો વિચાર નથી આવતો. આ કેવો પ્રમાદ!

યાદ રાખો કે સૌને વળાવ્યા એમ તમારેય એક દિવસ જવાનું છે. દડામાં ભરેલો પવન નીકળી જતાં જેમ સંકોચાઈ જાય છે તેમ, આત્મા નીકળી જતાં આ દેહ એમ જ ખાલી થઈને પડી રહેવાનો છે. ચેતન જશે, એટલે ચોવીસ કલાકમાં એ દેહ દુર્ગંધ મારતો થઈ જશે. જે દેહને આખી જિંદગી તમે પંપાળ્યો છે, એને પળવારમાં બાળી દેવામાં આવશે. આ જ્ઞાન માટે, લક્ષ્યબિંદુ આવશ્યક બને છે.

પર્વતમાંથી નીકળતી નદીને પોતાનું લક્ષ્ય નક્કી છે.

આથી વચ્ચેના ખડકો, પથ્થરો, જંગલઝાડીમાંથી રસ્તો કરીને એ સાગર તરફ ધસતી જાય છે; ક્યાંય અટકતી નથી. ગમે ત્યાંથી એ એનો માર્ગ કરી લે છે ને આગળ વધે છે. આમ, જે માણસ શરૂઆતથી જીવનનું લક્ષ્ય નક્કી કરે છે એ જીવનમાં પ્રવૃત્તિ કરે છે છતાં, વચ્ચે ક્યાંય બંધાતો નથી, અટકતો નથી.

બિલાડી એકવાર એના બચ્ચાને મોમાં લે છે અને બીજી વાર ઉંદરને મોંમાં લે છે. બિલાડી તો એકની એક હોય છે, છતાં બેઉને પકડવામાં ફેર છે. ઉંદરને એના દાંત ભોંકાઈ જાય છે પણ એના બચ્ચાને એનાથી કાંઈ થતું નથી. આનું કારણ એ છે કે બેઉની પાછળ દષ્ટિબિન્દુ જુદું જુદું છે. એકમાં રક્ષણનો ભાવ છે; બીજામાં ભક્ષણનો ભાવ છે.

આ પ્રમાણે માણસ જ્યારે સંસારમાં પોતાનું લક્ષ્ય નક્કી કરે છે ત્યારે, એ બધાં કર્મ કરતો રહે છે છતાં એમાં એના દાંત ક્યાંય બેસતા નથી, ખૂંચતા નથી. માટે દરેક પ્રવૃત્તિ કરતાં વિચારો કે લક્ષ્ય તો બરાબર છે ને? આમ વિચારનારો માણસ, પાપ કરતાં અટકી જાય છે. એ અસત્ય કરતો નથી; અનાચાર કરતો નથી.

માણસે આ દષ્ટિ કેળવવાની છે અને સમય આવ્યે, અવસર આવ્યે સર્વ છોડવા માટેની તૈયારી રાખવાની છે. જ્ઞાનીઓ જીવનમાં આ લક્ષ્યબિંદુ કદી ભૂલતા નથી અને તેથી અલિપ્ત રહી શકે છે.

સાકર અને મધ બેઉમાં ગળપણ છે, પણ સાકર ઉપર બેઠેલી માખી, ગળપણ ચૂસીને ઇચ્છા હોય ત્યારે ઊડી જઈ શકે છે, જ્યારે મધની માખી, મધની અંદર જ એની પાંખો ખૂંતી જતાં ચોંટી જાય છે. માણસનું જીવન આજે મધમાખી જેવું થઈ રહ્યું છે. વસ્તુમાત્રમાં એ ખૂંચતો જાય છે.

એટલે જીવનમાં લક્ષ્ય અત્યંત જરૂરી છે. એ નક્કી થશે ત્યારે સંસારમાં રહેવા છતાં, સંસારની વસ્તુઓ તમને બાંધી શકશે નહિ. અન્ન, વસ્ત્ર ન હોય તો પણ આપણે જીવી શકીશું.

આ માટે અરૂપી આત્માનું અરૂપી સ્વરૂપ સમજવાની જરૂર છે. એ મળે તો જીવનના માર્ગ ઉપર માણસ સીધો જઈ શકે; એનો સંસ્કારપથ જલદી કપાઈ જાય. આ બહુ જ આવશ્યક છે. અંગ્રેજીમાં કહેવત છે કે No man can hit the mark, if his eye moves from it. જે નિશાનબાજની આંખ નિશાન ઉપર ન હોય, ત્યાંથી સરકી જાય એ કદી નિશાનને વીંધી શકે નહિ. આપણે જીવનમાં આ નિશાન પર નજર સ્થિર કરવાની છે. તો પ્રવૃત્તિમાં રહેવા છતાં આપણે આગળ વધી શકીશું. ક્રોધ, માન, લોભ, બધાને પલટતા જઈશું, એમાંથી મુક્ત થઈ શકીશું.

માણસને આજે ભવનો ભય રહ્યો નથી. એ હોય તો જન્મમરણના ફેરા ફરવા કરતાં, એને રાગદ્વેષ જીતી સાધના કરવામાં આનંદ આવે. સાધુ પણ જો લક્ષ્ય ચૂકે તો સાધુ જેવો સાધુ પણ નીચે ઊતરી જાય. ઘણીવાર તો

સંસારી લોકો કરતાં સાધુની સામે વધારે પ્રલોભનો આવે છે. મુંબઈમાં લોકોને નાની ખોલીય મળતી નથી; અમને ત્રણ માળ મળે છે! તમે સાદી રસોઈ જમો છો; સાધુને મિષ્ટાન્ન મળે છે! તમે કદાચ ફાટેલાં કપડાંથી ચલાવતા હશો; સાધુને કદી ફાટેલું પહેરવા મળતું નથી! આમ સાધુ છતાં, એ લક્ષ્ય ભૂલે તો એ પણ અહીં બેઠો કાપડ, વસ્તુ, મકાન અને બીજા સંગ્રહમાં ચોંટી જાય.

એટલે સાધુ કે સંસારી, બેઉને આવશ્યક છે, તે જીવનનું લક્ષ્યબિંદુ. એકવાર આ નક્કી થશે એટલે લાગશે કે કરવાનું ઘણું છે અને સમય ઓછો છે. પછી એક પળ પણ તમારી પ્રમાદમાં નહીં જાય.

ઘણા જણ આવીને કહે છે કે પ્રયત્ન છતાંય ક્રોધ આવી જાય છે; જતો નથી, શું કરવું? હું એમને પૂછું છું કે તમારી દુકાને બેઠા હો, કોઈ ઘરાક આવે અને હજાર બે હજારનો નફો કરાવે તેમ હોય, તો તમે એની સાથે કેમ વર્તો છો? એ કદાચ તમને 'પાગલ' જેવા શબ્દો કહે તોય તમે કેવા ગળી જાઓ છો! ત્યાં તમારે સ્વાર્થનું લક્ષ્ય છે કે એનું ખીસું ખાલી કરાવી, તમારો લાભ તમારે લેવો છે.

પણ આવું લક્ષ આપણને આત્મા માટે રહે છે ખરું? જો આત્મા વિશે આમ વિચારીએ તો સંયમ સ્વાભાવિક બની જાય. પછી જીવનમાં નવો વેગ આવશે. લક્ષ્યબિંદુ વગર, ગુણો દંભ બની જાય છે. લક્ષ્યબિંદુ હોય તો જ

માણસ શિખર પર ચડી શકે. પછી નીતિ વગેરે જીવનમાં એવાં વણાઈ જાય કે એના વગર તમે જીવી શકો જ નહિ.

લક્ષ્ય નક્કી થતાં, ગુણો માણસને આગળ લઈ જાય છે. પછી ક્યાં જવાનું છે એનો જવાબ તમારો આત્મા જ તમને આપશે.

શું બનવું છે, એનો પ્રથમ વિચાર કરો. આ મનુષ્ય-જન્મ બહુ કિંમતી છે પણ એનાથી તમે પશુય બની શકો; સ્વર્ગમાંય જઈ શકો અને નરકમાં પણ જઈ શકો. બેઉ દ્વાર માણસ માટે ખુલ્લાં છે.

આપણી પાસે મૂળ પ્રશ્ન છે : 'હે આત્મા–વણજારા! તું કયું નગર શોધીશ?' નરભવનગર સોહામણું છે; મુંબઈ નગરી જેવું, એમાં પડવાનીય તક છે; રળવાનીય તક છે. માટે જ્ઞાનીઓ કહે છે કે આત્માને લાયક કામ કરજો.

આપણી સામે ત્રણ પ્રશ્નો છે: 'તું ક્યાંથી આવ્યો છે?' 'શું સાથે લાવ્યો છે?' 'તું ક્યાં જવાનો છે?' આ પ્રશ્નો તમારા આત્માને, અંતરને પૂછો. એના પર વિચાર કરો તો ધીરે ધીરે તમારું ધ્યેય સ્પષ્ટ થશે. મોક્ષ એ આપણું લક્ષ્ય છે. દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય એ એનાં સાધનો છે. એ સાધનો મેળવવા માટે આપણે લાયક બનવાનું છે. એ લાયકાત આ એકવીસ ગુણથી પ્રાપ્ત થાય છે. માટે આપણે આપણા જીવનમાં આ ગુણોને કેળવી, લાયકાત મેળવી મોક્ષ માર્ગમાં પ્રગતિપૂર્વક પ્રયાણ કરીએ.

તા. ૯–૯–'૬૦

# શ્રી જીવન-મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટ

અમદાવાદ

રસભર નીતિપ્રેરક વાચન આપવાની મનોભાવના સાથે જન્મેલા આ ટ્રસ્ટની શરૂઆત સં. ૨૦૧૩થી થઈ છે. પાંચ વર્ષની સફળતા જોતાં, લેખકોની શુભેચ્છા નીરખતાં અને વાચકોની અપાર મમતા જોતાં, એ સફળતાનો યત્કિંચિત્ આનંદ અનુભવે છે.

પાંચ વર્ષના લવાજમના માત્ર રૂપિયા પચાસમાં ઘરમાં એક નાનું સરખું પુસ્તકાલય ખડું થઈ જાય છેઃ ને આ નાના પુસ્તકાલયને વસાવી ઘણાં ઘરોમાં માબાપ ને પુત્ર–પુત્રી વગેરે આખું કુટુંબ એક સાથે બેસીને વાંચતું ને રસલહાણ લેતું અમે જોયું છેઃ એ વખતે અમારો ઘરદીવડા જેવો આ પુરુષાર્થ સફળ લાગ્યો છે.

કેટલાક પુસ્તકોની બીજી અને ત્રીજી આવૃત્તિ થઈ ગઈ છે. પુસ્તકો જેમ જેમ પૂરાં થતાં જાય છે તેમ તેમ નવી આવૃત્તિઓ છાપવાની વ્યવસ્થા રાખેલી છે.

નવા ગ્રાહક થનારની ઇચ્છા શરૂઆત (સં. ૨૦૧૩)થી ગ્રાહક તરીકે નામ નોંધાવવાની હશે તો તે પ્રમાણે ૨૦૧૩ થી દરેક વર્ષનાં પુસ્તકો મળી શકશે.

આપનું લવાજમ મોકલી આપશો અને સાથે આ નીતિધર્મની પરબનાં પાન બીજાને પણ ગ્રાહક બનાવીને કરશો–કરાવશો.

લાલભાઈ મ. શાહ
વ્યવસ્થાપક

# શ્રી જીવન–મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ

## આછો પરિચય

જ્યોતદીપ રવિ નભબિંદુ તો,
ઘરદીવડા રા ખોટા?

ઘરદીવડા જેવા આ ટ્રસ્ટનો ઉદ્ભવ એક સાવ સામાન્ય સંજોગોમાં થયો હતો.

સાહિત્યકારો, કલાકારો, સેવકો ને કંઈક વિશિષ્ટતા-વાળા મિત્રોની અમારી મજલિસ છે. આ મજલિસના શ્રી લાલભાઈ મણિલાલ શાહ પણ સભ્ય છે.

એક વારની મુલાકાતમાં સામાન્ય વાતમાં વાત એવી નીકળી કે અસારે લોકોની વાચનભૂખ ઊઘડી છે. એ ભૂખને સંતોષવા મોટા પ્રમાણમાં સાહિત્ય બહાર પડી રહ્યું છે: અને લોકો એ લાવી લાવીને હોંશે હોંશે વાંચી રહ્યા છે.

બાળકોને હંમેશાં રસ, રંગ ને રંજનપ્રધાન સાહિત્ય ગમે છે. સ્ત્રીઓ અને સામાન્ય કક્ષાના લોકોને પણ એ વધુ રુચે છે: અથવા સાહિત્યનો આ પ્રકાર મનુષ્યસ્વભાવને રુચતો છે: પણ એ રસ, રંગ ને રંજનની પાછળ જો કોઈક નીતિમત્તાનો, સચ્ચારિત્રનો ધ્વનિ હોય તો બધો પ્રયત્ન–એક પંથ ને દો કાજ–જ્ઞાન સાથે ગમ્મત આપનારો નીવડે.

જેમ રોજ વાતો કરીએ તેવી આ સર્વ સાધારણ વાતો હતી. શ્રી. લાલભાઈ પણ એ સાંભળીને થોડીવાર બેસી ચાપાણી પીને ચાલ્યા ગયા. બીજે દિવસે શ્રી. લાલભાઈ આવ્યા. ઊઠતાં તેઓ એક કવર આપી ગયા. સાંજે એ ખોલ્યું ને વાંચ્યું. એમાં લાલભાઈએ પોતાના હસ્તાક્ષરોમાં લખ્યું હતું:

"તમારી વાતો મારા મનમાં રમતી રહી છે. કાલે મારા પિતાશ્રીની પુણ્યતિથિ હતી. એ વખતે મેં નિર્ણય કર્યો છે, કે તમે કહો તે રીતે સાહિત્યપ્રીતિ માટે રૂ. પાંચ હજાર ખર્ચવા."

મારા મનને આનંદ થયો. વાહ, આપણી ભાવના ઝીલનાર માણસો પણ છે. દિલભર દિલનો આ સાચો દાખલો છે. અંતરની સાચી ભાવનાનો જરૂર પડઘો છે. પણ પાંચ હજાર જેવી રકમથી આવા કામમાં પડતાં મન ન માન્યું. કહ્યું કે બીજા પાંચ સાત આવે ત્યારે કંઈક વિચારીશું.

શ્રી. લાલભાઈએ વિચાર કરવા માટે એક પળ પણ થોભ્યા વિના કહ્યું: 'તમે કહો છો, તો પાંચની રકમ અગિયારની કરું છું.'

મને આ સહૃદય સજ્જન તરફ ભાવ જાગ્યો. શ્રીમંત તો એવા મોટા એ નથી, પણ હૃદયની શ્રીમંતાઈ વધુ લાગી. આખરે તારીખ ૨૧–૬–૧૯૫૬ના રોજ રૂ. ૧૧,૨૫૧ની રકમથી ટ્રસ્ટ રજિસ્ટર થયું.

આ ટ્રસ્ટનું નામ શ્રી. લાલભાઈનાં સ્વ. માતા જીવીબાઈ ને સ્વ. પિતા શ્રી. મણિલાલના સંયુક્ત નામ પરથી 'શ્રી જીવન–મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટ' રાખ્યું: ને ટ્રસ્ટીઓ તરીકે શ્રી. લાલભાઈએ અને મેં જવાબદારીઓ સંભાળી.

આ ટ્રસ્ટના મુખ્ય ઉદ્દેશો સામાન્ય રીતે નીચે મુજબ રાખ્યા છે.

૧. કેળવણીને-ગમે તે પ્રકારથી-ઉત્તેજન આપવું.

૨ જાહેર જનતાને ઉપયોગી થાય એવાં કોઈ શુભ કાર્યોમાં નાણાં વાપરવાં.

૩. સત્ય, નીતિ કે સંસ્કારના પ્રચાર અર્થે બોધદાયક પુસ્તકો પ્રગટ કરવાં, વેચવાં, વહેંચવાં.

૪. શારીરિક, માનસિક, નૈતિક તંદુરસ્તી વધે તેવું સાહિત્ય, પુસ્તકો, પુસ્તકાલયો, ભાષણો દ્વારા જનસમુદાયમાં ફેલાવવું.

આ ઉદ્દેશથી આ ટ્રસ્ટ સ્થાપન થયું અને એનું કાર્ય પણ શરૂ થયું. આશાઓમાં—આકાંક્ષાઓમાં બળ હોય છે; તો સિદ્ધિ પણ થાય છે. આજે પાંચ વર્ષ પૂરાં કરી, વિશાળ વાચક વર્ગ અને બહોળા સહૃદય ગ્રાહક વર્ગ સાથે આ ટ્રસ્ટ નવી તમન્નાઓ સાથે આગળ ડગ ભરી રહ્યું છે.

આ લખાણનો ઉદ્દેશ સ્વકીર્તિ રળવાનો નથી, પણ કોઈ સેવાભાવી સજ્જન આ વાંચે, અંતરમાં ઊર્મિ જાગે, ને કંઈક નાનુંમોટું જ્ઞાનપરબ ઊભી કરવાની પ્રેરણા મળે એટલો જ હેતુ છે. આપણામાં રાજ તરફ, સરકાર તરફ મોં તાકીને જોઈ રહેવાની જે વૃત્તિ જાગી છે; એણે વ્યક્તિગત પ્રયત્નોને પંગુ બનાવી નાખ્યા છે.

વીજળીના દીવાએ જેમ ઘરમાંથી કોડિયાં ને ફાનસોને હદપાર કર્યાં છે; ને આપણે માઈલો પરની વીજળિક કોઠીઓના આશ્રિત બન્યા છીએ. એ પ્રકાશ આપે તો પ્રકાશ ઝીલવો, એ આપે એ પ્રકાશ સાચો—એવી પરાશ્રિત અને પંગુ મનોદશા સામે આ ઘરદીવડા જેવો પ્રયત્ન કંઈક કહી જાય છે. આ બધાનો ફલિતાર્થ આટલો જ છે.

જયભિખ્ખુ

ચંદનગર, સરખેજ રોડ
અમદાવાદ—૭

નીતિબોધની પવિત્ર ગંગા જેવાં

## શ્રી જીવન-મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટનાં પુસ્તકો

વાર્ષિક લવાજમ રૂા. ૧૦-૦૦ (પો. જુદું)

### ૧લું વર્ષ : વિ. સં. ૨૦૧૩

| નંબર | પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
|---|---|---|---|
| ×૧ | ભગવાન મહાવીર | શ્રી. જયભિખ્ખુ | ૩-૦૦ |
| *૨ | સદ્‌વાચનમાળા શ્રેણી ૧લી | ,, | ૨-૫૦ |
| -૩ | સુવર્ણકંકણ | શ્રી. રતિલાલ દેસાઈ | ૧-૦૦ |
| ×૪ | સૌરભ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૨-૦૦ |
| *૫ | સતની આંધી પૃથ્વી | શ્રી જયભિખ્ખુ | ૨-૦૦ |
| -૬ | સદ્‌વાચનમાળા શ્રેણી ૨ જી | ,, | ૨-૫૦ |
| ×૭ | અક્ષય તૃતીયા | ,, | ૦-૪૫ |
| | | | ૧૩-૪૫ |

### ૨જું વર્ષ : વિ. સં. ૨૦૧૪

| નંબર | પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
|---|---|---|---|
| ૧ | ભગવાન ઋષભદેવ | શ્રી. જયભિખ્ખુ | ૩-૫૦ |
| ૨ | વીરડાનાં પાણી | શ્રી. ઉષા જોષી | ૨-૦૦ |
| ×૩ | ભવનું ભાતું | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૧-૨૫ |
| ૪ | સદ્‌વાચનમાળા શ્રેણી ૩ જી | શ્રી. જયભિખ્ખુ | ૨-૫૦ |
| -૫ | પાપ અને પુણ્ય | શ્રી. જયભિખ્ખુ અને સત્યમ્ | ૨-૦૦ |
| ૬ | પ્રેમપંથ પાવકની જ્વાળા | ,, | ૧-૫૦ |
| ૭ | દહીંની વાટકી | ,, | ૦-૪૫ |
| | | | ૧૩-૨૦ |

## ૩જું વર્ષ : વિ. સં. ૨૦૧૫

| નંબર | પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
|---|---|---|---|
| *૧ | પ્રેમનું મંદિર | શ્રી. જયભિખ્ખુ | ૩–૫૦ |
| –૨ | જગતશાહ | શ્રી. ગુણવંતરાય આચાર્ય | ૩–૦૦ |
| ×૩ | હવે તો જાગો | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૨–૦૦ |
| ૪ | શ્રી નેમ–રાજુલ | શ્રી. જયાબહેન ઠાકોર | ૨–૫૦ |
| ૫ | આંબે આવ્યો મોર | શ્રી. જયભિખ્ખુ | ૧–૫૦ |
| ૬ | રાગ અને વિરાગ | શ્રી. રતિલાલ દેસાઈ | ૧–૨૫ |
| *૭ | બિન્દુમાં સિન્ધુ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૦–૬૫ |
| | | | ૧૪–૪૦ |

●

## ૪થું વર્ષ : વિ. સં. ૨૦૧૬

| નંબર | પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
|---|---|---|---|
| ૧ | સંસારસેતુ | શ્રી. જયભિખ્ખુ | ૩–૫૦ |
| ૨ | સદ્‌વાચનમાળા શ્રેણી ૪થી | ,, | ૩–૦૦ |
| ૩ | આતુદેવો ભવ | શ્રી. સુશીલ | ૧–૫૦ |
| ૪ | ત્યાગની વેલી | શ્રી. સુ. વ. શાહ | ૧–૫૦ |
| ૫ | મંત્રીશ્વર વિમલ | શ્રી. જયભિખ્ખુ | ૧–૫૦ |
| ૬ | સૂલી પર સેજ હમારી | શ્રી. જયભિખ્ખુ | ૧–૫૦ |
| ૭ | ચપટી બોર | શ્રી. જયભિખ્ખુ | ૦–૭૫ |
| | | | ૧૩–૨૫ |

— આ પુસ્તકની બીજી આવૃત્તિ છપાય છે.
* ,, . બીજી આવૃત્તિ છપાઈ ગઈ છે.
× ,, ત્રીજી આવૃત્તિ છપાઈ ગઈ છે.
+ ,, ચોથી આવૃત્તિ છપાય છે.

●

## ૫મું વર્ષ : વિ. સં. ૨૦૧૭

| | | |
|---|---|---|
| ૧. શત્રુ કે અજાતશત્રુ ભા-૧ | શ્રી જયભિખ્ખુ | ૩-૫૦ |
| ૨. ,, ભા-૨ | , | ૩-૫૦ |
| ૩. નકલંક મોતી | શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રી | ૨-૦૦ |
| ૪. ધર્મરત્નનાં અજવાળાં | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૩-૫૦ |
| ૫. પાલી પરવાળાં | શ્રી. જયભિખ્ખુ | ૧-૫૦ |
| ૬. કલ્યાણમૂર્તિ | પં. રતિલાલ દેશાઈ | ૧-૦૦ |
| ૭. પ્રેરણાની પરબ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૦-૫૦ |
| | | ૧૫-૫૦ |

### પ્રકીર્ણ

| | | |
|---|---|---|
| ઉગમતે-પ્રભાતે | શ્રીમદ્ રાજચંદ્ર | ૦-૭૫ |
| *રાજા શ્રીપાળ | શ્રી. જયભિખ્ખુ | ૦-૬૦ |
| *જીવનમાં ધર્મ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૦-૨૫ |
| +શ્રી સ્નાત્રપૂજા (ચોથી આવૃત્તિ) | | ૦-૫૫ |
| રાજપ્રશ્ન (શ્રીમદ્ રાજચંદ્રના મૂળ વચનોનો પ્રશ્નોત્તરરૂપે ગોઠવેલો સંગ્રહ) | | ૫-૨૫ |

## સોનેરી સુવાકયો

રોજ વાંચવા યોગ્ય, જીવનને સંસ્કારિતા ને ધર્મ-પ્રેમથી ભરતાં સુંદર હિતોપદેશવાળાં લખાણો. સફેદ લાકડાની ફ્રેમમાં મઢેલાં.ચૌદ પ્રકારનાં જુદાં જુદાં વચનોઃ પ્રત્યેકની કિં. રૂ. ૧-૫૦ છુટા કાર્ડના ૦-૧૨ ન. પૈસા